બંગાળમાં ચકચાર જગાવનાર
સ્વ. શરદબાબુની નવલકથા

શિષ્ટ સાહિત્ય : ૪

# કિરણમયી



સંક્ષિપ્ત અનુવાદક
ભોગીલાલ ગાંધી




મુખ્ય વિક્રેતા

ચેતન પ્રકાશન ગૃહ લિ. ગોરેગાંવ (મુંબઈ)
રવાણી એન્ડ કંપની, બાબુ ગેનુ રોડ, મુંબઈ ૨

સંક્ષિપ્ત આવૃત્તિ પહેલી : ફેબ્રુઆરી ૧૯૫૨

કિંમત ૫-૦-૦








પ્રકાશક : જૈન પ્રકાશન ગૃહ લિ. વતી ભોગીલાલ ગાંધી :
૧૨૩, જવાહર નગર, ગોરેગાંવ, મુંબઈ

મુદ્રક : રવાણી એન્ડ કંપની વતી જમનાદાસ માણેકચંદ રવાણી
અનેકાન્ત મુદ્રણાલય મોટા આંકડિયા : જિલ્લો અમરેલી

# આમુખ

એક રૂપગર્વિતા નારીનાં પ્રેમ અને વાસનાની આ રહસ્યપૂર્ણ નવલકથા છે.

સ્વ. શરદબાબુનાં પારૂ (દેવદાસ), અચલા (ગૃહદાહ), વિરાજ (વિરાજવહુ) અને રાજલક્ષ્મી (શ્રીકાંત)–આ સ્ત્રી પાત્રોનું અજબ કામણ છે.

પરંતુ આથીય અદકું કામણ છે 'કિરણમયી'નું.

આ નવલકથા, વર્ષો પૂર્વે, જ્યારે શરદબાબુનું નામ બંગાળમાંય મશહૂર ન હતું તે દિવસોમાં, એક સામયિકમાં હપ્તે હપ્તે પ્રસિદ્ધ થવા માંડી હતી. અને થોડાંક પ્રકરણો છપાયાં ત્યાં તો બંગસમાજમાં તોફાન જાગી ઊઠ્યું! ભદ્ર સમાજે 'છિઃ છિઃ' પુકારીને સામયિકના તંત્રી મહાશયે ડઘાઈ જઈ નવલકથાનાં બાકીનાં પ્રકરણ આગળ છાપવાં જ છોડી દીધાં!

શરદબાબુએ સતીશ ને સાવિત્રી, દિવાકર ને કિરણ, કિરણ ને ઉપેન્દ્ર દ્વારા પ્રેમના ત્રિકોણ વિનાની, પરંતુ, અતૃપ્ત પ્રેમ અને અજંપ વાસનાની અદ્ભુત કથા અહીં રચી છે. તમામ 'ચરિત્રહીનો'માં સંસ્કાર ને માનવતાની કેટલી કમનીય છબી અહીં ઊઠી આવે છે!

શરદબાબુની તમામ નવલકથાઓમાં આ 'ચરિત્રહીન'નું આગવું સ્થાન છે.

શરદબાબુનાં તમામ નારી પાત્રોમાં આ 'કિરણમયી'ને આગવું સ્થાન છે.

મેં અનુવાદિત કરેલ 'ચરિત્રહીન'ની આ ટૂંકાવેલી નવી આવૃત્તિ છે.

૧૫–૨–૫૨ —ભોગીલાલ ગાંધી

# શ્રી ભોગીલાલ ગાંધીનાં પુસ્તકો

## મૌલિક

* પરાજિત પ્રેમ ( ટૂંકી વાર્તાઓ )
* સાધના ( પ્રણય, વાંછના ને જીવનસાધનાનાં કાવ્યો )
* પ્રણયસૃષ્ટિનાં પાત્રો (લગ્ન પ્રેમની સમસ્યા રજૂ કરતો સ્વૈરવિહાર)
* સોવિયત રશિયા (સર્વાંગી પરિચય)
* સામ્યવાદ (ત્રીજી આવૃત્તિ)
* રશિયાની કાયાપલટ

## અનુવાદિત

* અમ્મા (ગોર્કીના 'મધર' નવલકથાનું રૂપાંતર)
* રેયાનો વર (એક જર્મન યુદ્ધકથાનું રૂપાંતર)
* વિશ્વસાહિત્યની વાતો (શ્રેષ્ઠ વાર્તા-સંગ્રહ)
* લીઝા ( મશહુર રશિયન પ્રેમકથા)
* ભાભી ( ટાગોરની 'નષ્ટનીડ' વાર્તા )
* કાળું સોનું ( સોવિયેત નવલકથા )
* આના કેરેનિના (તોલ્સતોયકૃત મહાન પ્રણયકથા)

## શરદબાબુકૃત ( અનુવાદ )

* દેવદાસ
* ગૃહદાહ
* કાશીનાથ
* દત્તા
* ચરિત્રહીન
* સાવકી મા ( શ્રી રમણલાલ સોનીના સહકારમાં )

# [ ૧ ]

પશ્ચિમ પ્રદેશના એક મોટા શહેરમાં ટાઢ પડું પડું થઈ રહી હતી. પરમહંસ રામકૃષ્ણના એક ચેલા એકાદા સત્કર્મમાં સહાયતા મેળવવાના વિચારથી આ શહેરમાં ફાળો ભેગો કરવા આવી પહોંચ્યા હતા. તેમના વ્યાખ્યાનની સભામાં ઉપેન્દ્રે પ્રમુખપદ સ્વીકારવું પડશે અને પ્રમુખ તરીકેનું જે કાંઇ કર્તવ્ય હશે, તે તેણે બજાવવું પડશે, એવો ઠરાવ લઇને એક દિવસે સંધ્યાકાળે કૉલેજના વિદ્યાર્થીઓ ઉપેન્દ્રને પકડી બેઠા હતા.

ઉપેન્દ્રે પૂછ્યું: 'કેવુંક સત્કર્મ છે, જાણું તો ખરો?'

તેમણે કહ્યું: 'એની તો અમને બરાબર ખબર નથી. સ્વામીજીએ કહ્યું હતું કે, સભામાં જ બધું સ્પષ્ટ રીતે પોતે સમજાવશે. અને એથી જ સભાની ખાસ જરૂર છે.'

ઉપેન્દ્રે વધારે કાંઈ પણ પૂછ્યા વિના પોતાની સંમતિ દર્શાવી. આ જ એનો સ્વભાવ હતો. કૉલેજની પરીક્ષાઓ તેણે એટલી સરસ રીતે પસાર કરી હતી કે વિદ્યાર્થીઓમાં તેને માટેનાં માન અને પ્રેમની સીમા નહોતી. તે પોતે પણ એ જાણતો હતો. એટલે કંઈ કામકાજ વખતે, અડચણ કે મુશ્કેલી વખતે વિદ્યાર્થીઓ જ્યારે તેની પાસે આવી પહોંચતા ત્યારે તેમની માગણી અને વિનતીને, મમતાને કારણે, તે કદી પાછી ઠેલી શકતો નહિ. વિશ્વવિદ્યાલયની સરસ્વતી પાસેથી વિદાય લઈ અદાલતની લક્ષ્મીની સેવામાં નિમાયા પછી પણ વિદ્યાર્થીઓના અખાડાથી માંડીને ફૂટબોલ, ક્રિકેટ અને ડિબેટિંગ સોસાયટી સુધ્ધાંમાં તેને તે જ ઉચ્ચ આસને પહેલાંની જેમ બેસવું પડતું.

દિવાકર ઉપેન્દ્રનો મોળાત ભાઈ હતો. બચપણથી જ માબાપ મરી જવાને લીધે મામાના ઘરમાં જ તે ઊછર્યો હતો. બહારની એક નાની ઓરડીમાં દિવસે લખવા વાંચવાનું અને રાત્રે સૂવાનું કરતો. ઉંમર લગભગ ઓગણીસ હતી. ઇન્ટરમાં ભણતો હતો.

ઉપેન્દ્રે દૃષ્ટિ પડતાં જ મોટેથી બૂમ પાડી: 'સતીશ, છાનોમાનો ભાગી ક્યાં જાય છે? આમ આવ, આમ આવ.'

પકડાઇ ગયેલો સતીશ ભોંઠો પડી પાસે આવી ઊભો રહ્યો. ઉપેન્દ્રે પૂછ્યું: 'આટલા દિવસ કાંઇ દેખાતો નહોતો?'

મોઢા પરની ભોંઠપ દૂર કરીને જરાક હસતાં હસતાં સતીશ બોલ્યો: 'આટલા દહાડા અહીં નહોતો, ઉપીનદા.* અલ્હાબાદમાં કાકાને ત્યાં ગયો હતો.'

વાત પૂરી થાય તે પહેલાં જ એક બાડો ચશ્માધારી યુવક આંખ પટપટાવી, દાંત બહાર કાઢી બોલી ઊઠ્યો: 'દિલના દુઃખે જ ને, સતીશ?'

મેટ્રિકની પરીક્ષામાં સતીશ હજુ પાસ થયો નથી, એ વાત સૌ જાણતું હતું, એટલે જ આ શબ્દો એટલા બધા ખરાબ લાગ્યા કે હાજર રહેલા સૌએ મોં નીચાં કરી મનમાં મનમાં અણગમો અનુભવ્યો. પેલા જુવાનનાં હાસ્ય તથા મશ્કરી ક્યાં ય સ્થાન ન મળવાથી તે જ ક્ષણે શમી ગયાં. પરંતુ સતીશ હસતે મોઢે બોલ્યો: 'ભૂપતિબાબુ! દિલ હોય તો દિલને દુઃખ થાય. પાસ થવાની આશા કહો કે ઇચ્છા કહો, મને જ્યારથી સમજ આવી ત્યારથી મેં છોડી દીધી છે.

ઉપેન્દ્ર બોલ્યો: 'પણ કંઈ કરવું તો પડશે ને? માણસ બિલકુલ હાથ જોડી બેસી રહે એ કંઈ બનતું નથી. એમ કરવું યોગ્ય પણ નથી.'

સતીશ બોલ્યો: 'ના, હાથ જોડી બેસી રહીશ નહિ. અમારા ગામમાં જેવું બેલેરિયાનું જોર છે, તેવું જ કોલેરાનું છે. પાંચ–સાત ગામમાં વખત આવ્યે એકે ડૉક્ટર જ મળે નહિ. હું ત્યાં જઇને હોમિયોપેથીનું દવાખાનું શરૂ કરી દઈશ. મારી મા મરતાં પહેલાં મને હજારેક રૂપિયા આપી ગઇ છે. એ પૈસા મારી પાસે જ છે. એના વડે મારા ઘરના દીવાનખાનામાં ડિસ્પેન્સરી શરૂ કરી દઈશ. તમે હસો નહિ, ઉપીનદા. તમે બરાબર જોજો, હું કરવાનો છું. બાપુની સંમતિ પણ લઇ લીધી છે. એમને મેં કહ્યું છે કે મહિનાએક પછી કલકત્તા જઇને હોમિયોપેથીની સ્કૂલમાં દાખલ થઇ જવાનો છું.'

ચાલતાં ચાલતાં વાત થતી હતી, દરમ્યાન સૌ બહાર રસ્તા ઉપર જ પહોંચ્યા.

---

* ઉપેન્દ્ર દાદા (દાદા એટલે મોટા ભાઈ)

સતીશે આગળ ચલાવ્યું: 'શી વાત છે, ઉપીનદા?'

ઉપેન્દ્રને અટકાવી ભૂપતિએ કહ્યું: 'સતીશ બાબુ, તમારે પણ કાળાના ખરડામાં સહી કરવી પડશે. શા માટે, એ અત્યારે અમે બરાબર નહિ કહી શકીએ. પરમ દિવસે બપોરે કોલેજના હોલમાં સ્વામીજી પોતે જ સમજાવશે.

સતીશ બોલ્યો: 'તો પછી મારાથી એ સમજવાનું રહી જ જશે. પરમ-દિવસે અમારે રિહર્સલ છે. હું એમાં હાજર ન રહું તો ચાલે એવું નથી.'

ભૂપતિ આશ્ચર્ય પામી બોલ્યો: 'એ શું સતીશ બાબુ? થિએટરમાં થોડી-એક ખામી આવવાના ભયે આવા મહત્ કાર્યમાં સાથ નહિ આપો? કોઈ સાંભળશે તો કહેશે શું?'

સતીશે કહ્યું: 'લોકો તો સાંભળ્યા વિના યે ઘણી વાતો કરે છે—એ કાંઇ નવાઈનું નથી. પણ વાત કરવા જેવું તો તમારા લોકોનું છે. કાંઈ જાણ્યા કર્યા વિના જ આ સમારંભને તમે એક મહાન સત્કર્મ તરીકે વિના સંશય સ્વીકારી લો છો! મારાથી તમારી જેમ ન બને, તો એમાં મારો દોષ નથી. કેમ કે, જે વાત હું જાણું છું, શું કરવાથી કોનું સારું-નરસું થવાનું છે એની મને ખબર છે, તેની ઉપેક્ષા કરી તેમાં નુકસાન પહોંચાડી કોઈ એક અનિશ્ચિત મહાનતાની પાછળ દોડ્યા કરવાનું મને ઠીક લાગતું નથી.'

હાજર રહેલા વિદ્યાર્થીઓમાં ઉંમરે અને શિક્ષણમાં ભૂપતિ જ સૌ કરતાં આગળ હોવાને કારણે તે જ બોલતો હતો. સતીશની વાત સાંભળી હસીને તે બોલ્યો: 'સતીશ બાબુ, સ્વામીજી જેવી મહાન વ્યક્તિ કંઇક સારું જ કહેશે, તેમનો હેતુ સારો જ હશે એવો વિશ્વાસ રાખવો કાંઇ વધારે પડતો નથી.'

સતીશ બોલ્યો: 'અસામાન્ય વ્યક્તિઓને માટે એ મુશ્કેલ નથી. આ જુઓને, મેટ્રિક પાસ કરવી એ કંઈ ભારે વાત છે? એમ છતાં પાસ કરવી તો દૂર રહી પણ ત્રણ–ચાર વરસમાં એની પાસે જવાનું યે મારાથી બન્યું નહિ! વારુ, આ સ્વામીજીને તમે કોઇએ પહેલાં કોઈ દહાડો જોયા હતા કે એમને વિષે કંઈ સાંભળ્યું હતું ખરું?'

કોઇ કશું જાણતું નહોતું એ વાતનો સૌએ એકરાર કર્યો.

સતીશ બોલ્યો: 'આ જુઓને, એક ભગવા વસ્ત્ર સિવાય એમની પાસે બીજું કોઈ સર્ટિફિકેટ નથી. એમ છતાં તમે લોકો નાચી ઊઠ્યા છો. અને

હું મારું કામ બગાડીને તેમનું ભાષણ સાંભળવા ન આવું એટલા માટે મારા ઉપર ગુસ્સો કરો છો.'

ભૂપતિએ કહ્યું: 'નાચી ઊઠ્યા છીએ અમસ્તા, સતીશ બાબુ? આ ભગવા કપડાં પહેરેલા માનવીઓ જગતને અનેક વસ્તુ આપી ગયા છે! એ ગમે તેમ હોય, હું ગુસ્સો કરતો નથી, મને તો દુ:ખ થાય છે. દુનિયાની બધી વસ્તુઓનો ખુલાસો અને સાક્ષી મળતી નથી એટલા માટે એને મિથ્યા ગણી કાઢીને છોડી દેતાં અનેક સારી વસ્તુઓથી આપણે વંચિત રહેવું પડશે! તમે જ કહો જોઉં, જ્યારે સંગીતની સારીગમ તમે ઘૂંટતા હતા ત્યારે તમને કેટલો રસાસ્વાદ મળ્યો હતો? એનું કેટલું સારું-નરસું સમજાયું હતું?'

સતીશે કહ્યું: 'હું પણ બરાબર એમ જ કહું છું. સંગીતનો જો એક આદર્શ મારી સામે ન હોત, મિષ્ટ રસાસ્વાદની આશા જો મેં ન રાખી હોત તો આટલી મહેનત કરીને સારીગમ ઘૂંટત નહિ. વકીલાત કરવામાં પૈસાની ગંધ જો તમને આટલી ન હોત તો એક વાર નાપાસ થતાં જ તમે છોડી દેત. વારંવાર આમ જાન તોડી નાખીને મહેનત કરી કરીને કાયદાનાં થોથાં ઉથામત નહિ. ઉપીનદા પણ કદાચ એકાદ નિશાળમાં મહેતાગીરી લઇ નિરાંત રાખી બેસી ગયા હોત.'

ઉપેન્દ્ર હસવા લાગ્યો પણ ભૂપતિનું મોં લાલ થઈ ગયું. તેની એક ટકોરનો દસગણો જવાબ સતીશે વાળ્યો હતો એ ત્યાં હાજર રહેલા સૌ સમજી શકયા.

ગુસ્સો દબાવી રાખીને ભૂપતિએ કહ્યું: 'તમારી સાથે વાદવિવાદ કરવો નકામો છે. એક વસ્તુનું સારા-નરસાપણું કેટકેટલી રીતે સાબિત થઈ શકે તેની તમને સમજ જ નથી.'

'અકાળે પાકી જઈને, ઝાડની નીચે પડીને શિયાળ કૂતરાના પેટમાં પહોંચી જવા હું ઇચ્છતો નથી. એટલે જ આ એક વાત બાજુ પર મૂકી જો બીજું કાંઈ કહેવાનું ન હોય, તો કૃપા કરી મને રજા આપો. હું જાઉં.'

એ હાથ જોડી બોલતા સતીશના મોઢાનો ભાવ જોઈ સૌ હસી પડ્યા. ચિડાયેલો ભૂપતિ બમણો ચિડાયો. ગુસ્સામાં ને ગુસ્સામાં ચર્ચાનો વિષય જ ભૂલી ગયો અને એવી સ્થિતિમાં મોઢામાં જેમ આવ્યું તેમ, ધમકાવતો

હોય તેમ, બોલવા લાગ્યો, 'એટલે તમે ઈશ્વરમાં જ માનતા નથી એમ લાગે છે.'

આ શબ્દો બિલકુલ અસંબદ્ધ અને બાલિશ હતા, એટલું તો ભૂપતિને પોતાને પણ લાગ્યું.

સતીશ ઊંડું આશ્ચર્ય વ્યક્ત કરી બોલ્યોઃ 'હાય રે નસીબ! હું ઈશ્વરમાં માનતો નથી? ગજબ માનું છું. નાટક પૂરું થયા પછી મધરાતે સ્મશાન આગળ થઈને પસાર થતાં છાતીનું લોહી બરફ થઈ જાય છે, એની તમને સદ્‌ગૃહસ્થોને ક્યાંથી ખબર હોય? હસો છો શું, ઉપીનદા, ભૂતપ્રેતમાં માનું છું ને ઈશ્વરમાં માનતો નહિ હોઉં?'

તેની વાત સાંભળી ગુસ્સે થયેલો ભૂપતિ સુધ્ધાં હસી પડ્યો. તે બોલ્યોઃ 'સતીશ બાબુ, ભૂતનો ભય કરવો અને ઈશ્વરમાં માનવું એ બંને શું તમારે મન એક જ છે?'

સતીશ બોલ્યોઃ 'બિલકુલ એક. બન્ને વાત સાથે રાખો તો ઓળખવી મુશ્કેલ થઈ પડે. કેવળ મારે જ માટે નહિ, તમારે માટે પણ, ઉપીનદા માટે પણ અને ખુદ શાસ્ત્ર લખનારાઓ માટે પણ. એ બંને વાત બિલકુલ એક જ છે, ન માનો તો તમારી મરજી. પણ જો માનશો તો પછી ખેર નથી. ભયબયમાં, આપદ–મુશ્કેલીમાં, ઘણીબધી બાજુથી, ઘણીબધી રીતે મેં વિચારી જોયું છે, વાગવિતંડા પણ ઓછા કર્યા નથી. પણ અંધારું તો હમેશાં અંધારું જ રહ્યું છે! આટલા અમથા નિરાકાર બ્રહ્મને માનો, કે પછી હાથપગવાળા તેત્રીસ કોટિ દેવતાને માનો–કંઈ જ ફેર નથી. બધું એક દોરે બાંધેલું છે. એક છેડે જરાક આંચકો મારતાં બધું આવીને હાજર થાય છે. એનાં એ સ્વર્ગ–નરક આવી ઊભાં રહે છે. ઈહકાલ–પરકાલ એક સાથે આવી પડે છે. અમર આત્મા પણ ત્યાં આવીને હાજરી ભરે છે. એ વખતે કબરના દેવતાને પાછો કાઢશો શી રીતે? એ તો કાલીઘાટની ભિખારણ જેવી વાત થઈ. મગદૂર શી છે તમારી કે એક જણને ચુપચાપ લાંચ આપીને બચી શકો? પળવારમાં જ જે જ્યાં હશે ત્યાંથી આવીને પકડી પાડશે. ઈશ્વરમાં માનું છું, અને ભૂતની બીક રાખતો નથી–એ વાત બિલકુલ અશક્ય છે ભૂપતિબાબુ.'

જે પ્રકારના હાવભાવથી તેણે વાતનો ઉપસંહાર કર્યો તે જોઈ સૌ

મોટેથી હસી પડ્યા. સૌ કરતાં નાના બે બાળકોના હાસ્યથી રવિવારની આળસુ બપોર ચંચળ બની ઊઠી.

[ ૨ ]

આઠેક મહિના પછી કલકત્તાના એક વાસમાં એક દિવસે સવારે ઊંઘ ઊડી જતાં, સતીશે પથારીમાં આમતેમ પડખાં ફેરવતાં ફેરવતાં એકાએક નક્કી કર્યું કે આજે પોતે નિશાળે જશે નહિ. તે હોમિયોપથી સ્કૂલમાં અભ્યાસ કરતો હતો. આ ગેરહાજર રહેવાના નિર્ણયે તેના મનમાં જાણે સુધાવર્ષણ કર્યું—ક્ષણવારમાં જ તેનો શિથિલ દેહ સ્વસ્થ બની ગયો. તે પ્રફુલ્લિત મુખે ઊઠી બેઠો થયો અને હૂકાને માટે બૂમો પાડવા લાગ્યો.

ઓરડીમાં દાખલ થઈ, પાસે જ જમીન ઉપર બેસી પડી સાવિત્રીએ હસતાં હસતાં પૂછ્યું: 'ઊંઘ ઊડી ગઈ કે બાબુ?'

સાવિત્રી તે ઘરની દાસી અને કરતાકારવતા હતી. ચોરી કરે એવી નહોતી એટલે પૈસાટકા બધું એના જ હાથમાં રહેતું. એનો બાંધો સુંદર એકવડો હતો. ઉંમર એકવીસ-બાવીસ જેટલી હતી. મોં ઉપરથી તો એનાથી ય ઓછી લાગતી હતી. અક્કડ લૂગડું પહેરતી હતી, અને બંને હોઠ પાન તથા તમાકુથી રાત-દિવસ રંગેલા રાખતી હતી. તેને જેમ હસીને બોલતાં આવડતું હતું તેની જ રીતે હાસ્યની કિંમત પણ તે બરોબર જાણતી હતી. કુટુંબ-સુખ વિનાના આ વાસમાં રહેનારા સૌની ઉપર તે આંતરિક સ્નેહ-મમતા રાખતી હતી. તેમ છતાં કોઈ તેનાં વખાણ કરતું તો તે કહેતી કે, 'આટલી મમતા ન રાખું તો તમે મને રાખો જ શેના, બાબુ? તમે તો ઘેર જઈને ગૃહિણી પાસે મારી નિંદા કરી કહેશો કે અમારા વાસમાં એવી નોકરડી છે કે પેટ ભરીને બે વખત ખાવા પણ આપતી નથી. એવા અપયશ કરતાં તો જરા વધારે મહેનત કરવી સારી.'—એમ બોલીને તે હસતી હસતી કામ કરવા ચાલી જતી.

આખા વાસમાં કેવળ સતીશ જ તેને નામ દઈને બોલાવતો, જે-તે

મશ્કરી કરતો અને જ્યારે–ત્યારે તેને બક્ષિસ આપતો. સાવિત્રીનો સતીશ ઉપરનો પ્રેમ જરા વધારે ગાઢ હતો. આખો દિવસ કામકાજ દરમિયાન પણ તેની એક આંખ અને એક કાન તો આ ઉન્નત, બલિષ્ઠ અને દેખાવડા યુવક ભણી જ પરોવાયેલાં રહેતાં. વાસમાં સૌ આ જાણતાં. અને કોઈ કોઈ તો કૌતુકપૂર્વક એનો ઉલ્લેખ કરવાનું પણ છોડતાં નહિ. સાવિત્રી કશો જવાબ આપતી નહિ. હોઠ દબાવી હસીને કામમાં પરોવાઈ જતી.

સતીશે કહ્યું: 'હા, ઊંઘ ઊડી.' એમ બોલીને ઉશીકા નીચેથી એક રૂપિયો ખડિંગ કરીને ફેંક્યો.

સાવિત્રી રૂપિયો લઈને બોલી: 'સવારના પહોરમાં વળી શું આણવાનું છે?'



સતીશ બોલ્યો: 'સંદેશ.* પણ મારે સારુ નહિ. હમણાં રાખી મૂક. રાતે તારા બાબુ× માટે ખરીદી લઈ જજે.'

સાવિત્રી ગુસ્સો કરી રૂપિયો પથારી ઉપર પાછો ફેંકી બોલી: 'રાખો તમારો રૂપિયો. મારા બાબુને સંદેશ ભાવતા નથી.'

સતીશ રૂપિયો પાછો ફેંકી વિનંતીના સૂરે કહ્યું: 'મારા સમ સાવિત્રી, આ રૂપિયો કેમે ય મને પાછો આપીશ નહિ. સાચે જ મેં તારા બાબુને સંદેશ ખાવા આપ્યો છે.'

સાવિત્રી મુખ ગંભીર કરી બોલી: 'જ્યારે ત્યારે તમે બાઈ માણસની માફક સમ ખાયા કરો છો એ બહુ જ અયોગ્ય છે. બાબુફાબુ મારે કોઈ નથી. બાબુ મારે તમે—તમે સૌ છો.'

સતીશ હસીને બોલ્યો: 'વારુ, લાવ રૂપિયો. પણ મારા સિવાય જો બીજો કોઈ બાબુ હોય તો તે મરે.'

સાવિત્રી હસી પડી બોલી: 'મારા બાબુ તે શું તમારી શોક્ય થાય છે કે એને મારી નાખો છો?'

સતીશ બોલ્યો: 'હું એને મારી નાખું છું કે એ મને મારી નાખે છે? હું તો ઊલટો એને સંદેશ ખવડાવું છું.'

સાવિત્રી મોં ફેરવી હસવું દબાવી દઈ એકાએક ગંભીર બની જઈ

*પેંડા જેવી મિઠાઈ. ×શેઠના અર્થમાં

બોલી: 'નોકર–ચાકર સાથે આવી રીતે વાત કરવાથી હલકાં લોક ફાટી જાય છે, અને માનતાં નથી. જરા સમજી કરીને એમની સાથે બોલવું સારું, બાબુ, નહિ તો લોકો નિંદા કરે.' એટલું બોલીને તે રૂપિયો લઈ ખંડ બહાર ચાલી ગઈ. પણ થોડી જ વારમાં પાછી આવી બોલી: 'શાથી પણ આજે નિશાળે જવું નથી ?'

સતીશ ધડફડ કરી ઊઠી બેઠો થયો અને કૃત્રિમ ક્રોધ ધારણ કરી બોલ્યો: 'શુભ કર્મની શરૂઆતમાં જ આડે આવ નહિ, કહી દઉં છું.'

સાવિત્રીએ કહ્યું: 'એ તો કહ્યું સ્તો. પણ મેટ્રિક પાસ કરતાં ચોવીસ વર્ષ પૂરાં થયાં. આ દાક્તરી પાસ કરતાં ચોસઠ પૂરાં થશે !'

સતીશ ચિડાયેલા અવાજે જ બોલ્યો: 'જૂઠું બોલ નહિ સાવિત્રી. મેં મેટ્રિક પાસ જ કરી નથી.'

સાવિત્રી હસી પડી બોલી: 'એ પણ કરી નથી ?'

સતીશે માથું ધુણાવી કહ્યું: 'ના. મારકણા માસ્તરોએ મને પાસ જ થવા દીધો નહિ.'

સાવિત્રી મોઢે લૂગડું દઈ હસવા લાગી. ત્યારબાદ બોલી: 'તો પછી આ શી રીતે થશે ?'

'શું ?'

'આ દાક્તરી.'

સતીશ થોડી વાર શાંત રહી બોલ્યો: 'વારુ, સાવિત્રી, ગધેડા જેવા લોકો પરીક્ષા પાસ કરી જાય છે, શી રીતે, કહે જોઉં ?' સાવિત્રી હસવું દબાવીને બોલી: 'ગધેડા જેવા ખરા. પણ ગધેડા નહિ. જે પૂરેપૂરા ગધેડા છે, એ તો પાસ જ ન થાય.'

સતીશે વ્યગ્ર બની બારણાની બહાર ડોક લાંબી કરી જરા જોઈ લીધું. પછી સ્વસ્થ થઈ ગંભીરપણે બોલ્યો: 'કોઈ સાંભળશે તો ખરેખર ભારે થશે પાછળથી લોકોને એનો ખુલાસો આપ્યે ચાલશે નહિ.'

હાય રે ! કર્મના દોષે આજે સાવિત્રી આ ઘરની દાસી હતી ! એટલે

સાવિત્રીના શબ્દોના ઘાથી તદ્દન મલિન બની ગઈ. ઉપરાંત જે વ્યથા લ.
સાવિત્રી ચાલી ગઈ તેથી પણ તેના રજાના આનંદમાં ઉમેરો થયો ના
જોકે તેના મનમાં તે સમજ્યો પણ ખરો કે આજે હવે નિશાળે ન જવ
કશો જ લાભ નથી. તેમ છતાં કંઈ પણ ન કરવાનો મોહ તે જતો
શક્યો નહિ, અને એથી આળસ ભરેલા, કંટાળેલા ચહેરે તે પથારીમાં
પડ્યો રહ્યો.

પરંતુ નહાવાનો વખત થતાં બૂમ પડી. સતીશ બેઠો જ રહ્યો, બોલ્યો: 'ઉતાવળે ય શો છે? આજે તો હું બહાર જવાનો નથી.'

સાવિત્રી ઓરડામાં દાખલ થઈ બોલી: 'ના, એ નહિ ચાલે, તમ નિશાળે જવું જ પડશે—જાઓ; નાહી કરી ખાઈ લો.'

સતીશ બોલ્યો: 'તને શું મારી વાલી તરીકે નીમી છે, કે આમ પાછ પડી છે? આજે તો હું એક ડગ પણ ભરવાનો નથી.'

સાવિત્રી જરાક હસી. તે બોલી: 'ના જવું હોય તો નાહીને ખાઈ તમારી આળસમાં નોકરચાકર હેરાન થાય છે, એ જોતા નથી?'

સતીશ બોલ્યો: 'એ તે કેવાં નોકર–ચાકરો કે નવ વાગતાં ન વાગતાં જ હેરાન થવા માંડે? ના—આ ઘર મારે બદલવું જ પડશે, નહિ શરીર ટકશે નહિ, મને લાગે છે.'

સાવિત્રી હસી પડી. તે બોલી: 'તો પછી મારે ય ઘર બદલવું પડશે પણ આટલું બોલતાંની સાથે જ તે પોતાના શબ્દ જલદી જલદી દા દેતી હોય, તેમ બોલી: 'રહો ત્યાં લગી તો આ ઘરના નિયમો પ્રમાણે ચાલવું પડશે—સ્કૂલે પણ જવું પડશે. ચાલો, ઊઠો, બપોર થઇ ચાલી એમ બોલીને સતીશનું ધોતિયું અને ટુવાલ નહાવાની ઓરડીએ મૂકી આવત ઉતાવળે પગલે તે બહાર ચાલી ગઈ

થોડી વાર પછી હૂકો તૈયાર કરી લાવી ઉઘાડા બારણા સામે બેસ હસતી હસતી બોલી: 'આજે નકામી રજા પાડી.'

સતીશે કહ્યું: 'તદ્દન ખરી વાત છે. મારી જાત જ જરા જુદી છે એટલે વચ્ચે વચ્ચે આમ ના કરું તો ચેન પડતું નથી. એ ઉપરાંત રીતસરનો ડાક્તર થવા પણ માગતો નથી. થોડુંઘણું શીખીને દેશ જઇને બે દોઢિયાનું દવાખાનું શરૂ કરીશ. દવાને અભાવે મારા દેશનાં ગરીબ ગરબાં કોલેરાથી મરી જાય છે તેમની દવા કરવાનો મારો ઉદ્દેશ છે.'

બોલી: 'નોકર-ચાકર સાથે આવી રીતે વાત કરવાથી હલકાં લોક ફાટી જાય છે, અને માનતાં નથી. જરા સમજી કરીને એમની સાથે બોલવું સારું, બાબુ, નહિ તો લોકો નિંદા કરે.' એટલું બોલીને તે રૂપિયો લઈ ખંડ બહાર ચાલી ગઈ. પણ થોડી જ વારમાં પાછી આવી બોલી: 'શાથી પણ આજે નિશાળે જવું નથી?'

સતીશ ધડફડ કરી ઊઠી બેઠો થયો અને કૃત્રિમ ક્રોધ ધારણ કરી બોલ્યો: 'શુભ કર્મની શરૂઆતમાં જ આડે આવ નહિ, કહી દઉં છું.'

સાવિત્રીએ કહ્યું: 'એ તો કહ્યું સ્તો. પણ મૅટ્રિક પાસ કરતાં ચોવીસ વર્ષ પૂરાં થયાં. આ દાક્તરી પાસ કરતાં ચોસઠ પૂરાં થશે!'

સતીશ ચિડાયેલા અવાજે જ બોલ્યો: 'જૂઠું બોલ નહિ સાવિત્રી. મેં મૅટ્રિક પાસ જ કરી નથી.'

સાવિત્રી હસી પડી બોલી: 'એ પણ કરી નથી?'

સતીશે માથું ધુણાવી કહ્યું: 'ના. મારકણા માસ્તરોએ મને પાસ જ થવા દીધો નહિ.'

સાવિત્રી મોઢે લૂગડું દઈ હસવા લાગી. ત્યારબાદ બોલી: 'તો પછી આ શી રીતે થશે?'

'શું?'

'આ દાક્તરી.'

સતીશ થોડી વાર શાંત રહી બોલ્યો: 'વારુ, સાવિત્રી, ગધેડા જેવા લોકો પરીક્ષા પાસ કરી જાય છે, શી રીતે, કહે જોઉં?' સાવિત્રી હસવું દબાવીને બોલી: 'ગધેડા જેવા ખરા. પણ ગધેડા નહિ. જે પૂરેપૂરા ગધેડા છે, એ તો પાસ જ ન થાય.'

સતીશે વ્યગ્ર બની બારણાની બહાર ડોક લાંબી કરી જરા જોઈ લીધું. પછી સ્વસ્થ થઈ ગંભીરપણે બોલ્યો: 'કોઈ સાંભળશે તો ખરેખર ભારે થશે પાછળથી લોકોને એનો ખુલાસો આપ્યે ચાલશે નહિ.'

હાય રે! કર્મના દોષે આજે સાવિત્રી આ ઘરની દાસી હતી! એટલે તો એ આ અપમાન સહન કરીને બોલી: 'ભલે તો.' અને એટલું બોલીને ધીમે ધીમે તે બહાર ચાલી ગઈ.

સતીશ ફરી એકવાર આળસુની જેમ પથારીમાં આળોટી પડ્યો. તેના મનમાં કામ વિનાના આખા દિવસના જે છબી ઉજ્જ્વલ બની હતી, તે

'તને ? હિંમત તો ઓછી નથી ! તેં શો જવાબ આપ્યો ?'

'હજી કંઇ આપ્યો નથી—વિચારું છું. પગાર વધારે છે, અને કામ બહુ નથી, એટલે લોભ થાય છે.'

સતીશની આંખોમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. તેણે કહ્યું: 'એમાં વિપિનનો જ સ્વાર્થ છે. એણે જ તારું નામ સૂચવ્યું છે.'

સાવિત્રી હસવું દબાવી બોલી: 'મને તો લાગે છે કે મારા ઉપર એનું મન ચોંટ્યું છે.'

સાવિત્રીના મુખ ભણી ક્રૂર દૃષ્ટિપાત કરી બોલ્યો: 'કેવું મન ચોંટયું છે એ બતાવી આપું છું.'

સાવિત્રી ચાલી ગઇ. રાખાલનું બિછાનું તડકે નાખીને ઉતાવળી ઉતાવળી પાછી આવી બારીની તડમાંથી જોવા લાગી, તો સતીશ કફની પહેરી છે, અને પેટી ખોલીને નોટોની એક ચોડ સંતાડીને ખીસામાં મૂકે છે. સાવિત્રીએ બંને બારસાખ પકડીને હાથ પહોળા કરી રસ્તો રોકી ઊભી રહી પૂછ્યું: ક્યાં જવા માંડયું ?'

સતીશ ભવાં ચડાવી જોઇ રહ્યો. કંઈ બોલ્યો નહિ.

સાવિત્રી બોલી: 'આ તો તમારો ભારે અન્યાય છે. ક્યાં કામ કરું, ક્યાં ના કરું એ મારી મરજીની વાત છે, તમે શું કામ કજિયો કરો છો ?'

સતીશ બોલ્યો: 'કજિયો કરું ન કરું મારી મરજીની વાત છે, તું શું કામ રસ્તો રોકી ઊભી છે ?'

સાવિત્રી હાથ જોડીને બોલી: 'વારુ, હમણાં જરા સબૂર કરો. હું આવું એટલે જજો.'

સતીશ પાછો જઇ ખાટલા ઉપર બેઠો કે તરત જ સાવિત્રીએ બહાર જઇ ખટ દઈ બારણે સાંકળ દઈ દીધી, ને બારી આગળ થઈ આસ્તે આસ્તે બોલતી બોલતી ગઈ: 'શાંત નહિ પડો ત્યાં લગી બારણું ઉઘાડવાની નથી. હું તો આ ચાલી.'

અને તે સાચેસાચ નીચે ચાલી ગઈ. બહાર ન જઇ શકવાથી સતીશ થોડોક વખત શાંત બેસી રહ્યો. અને પછી પહેરણ કાઢી નાખી જમીન ઉપર ફેંકી દઇ ચત્તોપાટ સૂઈ ગયો.

વિપિનની સાથે તેને અલ્હાબાદમાં ઓળખાણ થઈ હતી, કલકત્તામાં આવ્યા પછી આ સંબંધ વધારે ઘનિષ્ટ થયો હોઈ આ ઘરમાં તેનું ગમે

સાવિત્રી બોલી: 'એ દેઢિયાનું દવાખાનું ચલાવવા માટે શું સારી રીતે ભણવાની જરૂર નથી? સારો દાક્તર માત્ર પૈસાદારો માટે, અને ગરીબો માટે ઊંટવૈદ? પણ એ ય શી રીતે બનશે? તમે ચાલ્યા જશો તો વિપિન બાબુને ભારે મુશ્કેલી આવી પડશે.'

વિપિન બાબુનો ઉલ્લેખ સાંભળી સતીશ શરમાઈ જઈ બોલ્યો: 'મુશ્કેલી વળી શાની? મારા જેવા મિત્રો તો એમને જોઈએ એટલા મળશે. એ ઉપરાંત, ત્યાં હું હવે જતો પણ નથી!'

સાવિત્રી નવાઈ પામી બોલી: 'જતા નથી? તો પછી મને ગાતાં–બજાવતાં શીખવે છે કોણ?'

સતીશ છેક ચિડાઈ જઈ બોલ્યો: 'ગાવું–બજાવવું જાણે હું શીખવતો હોઈશ?'

સાવિત્રી બોલી: 'શી ખબર બાબુ, લોકો તો એવી વાત કરે છે.'

'કોઈ એવી વાત કરતું નથી—આ તો તારી ઉપજાવી કાઢેલી વાત છે.'

'તમે વિપિન બાબુના 'એ–ડી–કેમ્પ' કહેવાઓ છો એ ય શું મેં ઉપજાવી કાઢેલી વાત છે?'

આ શબ્દો સાંભળતાં જ સતીશ અગ્નિની જેમ સળગી ઊઠ્યો. આમ થવાનું કારણ યે હતું. વિપિન સાથેનો ગાઢ સંબંધ લોકોની ચર્ચાનો વિષય બનતાં એ ચર્ચાનું સ્વાભાવિક રીતે જ કેવું પરિણામ આવે તે તે જાણતો ો. કલકત્તા નિવાસી વિપિનની કૌટુંબિક સ્થિતિ અને તેના મોજશોખના ્યાદ સાજસરંજામ વચ્ચે પ્રવાસી સતીશનું સ્થાન લોકોની દૃષ્ટિએ ્ચે ઊતરી પડશે—સતીશના દિલનો આ સંશય સાવિત્રીના તીક્ષ્ણ પ્રહા-્થી એકદમ ઉગ્રમૂર્તિ ધારણ કરી બહાર નીકળી આવ્યો. તેની બંને આંખો સળગી ઊઠી—ગર્જના કરતો હોય એમ તે બોલ્યો: 'શું હું એ–ડી-કેમ્પ?—કોણ કહે છે જાણું તો!'

'સાવિત્રી આછું આછું હસીને બોલી: 'કોનું નામ દઉં, બાબુ? જરા ખમો, રાખાલ બાબુનું બિછાનું તડકે નાખી આવું.'

'બિછાનું રહેવા દે, નામ બોલ.'

સાવિત્રી હસીને બોલી: 'કુમુદિની.'

સતીશે આશ્ચર્ય પામી પૂછ્યું: 'તેં એને ઓળખી કેવી રીતે?'

'એણે મને નોકરી માટે બોલાવી હતી.' સાવિત્રીએ જવાબ આપ્યો.

સાવિત્રી બોલી: 'પણબણનું હવે કામ નથી હું ક્યાંય જવાની નથી.'

સતીશનું પહેરણ જમીન ઉપર રગદોળાતું પડ્યું હતું, તે ઉપાડી લઇ સાવિત્રીએ તેના ખીસામાંથી નોટોની થોકડી બહાર કાઢી. પેટીના તાળામાં ચાવી ભરાવેલી જ હતી. તાળું ખોલી નોટો અંદર મૂકી, પેટી બંધ કરી ચાવી પોતાની કડીમાં ભરાવતી ભરાવતી તે બોલી: 'મારી પાસે છો રહી પૈસા જોઇએ ત્યારે માગી લેજો.'

સતીશે કહ્યું: 'ચોરી કરે તો?'

સાવિત્રીએ એ શબ્દો ઉપર હસીને છેડે બાંધેલો ચાવીનો ઝૂમખો ઝન કરીને સતીશની પીઠ પર ફેંક્યો: 'હું ચોરી કરીશ તો તમને બહુ અડવાની નથી.'

સતીશ સાવિત્રીના મુખ ભણી ક્ષણવાર સ્થિર દૃષ્ટિ રાખી જોઈ રહ્યો.

'આ લો—રાખાલ બાબુનું ઉશીકું તડકામાં નાખવું રહી ગયું છે.' એટલું બોલીને નિમિષ માત્રમાં તે ખંડ બહાર ચાલી ગઈ.

'એક વાત સાંભળતી જા, સાવિત્રી.' એમ બોલી સતીશે એકાએક ઝૂકી પડી, હાથ લંબાવી, સાવિત્રીનો છેડો પકડ્યો. સાવિત્રી બેઉ આંખોમાંથી વીજળી વરસાવતી હોય તેમ. 'છિઃ આવું છું.' એમ બોલીને એક આંચકો મારી પોતાની જાતને છોડાવી ઉતાવળે પગલે અદૃશ્ય થઈ ગઇ.

એકાએક જાણે કોઇક ઘટના બની ગઇ! તેનું આ એકદમ અકળાઇને ભાગી જવું, તેનું દબાયેલા કંઠનું પેલું 'આવું છું,' અને પેલી આંખની વીજળી—આ ત્રણેએ વજ્રાગ્નિની જેમ સતીશની સમસ્ત દુર્બુદ્ધિને પળવારમાં બાળીને ભસ્મ કરી નાખી. કુત્સિત લજ્જાના ધિક્કારથી તેનું સમસ્ત શરીર શૂલવિદ્ધ સર્પની જેમ ગૂંચળાં વળી વળી તરફડવા લાગ્યું. તેના મનમાં થયું: 'આ જન્મમાં તો હવે તે સાવિત્રીને કદી મોં નહિ બતાવી શકે!' વળી, રખેને કંઈક કામ માટે પાછી સાવિત્રી અહીં આવી પડશે, એવી આશંકાથી તે એકદમ કશુંક કામ કાઢી વંટોળિયાના વેગે બહાર ચાલ્યો

ત્રણ ચાર પગ[illegible]રી હતાં ત્યાં સતીશે સાવિત્રીનો અવાજ સાંભળ્યો.

ત્યારે આવવું જવું પુષ્કળ વધી ગયું હતું, તે પોતે પણ આ વાત જાણતો હતો. આજે સાવિત્રીની વાને એ વસ્તુ બિલકુલ સ્પષ્ટ કરી હતી. સતીશના મિત્ર તરીકે અને એક મોટા માણસ તરીકે આ ઘરમાં વિપિનનું ભારે સન્માન હતું. સતીશ ઘેર ન હોય ત્યારે પણ તેના આદરસત્કારમાં ત્રુટિ ના રહે, એનો ભાર સતીશે પોતે જ સાવિત્રી ઉપર મૂક્યો હતો. વિપિન બાબુ આ આદરસત્કારનો પૂરેપૂરો ઉપભોગ કરતા હતા એની ખબર ઘેર આવતાં સતીશને મળતી હતી પોતાના દિલની સરળ ઉદારતા સાથે વિપિનનું સંકુચિત લોભિયાપણું સરખાવતાં આજે તેને તે ઊંડી કૃતઘ્નતા જેવું જણાયું, અને આજ લગીનાં સઘળાં નિમંત્રણ, આમંત્રણ, મિત્રતા, ઘનિષ્ટતા, એક ક્ષણ વારમાં તેને ઝેર જેવાં થઇ પડ્યાં. જો કે, ઉપર ઉપરથી તે શાંત પડી રહ્યો ખરો, પણ તેનો આંતરિક પ્રકોપ પિંજરામાં પુરાયેલા હિંસક પશુની જેમ તેના હૃદયમાં આ ખૂણેથી પેલે ખૂણે આંટા મારવા લાગ્યો.

કલાકેક પછી પાછી આવીને સાવિત્રી બારીમાંથી જ આસ્તે આસ્તે બોલી: 'ક્રોધ ઊતર્યો કે બાબુ?'

સતીશે જવાબ ન આપ્યો.

બારણું ઉઘાડીને સાવિત્રી ઓરડામાં આવી ઊભી રહી: 'વારુ, આ કેવો અત્યાચાર, કહો તો?'

સતીશે આમતેમ જોયા વિના પૂછ્યું: 'શેનો અત્યાચાર?'

સાવિત્રીએ કહ્યું: 'સૌ પોતાનું ભલું શોધે છે. મને બીજે ક્યાંક સારું કામ મળતું હોય તો તમને અટકાવવાનું મન શું કામ થાય છે?'

સતીશ ઉદાસભાવે બોલ્યો: 'અટકાવવાનું મન શું કામ કરું? તારી ઇચ્છા હોય તો તું જા, એમાં શું?'

સાવિત્રીએ કહ્યું: 'તો પછી મારા નવા શેઠને પાંશરો કરવાની વાત શું કામ કરતા હતા?'

સતીશ બેઠો થઈ બોલ્યો: 'તું પોતે શું કરે, સાવિત્રી? તારી વસ્તુ કોઈ છેતરીને લઈ જાય—'

'પણ હું શું તમારી વસ્તુ છું?' એટલું બોલી સાવિત્રી હસી પડી.

સતીશ શરમાઈ જઈ બોલ્યો: 'એમ નહિ—પણ—'

સાવિત્રી બોલી: 'પણબણનું હવે કામ નથી. હું ક્યાંય જવાની નથી.'

સતીશનું પહેરણ જમીન ઉપર રગદોળાતું પડ્યું હતું, તે ઉપાડી લઇ સાવિત્રીએ તેના ખીસામાંથી નોટોની થોકડી બહાર કાઢી. પેટીના તાળામાં ચાવી ભરાવેલી જ હતી. તાળું ખોલી નોટો અંદર મૂકી, પેટી બંધ કરી ચાવી પોતાની કડીમાં ભરાવતી ભરાવતી તે બોલી: 'મારી પાસે છો રહી પૈસા જોઈએ ત્યારે માગી લેજો.'

સતીશે કહ્યું: 'ચોરી કરે તો?'

સાવિત્રીએ એ શબ્દો ઉપર હસીને છેડે બાંધેલો ચાવીનો ઝૂમખો ઝન કરીને સતીશની પીઠ પર ફેંક્યો: 'હું ચોરી કરીશ તો તમને બહુ અડવાની નથી.'

સતીશ સાવિત્રીના મુખ ભણી ક્ષણવાર સ્થિર દૃષ્ટિ રાખી જોઈ રહ્યો.

'આ લો—રાખાલ બાબુનું ઉશીકું તડકામાં નાખવું રહી ગયું છે.' એટલું બોલીને નિમિષ માત્રમાં તે ખંડ બહાર ચાલી ગઈ.

'એક વાત સાંભળતી જા, સાવિત્રી.' એમ બોલી સતીશે એકાએક ઝૂકી પડી, હાથ લંબાવી, સાવિત્રીનો છેડો પકડ્યો. સાવિત્રી બેઉ આંખોમાંથી વીજળી વરસાવતી હોય તેમ. 'છિ: આવું છું.' એમ બોલીને એક આંચકો મારી પોતાની જાતને છોડાવી ઉતાવળે પગલે અદૃશ્ય થઈ ગઇ.

એકાએક જાણે કોઇક ઘટના બની ગઇ! તેનું આ એકદમ અકળાઇને ભાગી જવું, તેનું દબાયેલા કંઠનું પેલું 'આવું છું,' અને પેલી આંખની વીજળી—આ ત્રણેએ વજ્રાગ્નિની જેમ સતીશની સમસ્ત દુર્બુદ્ધિને પળવારમાં બાળીને ભસ્મ કરી નાખી. કુત્સિત લજ્જાના ધિક્કારથી તેનું સમસ્ત શરીર શૂલવિદ્ધ સર્પની જેમ ગૂંચળાં વળી વળી તરફડવા લાગ્યું. તેના મનમાં થયું: 'આ જન્મમાં તો હવે તે સાવિત્રીને કદી મોં નહિ બતાવી શકે!' વળી, રખેને કંઈક કામ માટે પાછી સાવિત્રી અહીં આવી પડશે, એવી આશંકાથી તે એકદમ કશુંક કામ કાઢી વંટોળિયાના વેગે બહાર ચાલ્યો ગયો. પણ ચાર પગથિયાં બાકી હતાં ત્યાં સતીશે સાવિત્રીનો અવાજ સાંભળ્યો. રસોડામાંથી દોડતી આવી ડોક લંબાવી તે મોટે સાદે બોલતી હતી: 'ખાઈ કરીને બહાર જાઓ બાબુ, નહિ તો પાછા આવતાં મોડું થશે ને બધું નકામું થઇ જશે.'

પણ જાણે સાંભળ્યું જ ના હોય તેમ સતીશ ઊંચે શ્વાસે બહાર ચાલ્યો ગયો.

બીજે દિવસે જ્યારે સાવિત્રી રસોઈનું પૂછવા આવી ત્યારે સતીશ ધીમેથી બોલ્યો: 'કંઈ મનમાં લાવતી નહિ. સાવિત્રી.'

સાવિત્રીએ વિસ્મયપૂર્ણ કંઠે પૂછયું: 'શું મનમાં લાવું નહિ ?'

સતીશ માથું નીચું નાખી ચુપ બેસી રહ્યો.

સાવિત્રી બોલી: 'નવ વાગી ગયા છે.'

વખત બહુ થઇ ગયો છે એ જાણ્યા પછી પણ સતીશ લેશમાત્ર ચિંતા બતાવ્યા વિના બોલ્યો. 'છો વાગ્યા. મને અત્યારે સારું લાગતું નથી.'

અયોગ્ય રીતે, આળસમાં જ વૃથા સમય નષ્ટ થાય એ સાવિત્રીથી સહન થતું નહોતું, એથી તે કેટલાક દિવસથી મનમાં મનમાં ક્રુદ્ધ અને અસહિષ્ણુ બની રહી હતી. જરા રૂક્ષ સ્વરે તેણે પૂછયું: 'કહું છું, શું સારું લાગતું નથી ? ભણવા જવાનું ?'

સતીશ પોતે જ મનમાં મનમાં ખિજાઈ રહ્યો હતો—તેણે જવાબ આપ્યો નહિ. તેના મોં તરફ જોઇને સાવિત્રી સમજી અને થોડી વાર મૌન રહી મૃદુ કંઠે બોલી: 'ભણવુંગણવું સારું લાગતું નથી ! હવે સારું લાગે છે, બાઈ માણસનો છેડો પકડી ખેંચવાનું. ખરું ને ? જાઓ નિશાળે, નકામા નકામા ઘેર બેસી રહી તોફાન ના કરો.'

તેના તિરસ્કારની અંદર જો કે આંતરિક સ્નેહ અને એકમાત્ર મંગલેચ્છા સિવાય કંઈ ન હતું. પરંતુ બોલવાની રીતથી સતીશના આખા અંગ ઉપર જાણે વીંછીઓ ફરી વળ્યા. જોતજોતામાં તેની આંખો તથા મોઢું ક્રોધથી લાલચોળ બની ગયું. તે બોલ્યો: 'મોઢે આવે તેમ બોલે છે ? છૂટ મળતાં માત્ર કૂતરાં જ માથે ચઢી બેસે છે એમ નહિ, પણ માણસને ય યાદ કરાવવું પડે છે !'

જાણે ગાળાગાળી ! સાવિત્રી ક્ષણવાર શાંત બેસી રહી, અવાજ વધારે ધીમો કરી બોલી: 'યાદ તો દેવરાવવું જ પડે ને, સતીશ બાબુ ? નહિ તો તમને શું કરવા યાદ દેવડાવવું પડે કે આ ભદ્ર લોકનો નિવાસ છે. વૃંદાવન નથી ! એમ બોલીને જલદી બહાર નીકળી ગઇ.

અસહ્ય આશ્ચર્યથી સતીશ જડસડ બની બેસી રહ્યો. સાવિત્રી આમ એને વીંધી નાખી શકે એ તો તેણે કદી માન્યું જ નહોતું. થોડો સમય

જડસડ બેસી રહી, તે એકાએક ઊઠી ઊભો થયો અને જેમતેમ કરી સ્નાનાહાર પતાવી ભણવાના નિમિત્તે બહાર ચાલ્યો ગયો. એ આખો દિવસ, તેનું અપમાનથી ઘવાયલું ક્ષુબ્ધ ચિત્ત તેના વર્તનને ઠપકો આપવા લાગ્યું. અને જેમ જેમ તેને પોતાના એ અયોગ્ય વિચિત્ર વર્તનનું કાંઈ કારણ જડયું નહિ, તેમ તેમ તેના મનની અંદર એક જ વાત વારંવાર ઊલટ-પાલટ થઈને આઘાત કરવા લાગી: 'શા માટે તેણે છેડો પકડ્યો હતો? શું એને કહેવાનું હતું? અને સાવિત્રી એમ નાસી ન ગઈ હોત તો પોતે શું બોલત? શું કરત?' આ ક્રૂર પ્રશ્નોએ તેના અસ્વસ્થ ક્રુદ્ધ અંતઃકરણને સાવિત્રી કરતાં ય વધારે નિષ્ઠુર અને સતત રીતે વીંધી નાખ્યું. આખો દિવસ આમ ને આમ પોતાના જ હથિયારથી પોતે જ ઘવાઈને સાંજે ગંગાને કિનારે આવી, ગમે તેમ કરી હોડીવાળાના હલ્લામાંથી બચી જઈ સતીશ જડની જેમ એક પથરા ઉપર જઈ બેસી પડ્યો.

ગઈ કાલે જ્યારે સાવિત્રીની આગળ પોતાના મનની દુર્બળતા એકદમ બહાર પડી જતાં શરમનો માર્યો ઘર છોડીને તે ઊંચે શ્વાસે ભાગી છૂટયો હતો, ત્યારે એ શરમની અંદર પણ કેમ જાણે કંઈક માધુર્ય હતું! કોઈકે જાણે આડમાં રહીને ભાગ લીધો હતો! પરંતુ આજે સાવિત્રીના ઠપકા રૂપી અગ્નિમાં તે રસનું છેલ્લું ટીપું સુધ્ધાં સુકાઈ ગયું હતું. લજ્જા પણ બિલકુલ સુકાઈને લાકડું બની જઈ તેના હૃદયમાં આડખીલી રૂપ બની ગઈ. તે દિવસ હૃદયની વ્યગ્રતાને કારણે તેણે માત્ર માથું નીચું નાખી દીધું હતું, પણ આજે તો તેની ગરદન ભાંગી ગઈ. વળી સૌથી વધારે તો એને એ દુઃખ થવા લાગ્યું કે આજ લગી આ સ્ત્રીની જેટ-જેટલી મશ્કરી કરી છે, તેનો ઊલટો અર્થ તો નહિ કરવામાં આવે? ગઈ કાલ સાંજ લગીની તેની તમામ મશ્કરી પાછળ ગમ્મત ઉડાવવા સિવાય બીજો કશો જ અર્થ સાચેસાચ ન હતો, એ વાત ગઈ કાલના નિર્જન મધ્યાહ્ન વેળાના પેલા અસંયમ પછી મોઢે લાવવાની શક્યતા પણ રહી ન હતી! પ્રેમ ઘણા દિવસ લગી છુપાઈ રહ્યો હતો એમ કહેવું બિલકુલ ખોટું છે, એ વાત પણ સાવિત્રી કેમે કરી માનશે નહિ! તે કહેશે: 'એના મનમાં એ જ હતું! પરંતુ તેના મનમાં તો કશું જ ન હતું! પણ એ સત્ય સમજાવીને કહેવા જેવો અવસર હવે ક્યારે મળશે? એ ડાહ્યો-ડમરો છોકરો નથી, ખોટી શરમ તેનામાં બહુ નથી; પરંતુ હલકા વર્તનનો આક્ષેપ એ શી રીતે સહન કરે?

તે મનમાં મનમાં બોલ્યો: 'જો હું ચોર હોઉં તો ચોરની જેમ ઘર ફાડતો શું કામ ન પકડાયો? સાવિત્રી તો મનમાં મનમાં હસીને કહેવાની જ છે કે, આ સાધુ જટા કમંડલુ પીઠે બાંધી ત્રિશૂલ વડે ઘર ફોડવાનું કરતો હતો—હવે પકડાઈ ગયો!' આ આક્ષેપની કલ્પના જ તેને બાળવા લાગી. એમ ને એમ વિચારમાં ને વિચારમાં રાત ક્યારે પડી ગઈ, તેનું ભાન પણ તેને રહ્યું નહિ ક્યારે ઓટ પૂરી થઈ ને જુવાળનાં પાણી પગ સુધી આવી પહોંચ્યાં, ક્યારે કલકત્તાની અંદરની ગૅસની બત્તીઓ પ્રકાશી ઊઠી, ક્યારે માથા ઉપરનું આકાશ અંધારું બની જઇ નક્ષત્રો તેમાં ચમકી ઊઠ્યાં—એ કશાની ય તેને ખબર પડી નહિ. ઠંડી લહરીઓથી તેને ટાઢ વાવા લાગી, અને સામેના ટાવરની ઘડિયાળમાં બાર વાગી ગયા.

સતીશ ઊઠીને ઘર ભણી ચાલ્યો. આ વખતે જાણે તે થોડીવાર માટે પેલી કાલ્પનિક આશંકાઓ ભૂલી ગયો હતો, પરંતુ ચાલતાં ચાલતાં જેમ જેમ તે ઘરની નજીક આવતો ગયો, તેમ તેમ તેના મનમાં પેલી આશંકાઓ ફરીથી ઉભરાવા લાગી, અને તેનું દિલ ચીમળાવા લાગ્યું. આખરે ગલીના નાકે આવતાં તેના પગ જાણે કે થંભી ગયા. ધીમે ધીમે ગમે તેમ કરી તે ઘરના બારણા સુધી આવ્યો અને ચુપચાપ ઊભો રહ્યો. ઘર આખું નિસ્તબ્ધ હતું. કોઈ ક્યાં ય જાગતું હોય એમ લાગતું ન હતું. વળી, જો કે તે જાણતો હતો કે આટલી રાતે સાવિત્રી જરૂર તેને પોતાને ઘેર ચાલી ગઈ હશે, તો પણ બારણે ટકોરો મારવાની તેની હિંમત ચાલી નહિ. એને બીક લાગી, રખેને તે જ પાછી આવીને બારણું ખોલે! બરાબર એ જ ક્ષણે બારણું આપોઆપ ખૂલી ગયું. ક્ષણવાર તો સતીશ કંઇ બોલી જ શક્યો નહિ. પછી તેણે પૂછ્યું: 'કોણ, બિહારી કે?'

'હા, બાબુ.'

'સૌએ ખાઈ લીધું કે?'

'ખાઈ લીધું.'

'નોકરડી ગઈ કે?'

'જી. હા. મને બેસવાનું કહી હમણાં જ ગઈ.'

સાંભળીને સતીશના જીવમાં જીવ આવ્યો.

બિહારી ગયો એટલે સતીશ બિછાનામાં પડ્યો, અને તરત જ ઊંઘી ગયો.

*

કજિયો થયો ત્યારથી સાવિત્રીનું મન સારું ન હતું. સતીશે તેને કડવાં વેણ સંભળાવ્યાં હતાં, તેમ છતાં તેણે તેવો સામો જવાબ આપવો જોઇતો નહોતો, એ વિચારના અનુતાપમાં તેની આખી બપોર ક્લેશમય બની ગઈ હતી. તેથી જ સાંજને વખતે, કોઈ એક સમયે છાનામાના ક્ષમા માગી લેવાની આશામાં તે રાહ જોઈ રહી હતી. પરંતુ રાત પડી જતાં તેની એ આશા આશંકામાં ફેરવાઇ ગઈ. તે જાણતી હતી કે આખા કલકત્તામાં સતીશને વિપિનના ઘર સિવાય બીજું કોઇ ઠામ નથી. એથી એને સૌથી પહેલાં તો બીક લાગી કે રખેને તે એ ટોળીમાં પહોંચી ગયો હશે. અને ધીમે ધીમે રાત વધવા લાગી, સતીશ આવ્યો નહિ, બીજે ક્યાં ય તે જઈ શકે એવો ખ્યાલ મનમાં ન આવતાં તેનો સંશય દૃઢ વિશ્વાસમાં ફેરવાઈ ગયો; અને હવે તેની રાહ જોવાનું સાવિત્રી માટે અશક્ય બની ગયું. વસ્તુતઃ તો તેને પોતાની જાત ઉપર જ ઘૃણા આવવા લાગી કે, ક્ષમા માગવા માટે તે આવા માણસની રાહ જોઇ રહી હતી! આ વિચારે જ બિહારીને બેસવાનું કહીને સાવિત્રી મોડી પોતાને રાતે ઘેર ચાલી ગઇ હતી.

ઘેર જઈ તે પથારીમાં પડી રહી—આંખ મીંચાતી ન હતી. આખો દેહ ભયંકર અસ્વસ્થતામાં સવારની રાહ જોતો તરફડવા લાગ્યો. ઘરની નાનીસરખી ઘડિયાળમાં કંઈ કેટલા ય વાગી ગયા. તેણે જાગતાં રહીને સાંભળ્યા પણ ખરા પરંતુ સવારની રાહ વધારે ન જોઇ શકવાથી અંધારું હોવા છતાં તે ઊઠી કપડાં બદલી મોઢું ધોઈ, બહાર નીકળી પડી. એ વખતે રસ્તા પર કેટલીક સ્ત્રીઓ ગીત ગાતી ગાતી 'ગંગાસ્નાને જઈ રહી હતી. તેમની ભણી જોઇને સાવિત્રી બોલી: 'મા ગંગા, ત્યાં જઇને બધું સાજુંસમું જોઉં!' તેનો નીચલો હોઠ કંપી ઊઠ્યો. ઊનાં આંસુથી બે આંખ ભરાઇ ગઈ. અને આ કલ્પિત આશંકાથી ભરાઈ ગયેલા હૃદયે તે જલદી જલદી રસ્તો કાપવા લાગી અને હજાર વાર મનમાં બોલવા લાગી: 'ત્યાં સાજુંસમું હો; બીજું ગમે તે હો—પણ એ સાજાસમા હો.'

બીજે દિવસે સવાર થતાં સતીશની ઊંઘ ઊડી, અને ઊંઘ ઊડતાં જ મનમાં આવી સાવિત્રી. બરાબર એ જ ક્ષણે મોં ઉપર વાદળાં છવાયાં હોય, તેવી સાવિત્રી ત્યાં આવી પહોંચી. તેના મોં ભણી એકવાર જોતાં જ માથું નીચું કરી નાખ્યું.

થોડી વાર રહી તે બોલી: 'આજ બે દિવસ થયાં ભાગતા ફરો છો, શાની બીકે? ના ફાવતું હોય તો મને તો રજા આપી શકો છો.'

સતીશે મોં ઊંચું કરી કહ્યું: 'તારો કંઈ અપરાધ? અને હું તો કંઇ તને રજા આપવાનો અધિકારી નથી—આ ઘર કંઈ મારા એકલાનું નથી.'

સાવિત્રી બોલી: 'એકલાનું હોત, તો રજા આપી દીધી હોત, નહિ? વારુ, તો હું જાતે જ છૂટી થાઉં છું.'

સતીશે જવાબ આપ્યો નહિ. એને મૌન રહેલો જોઈ સાવિત્રી મનમાં મનમાં વધારે બળી ઊઠી. બોલી: 'મારા જવાથી તમે તો ખુશ થશો ને? તમારે પગે પડું છું, સતીશ બાબુ, હા, ના, એક જવાબ તો આપો.'

તો પણ સતીશ નિરુત્તર જ રહ્યો. કેમકે સાવિત્રીનું આ વાસમાં કેવું સ્થાન હતું તે એ જાણતો હતો અને આમ એકાએક ચાલી જતાં કોઈ જ છાનું રહેશે નહિ, એટલું જ નહિ પણ આખી વસ્તુ એક મોઢેથી બીજે મોઢે પહોંચતાં કેવું હલકું સ્વરૂપ ધારણ કરશે તેનો બરાબર ખ્યાલ આવતાં તેને બીક લાગી. ક્ષણવાર શાંત રહી મૃદુ કંઠે તે બોલ્યો: 'મને માફ કર સાવિત્રી, જેટલા દિવસ હવે હું અહીંયાં છું, કંઇ નહિ તો એટલા દિવસ તું ક્યાં ય ન જતી.'

બીજે કોઇ સમયે સાવિત્રી કદાચ ક્ષમા આપત. પરંતુ આ બાબતમાં તેણે મનમાં મનમાં એક નિષ્કારણ સંશયને પોષ્યો હતો, એટલે જ આ મૃદુ કંઠસ્વરને છલના તરીકે માનીને તે નિર્દય બની. સતીશના કંઠનું અનુકરણ કરતી બોલી: 'આપ આવડો આડંબર કરી, માફી માગી સાધુતા દેખાડો છો, શાને માટે? મારા જેવી હલકી જાતની સ્ત્રીનો છેડો આજે કાંઇ નવાઇનો ખેંચ્યો છે, કે શરમથી મરી જાઓ છો? એના કરતાં તો ઘેર ચાલ્યા જાઓ. કલકત્તામાં રહી જિંદગી ખુવાર ના કરો. ભણવાગણવાનું તમારું કામ નહિ.'

જે સતીશ ઉગ્ર પ્રકૃતિને કારણે કોઈની પાણું પરવા કરતો નહિ, બીજાની વાત સ્વીકારવી કદી ય જેના સ્વભાવમાં નહોતું. તે આ ક્ષણે આવા ભારે અપમાનના શબ્દો સાંભળવા છતાં ચુપચાપ બેસી રહ્યો. તેનું અપરાધી મન અસહ્ય બોજાથી કચડાઈ ગયેલા જીવની જેમ એવું તો નિરુપાય બની પછડાઈ પડ્યું હતું કે સાવિત્રીના વારંવાર નિષ્ઠુર આઘાતો પામવા છતાં પણ તે કેમે કરી માથું ઊંચું કરી ઊભું થઈ શક્યું નહિ.

સાવિત્રીની ચમક ભાંગી ગઈ. તેની હિંમત કોઈને પણ વટાવી આગળ પહોંચી ગઈ હતી, એનું તેને પોતાને ભાન થયું. ઘણી વાર નિઃશબ્દ ઊભી રહી તે ધીમે ધીમે બહાર ચાલી ગઈ.

[ ૩ ]

આજે પણ સાવિત્રી કામકાજમાં રોકાએલી રહી હોવા છતાં, તેનો આખો દિવસ ઊંચે મને પસાર થયો. સતીશ જો ગઈકાલની જેમ આજે પણ ગુસ્સો કરત અથવા તો એકાદ વાતનો જવાબ આપત તોય તેને સારું લાગત. પરંતુ તેણે કંઈ જ ન કર્યું. ગંભીર, ખિન્ન મુખે નિયમ પ્રમાણે આહાર આદિ પતાવી અભ્યાસ માટે ચાલ્યો ગયો. અને વખત થતાં પાછો આવી ચુપચાપ ઓરડીમાં બેસી રહ્યો. સાવિત્રીએ આડકતરી રીતે આ બધું જોયા કર્યું પરંતુ ગમે તે કંઇ બહાનું કાઢીને પણ આજે તેના ખંડમાં પ્રવેશવાની તેની હિંમત ચાલી નહિ.

થોડી વાર શાંત રહી સાવિત્રી બોલી: 'સંધ્યાપૂજાની તૈયારી કરું કે?'

સતીશે કહ્યું: 'કર.'

ફરી સાવિત્રીને નિર્વાક્ થઈ જવું પડયું, પરંતુ થોડી વાર પછી તે બોલી ઊઠી: 'વારુ, લોકો શું કહેશે, કહો જોઉં?'

સતીશે કંઈ જવાબ ન આપ્યો.

સાવિત્રી બોલી: 'તમે મને રહેવાનું કહ્યું પણ તમે પોતે કેવું વર્તન રાખો છો, કહો જોઉં?'

સતીશ ગંભીરભાવે બોલ્યો: 'મેં કંઇ કર્યું નથી. ચુપ બેસી રહ્યો છું માત્ર.'

સાવિત્રી બોલી: 'એ ચુપ બેસી રહેવું જ સૌ કરતાં ખરાબ છે ને! બધા જ્યારે ચુપ બેસતા નથી, એ વખતે તમે ચુપ રહો, તો સહેજે વાત નીકળે—શું થાયું છે?' ક્ષણવાર શાંત રહીને પાછી તે બોલી: 'ખણીખણીને ખોતરવાની પેલી કહેવત છે એવું જ તમે બરાબર કર્યું છે. દોષ નથી તેમ છતાં દોષિત જેવા બની બેઠા છો. એના ઉપર તો લોકો ગુસપુસ કરશે,

ઠઠ્ઠા-મશ્કરી કરશે. તમારાથી એ બરદાસ્ત થાય, તો ભલે, મારાથી તો નહિ થાય—મને લાગે છે, કે મારે આ ઘર છોડવું જ પડશે.'

સતીશ મનમાં મનમાં અસ્થિરતા અનુભવી બોલ્યો: 'દોષ કંઈ જ કર્યો નથી !'

સાવિત્રી બોલી: 'ના, જરાક ઊંડો વિચાર કરી જુઓ. મન પોતે જ ચોખ્ખું થઈ જશે. મારી બાબતમાં તમારા જેવો દોષ—' સાવિત્રી આગળ બોલી શકી નહિ. દોડતો ઘોડો એકાએક ઊંડી ખાઈના મોઢા આગળ આવી પડતાં, તેના બે પગ આગળ નાખીને જેવી રીતે પ્રાણપણે અટકી ઊભો રહી જાય છે, તેવી રીતે સાવિત્રીની દોડતી જીભ અટકી ગઈ.

તેના આમ એકાએક અટકી જવાથી આશ્ચર્ય પામેલા સતીશે મોં ઊંચું કરતાં જ બંનેની આંખો મળી. સાવિત્રી પોતે જ પોતાની શરમથી મરી ચાલી. એ એમ જ કહેવા ગઈ હતી કે તેના જેવી સ્ત્રીની બાબતમાં એવા પ્રકારનો અપરાધ એ લજ્જાનો વિષય નથી—આ શરમમાં જ તેનાં રુવાડાં સુધ્ધાં કંપી ઊઠ્યાં.

સાવિત્રીએ અધીર કંઠે કહ્યું: 'ના સમજો તો હું તમને સમજાવું કેવી રીતે ? એકસો વાર, હજાર વાર કહું છું, કે એમાં —અમારા જેવી સ્ત્રીઓનું કશું જ અપમાન થતું નથી. તમે મહેરબાની કરી સ્વસ્થ થાઓ, એટલી જ મારી આપને ચરણે વિનતિ છે.'

જવાબમાં સતીશ કંઈક બોલવા જતો હતો. પણ સાવિત્રી તેના ભવાં સંકોચી, અણસારાથી જ તેને બોલતો અટકાવી, જલદી જલદી બોલી પડી: 'આ બિહારી આવ્યો.'

સતીશ ચિત્ત પરોવી સંધ્યાકર્મ પતાવી ઊઠી ઊભો થયો કે તરત જ તેણે જોયું કે તે દરમ્યાન કોઇક ચુપચાપ આવીને, આસન પાથરીને તેનું ખાવાનું રાખી ગયું હતું. જો કે ઓરડામાં બીજું કોઈ હતું નહિ તો પણ તેને ચોક્કસ એમ લાગ્યું કે પોતે એકલો નથી. આસન ઉપર બેસીને તે ધીમે ધીમે બોલ્યો: 'અત્યારે આટલો વહેલો જમવા બેસીશ તો કંઈ ખવાશે જ નહિ'

બહારથી જવાબ આવ્યો: 'ખાવા-કરવાની જરૂર નથી. વિપિન બાબુને ત્યાંથી નિમંત્રણ આવ્યું છે.'

સતીશ હસી પડચો, તે બોલ્યોઃ 'જા, નકામી બાળ નહિ. હું ક્યાંય જવાનો નથી.'

'સાવિત્રી આડમાં રહી બોલીઃ 'એમ તે કંઇ બને? કહી ગયા છે, કે ક્યાંક જવાનું છે. તમે જાણો છો. અને નહિ જાઓ તો એમનું બધું સત્યાનાશ વળી જશે. ગાનપાન--'

સતીશે કહ્યુંઃ 'વિપિન બાબુનું નિમંત્રણ સ્વીકારવું મહાપાપ છે. પાપ અજાણતાં ભલે કર્યું હોય, પણ જાણ્યા પછી તો હવે નહિ કરું.'

સાવિત્રીએ બહારથી જ પૂછ્યુંઃ પાપ શેનું?'

સતીશે કહ્યુંઃ 'હું જાણું છું કઈ જગાએ તેનું ગાવું-બજાવવું ચાલે છે. એ સ્થળ જવું એ જ એક પાપ છે.'

'ઠીક તો. એવે સ્થળે ના જતા.'

સતીશ ઉત્તેજનામાં આવી બોલ્યોઃ 'જરૂર, નહિ જ જાઉં. પણ એ લોકો મને સહેજે છૂટો કરશે એમ તો હું માનતો નથી. એટલે તને પહેલેથી જ સાવધાન કરી દઉં છું, કે જો કોઈ આવે તો તેને પાછો કાઢજે. કહેજે હું ઘેર નથી. રાત્રે આવવાનો નથી. સમજી?'

સાવિત્રીએ કહ્યુંઃ 'સમજી.'

સતીશ એક કર્ત્તવ્યનું પાલન કરીને સ્વસ્થપણે નિઃશ્વાસ નાખી, ક્ષણવાર શાંત રહી બોલ્યોઃ 'ક્યાંકથી ઠંડો પવન આવે છે, સાવિત્રી બારીઓ બંધ કરી દે.'

સાવિત્રી ખંડમાં દાખલ થઈ બારીઓ બંધ કરવા લાગી. સતીશ એકદૃષ્ટ બની જોઇ રહ્યો. જોઇ જોઇને એકાએક તેનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઈ ગયું. તે સ્નિગ્ધ કંઠે બોલ્યોઃ 'વારુ, સાવિત્રી, તું તને પોતાને નીચ સ્ત્રી શા માટે કહે છે?'

સાવિત્રીએ પીઠ ફેરવી કહ્યુંઃ 'સાચું હોય તે ના કહું?'

સતીશે કહ્યુંઃ 'એ વાત બિલકુલ સાચી નથી. તું ગંગામાં ગળાબૂડ ઊભી રહીને કહે, તો ય હું માનીશ નહિ.'

સાવિત્રીએ મૃદુ હસીને પૂછ્યુંઃ 'કેમ માનશો નહિ?'

'એ જાણતો નથી કદાચ--એ સાચું નથી એટલે જ. હલકી વરણના જેવો તારો વ્યવહાર નથી, તારું બોલવું ચાલવું નથી, તારું રૂપ નથી. આટલું ભણવુ ગણવું તું ક્યાં શાખી?'

સાવિત્રી પાસે જ જમીન ઉપર બેસી પડી, ફરી હસીને બોલી: 'આટલું એટલે કેટલું ?'

સતીશ એની વ્યાખ્યા કરવા જતાં ખુલ્લું પુસ્તક એક બાજુ રાખીને એકાએક 'હે' કરીને અટકી ગયો. બહાર થોડે જ દૂર જોડાનો અવાજ સંભળાયો. અને ક્ષણવારમાં જ તેના ઓરડાની પાસે જ ઉન્મત્ત કંઠમાંથી નીકળતી રાડ સંભળાઇ: 'સતીશ બાબુ—'

સતીશ સમજી ગયો કે વિપિનની ટોળી તેને જ પકડવા આવી પહોંચી છે. તેણે કંઇ કશો વિચાર કર્યો નહિ—ફિક્કા પડી ગયેલા મોઢે ફૂંક મારી દીવો હોલવી નાખી સૂઈ ગયો. પાસે જ જમીન ઉપર બેઠેલી સાવિત્રી વ્યાકુળ બની બોલી ઊઠી: 'આ શું કરો છો ?' પળવારમાં જ અંધારા બારણા આગળ બે આકૃતિ આવીને ઊભી રહી. એક જણે કહ્યું: 'આ જ સતીશ બાબુનો ઓરડો ?'

બીજા એક જણે કહ્યું: 'નોકરે તો કહ્યું, બાબુ ઘરમાં છે.'

પહેલી વ્યક્તિએ ચિડાઇને કહ્યું: 'ખંડ તો અંધારો છે, ભદ્ર લોક શું સંધ્યા સમયે કદી ય ઘેર રહેતા હશે ? તને જેટલું—'

બીજી વ્યક્તિએ તેના ઉત્તરમાં અસ્ફુટપણે કંઇક બોલીને ખીસામાંથી દીવાસળી બહાર કાઢી અને ધ્રૂજતા હાથે તે પેટાવવા લાગ્યો.

બિછાનામાં પડેલા સતીશનું લોહી પાણી થઇ ગયું, તેણે વિલાયતી કામળો પગથી માથા સુધી વીંટચો. અને પરસેવો પરસેવો થઈ ગયો. અંધારી ભોંય પર સાવિત્રી લજ્જા અને ઘૃણાથી લાકડું બની બેસી રહી.

દીવાસળી સળગી. 'અરે ! અહીંયાં કોક બેઠેલું છે ને !' પ્રથમ વ્યક્તિએ ખંડમાં પ્રવેશ કરી દીવાસળી સળગાવતાં જ સાવિત્રી ઊભી થઇ ગઈ. સાવિત્રી ચુપચાપ પથારી બતાવી બહાર ચાલી ગઈ. તેના ચાલ્યા જતાં જ બંને દારૂડિયાઓએ અટ્ટહાસ્ય ફેલાવ્યું. તે હાસ્યનો અવાજ અને અર્થ સાવિત્રીને કાને પહોંચ્યો અને કામળાની અંદર સતીશ વારંવાર મૃત્યુની ઇચ્છા કરવા લાગ્યો. પેલાઓએ સતીશને ખેંચ્યો અને બળજબરીથી તેને પકડી લઈ ગયા.

જ્યાં લગી તેમના વિકટ હાસ્યનો અવાજ ઘરની બહાર પૂરેપૂરો શમી ન ગયો ત્યાં લગી સાવિત્રી એક અંધારા ખૂણામાં ભીંત સાથે માથું ટેકવી, જાણે વજ્ર પડયું હોય એમ લાકડું બની ઊભી રહી.

પેલા દારૂડિયાઓ જે નજરોનજર જોઈ ગયા હતા એ બહાર પાડશે જ, એ વિષે તેને લેશમાત્ર સંશય ન હતો; એટલું જ નહિ પણ એ ઘટનાનો સાચો અર્થ કોઇ જ સ્વીકારશે નહિ, એ વિષે પણ તેને સંશય નહોતો. વિપિન બાબુને સાવિત્રી ઓળખતી હતી. એ આ વાત જરૂર જાણશે અને આ વાસમાં જ્યારે તેને આવવાનું થશે ત્યારે કોઈના જાણવામાં બાકી નહિ રહે, અને ત્યારે સતીશ કયે મોઢે અહીંયાં રહી શકશે? દૈવયોગે જે બની ગયું તે તો બની ગયું. પોતાને વિષે તો વાત એટલેથી જ અટકી ગઈ પરંતુ ફરી ફરી વિચાર કરવા છતાં સતીશની બાબતમાં તેની બુદ્ધિ જ ચાલી નહિ.

ધીમે ધીમે રાત વધવા લાગી પણ સતીશ દેખાયો નહિ. પડોશીની ઘડિયાળમાં બેના ટકોરા થયા—નિસ્તબ્ધ ગંભીર રાત્રિએ તે સ્પષ્ટ સંભળાયા. ચારે બાજુનો શીતલ પવન ખુલ્લી અગાસી ઉપરથી વહી આવીને તેની બંને આંખોને ઊંઘથી ભરી દેવા લાગ્યો. તો પણ તેણે જાગતી રહીને બહારનાં બારણાં ઉપર કાન માંડી રાખ્યા.

આમ ને આમ સૂઈ બેસીને મોટા ભાગની રાત વિતાવી દીધી હતી એ વખતે ગાડીના અવાજથી ચમકી જઇને બેઠી થઈ જતાં તેને સમજાયું કે ગાડી પોતાના જ વાસ આગળ ઊભી હતી. સાવિત્રી ચુપચુપ ઊતરીને બારણા પાસે જઈ ચિંતાતુર થઇ ઊભી રહી. રખેને બીજું કોઇ હશે એવા ભયે બારણું ખોલવાની તેની હિંમત ચાલી નહિ. વખત વીતવા લાગ્યો, કોઇએ બારણે ટકોરો માર્યો નહિ. જે ગાડી આવી હતી તે પણ પાછી ફરી ગઇ. એકાએક સાવિત્રીએ શંકાગ્રસ્ત બની ઉતાવળે હાથે આગળો ઉઘાડી નાખ્યો. સતીશ બહારની બારસાખનો ટેકો દઈ ફીકે મોઢે આંખો બંધ કરી બેઠો હતો. તેનાં કપડાં કાદવથી ખરડાયેલાં હતાં અને કપાળને એક ખૂણે, પાસેના ગેસની બત્તીના પ્રકાશમાં લોહીની રેખા સ્પષ્ટ દેખાઈ આવતાં સાવિત્રીથી રડી પડાયું. તરત જ તે તેની સામે ઢીંચણ ઉપર બેસી પડી અને બે હાથે સતીશનું મોં ઊંચું પકડી રાખી બોલી: 'બાબુ, ઉપર ચાલો.'

સતીશે માથું ધુણાવી કહ્યું: 'ના, મઝામાં છું.'

સાવિત્રીએ આંખો લૂછી નાખી પૂછ્યું: 'ક્યાં વાગ્યું છે?'

'ના, વાગ્યું નથી. મઝામાં છું.'

'રસ્તો આમ છે, ઘરમાં ચાલો.'

સતીશ ફરીથી માથું ધુણાવી બોલ્યો: 'ના, જવું નથી. મઝામાં છું.'

સાવિત્રીએ ધમકાવીને કહ્યું: 'ઊઠો, કહું છું;'

ધમકી સાંભળીને સતીશ લાલ વિહ્વળ નેત્રે થોડીક વાર તાકી રહ્યો, અને પછી સાવિત્રી તરફ બે હાથ લંબાવી બોલ્યો: 'ચાલ.'

અને તેના ખભા ઉપર ટેકવાઇને સતીશ ઊઠી ઊભો થયો. અને તેને જ આધારે ખૂબ મહેનતે ખૂબ વખતે ડોલતો ડોલતો અંધારી નિસરણી ચઢીને ખંડમાં દાખલ થઈ સૂઈ ગયો. થોડી વારે જકડાઈ ગયેલા અવાજે બોલ્યો: 'સાવિત્રી, તારું ઋણ કોઇ પણ જનમે હું ફેડી શકીશ નહિ.'

સાવિત્રી ગદ્ગદ્ કંઠે બોલી: 'આજ પછી જો કોઇ દા'ડો દારૂ પીધો છે, તો તમારે ચરણે માથું પછાડી મરીશ.'

સતીશે તરત જ જવાબ આપ્યો: 'કદી નહિ પીઉં.'

'મને અડીને સમ ખાઓ.' બોલીને સાવિત્રીએ તેનો જમણો હાથ લંબાવ્યો.

સતીશે પોતાના બંને હાથમાં તેનો ભીંજાયેલો ઠંડો હાથ લઈ કહ્યું: 'સમ ખાઉં છું.'

સાવિત્રી હાથ પાછો ખેંચી લઈ બોલી: 'યાદ રહેશે?'

'ના રહે તો તું યાદ કરી આપજે.'

'વારુ, હું આવું છું, તમે સૂઇ જાઓ.' બોલીને સાવિત્રી અવાજ કર્યા વિના સાવધાનીપૂર્વક બારણું બંધ કરી બહાર આવી ઊભી રહી. બરાબર સામે જ શુક્રનો તારો ચમકી રહ્યો હતો. એ ભણી જોઇ સાવિત્રી બે હાથ જોડી રડતાં રડતાં બોલી: 'ઠાકુર, તમે સાક્ષી રહેજો.'

[ ૪ ]

વિપિનના આમંત્રણને બીજે દિવસે, સુકાઇ ગયેલા ગળે સતીશ જ્યારે જાગી જઈ પથારીમાં બેઠો થયો ત્યારે દસ વાગી ગયા હતા. એનો ખંડ હજી બંધ હતો. આજે સવારથી જ વાદળાં વિનાના આકાશમાં

તડકો અત્યંત જામી ગયો હતો. એ પ્રખર તાપથી બધી બારીઓ એટલી તો ધગધગી ઊઠી હતી અને આ બંધ ઓરડાની અંદરનો ભાગ એટલો તો અસહ્ય બની ગયો હતો કે એને પોતાને આટલો વખત ખબર ન પડવા છતાં તેનું આખું શરીર એની સાક્ષી પૂરી રહ્યું હતું ! આખું બિછાનું પરસેવાથી રેલમછેલ બની ગયું હતું અને બધી ઇન્દ્રિયો પાણીના અભાવે ઉન્મત્તની જેમ હાહાકાર કરી રહી હતી.

આ પ્રકારનાં દેહમન સાથે સતીશચંદ્ર, ભગવાને સરજેલા બીજા દિવસે જાગી જઈ બેઠો થઈ ગયો. જરા વ્યગ્ર બની માથા આગળની બારી ખોલી નાખતાં જ પ્રખર તાપની એક ઝડી તેના મોં અને શરીર ઉપર પડી—જાણે કે એણે એને એક મુહૂર્તવારમાં આખો ને આખો બાળી નાખ્યો!

આખી રાત દારૂના ઘેનમાં પડી સવારે દશ વાગે ઊઠતાં કેવી ગ્લાનિ થાય છે તે તો દારૂડિયો જ જાણે છે. એ ગ્લાનિ પૂરી થતાં સતીશે બિહારીને બૂમ પાડી.

બિહારી દોડતો આવી હાજર થયો.

સતીશ બોલ્યો: 'એક ગ્લાસ પાણી લાવ તો જલદી.'

બિહારીએ પૂછ્યું: 'હૂકો પણ લાવું ને ?'

'ના, પાણી લાવ.'

'સ્નાન કરશો નહિ ?'

'ના, હમણાં તો તું પાણી લાવ.'

તો પણ બિહારી ગયો નહિ. તે બોલ્યો: 'આહ્નિકની—'

આહ્નિકનું નામ પડતાં જ સતીશ સળગી ઊઠી ધમકાવતો બોલ્યો: 'પાજી ક્યાંકના, તારે આટલી બધી પંચાત શું કરવા ? જા, પાણી લઈ આવ.'

ધમકી સાંભળી બિહારી પાણી લેવા નીચે ચાલ્યો ગયો.

રસોડાના વરંડામાં બેસીને સાવિત્રી સોપારી કાપતી હતી. હસતાં હસતાં પૂછ્યું: 'સતીશ બાબુએ હૂકો મંગાવ્યો છે કે ?'

બિહારીએ મોં ભારે કરી કહ્યું: 'ના, પાણી જ જોઈએ છે.'

'સ્નાન કર્યું નથી. આહ્નિક કર્યું નથી—અને પાણી શું કરશે ?'

બિહારી કંટાળીને બોલ્યો: 'હું શું જાણું ? હુકમ થયો છે કે પાણી જોઈએ—લઈ જાઉં છું.'

સાવિત્રી સૂડી મૂકી દઈ ઊભી થઈ ગઈ. અને બોલી: 'ચારુ, હું જ લઈ જાઉં છું. તું જરાક બરફ વેચાતો લઈ આવ.'

બિહારી પૈસા લઇને બરફ લેવા ગયો.

સાવિત્રીએ ઉપર જઈ કહ્યું: 'જાવ, સ્નાન કરી આવો, દરમ્યાન હું આહ્નિકની તૈયારી કરી રાખું.'

સતીશ મનમાં મનમાં ભારે અકળાતો બોલ્યો: 'બિહારી ક્યાં?'

સાવિત્રી હસવું દબાવી રાખી બોલી: 'એ બરફ લેવા ગયો છે. બાબુ, દોષ કરીને સજા ખમી લેવી સારી. એથી પાપનું પ્રાયશ્ચિત મળી જાય. સંધ્યા આહ્નિક કર્યાં વિના તમે કદી ય પાણી પીવો છો કે આજે એને માટે આટલી ધાંધલ કરો છો?'

સાવિત્રીની આગળ જવાબ આપવો નકામો હતો, એમ સમજીને સતીશ ઊઠી બેઠો થઈ ગયો અને ટુવાલ ખભે નાખી સ્નાન કરવા ચાલ્યો ગયો.

જમ્યા બાદ સતીશ ફરી ઊંઘવાની તૈયારી કરતો હતો તેવામાં જ સાવિત્રી આવીને બારણામાં ઊભી રહી. તેને જોઈ જ નથી એવો દેખાવ કરી સતીશ દીવાલ ભણી મોં કરીને સૂઈ ગયો.

સાવિત્રી મનમાં મનમાં હસીને બોલી: 'રાતની વાત બાબુના ધ્યાનમાં છે કે નહિ, એ જાણવા આવી હતી.'

સતીશે જવાબ આપ્યો નહિ.

સાવિત્રીએ કહ્યું: 'તો પછી ઊંઘ ઊડી જાય ત્યારે કૃપા કરી બોલાવ-રાવજો, યાદ કરાવી જઇશ.' બોલીને બારણું બંધ કરી ચાલી ગઈ.

ગઇ રાતની આખી ઘટના સતીશના ધ્યાનમાં હોવાનું સંભવિત પણ ન હતું—હતી પણ નહિ. વિપિન બાબુની મજલિસમાંથી ક્યારે કેવી રીતે તે પાછો આવ્યો હતો, કોની સાથે આવ્યો હતો, આવીને શું કર્યું હતું—એ બધું તેના મગજમાં ગૂંચવડો વળી અસ્પષ્ટ બની રહ્યું હતું. આ અસ્પષ્ટતાને સ્પષ્ટ કરવાની સ્પૃહા તેને બિલકુલ જ ન હતી, એટલું જ નહિ, પણ એક અજાણ લજ્જાનો ભય તેને કેમે કર્યો પગલું ભરવા દેતો ન હતો. તેને પોતાની સાંજની બહાદુરી પણ યાદ હતી. એ બહાદુરી જ તેના મેઘાચ્છન્ન સ્મૃતિરૂપી આકાશપટમાં શુક્ર તારાની જેમ ઝળહળી રહી હતી; પરંતુ, તેનાથી યે વધારે અધિક જ્યોતિષ્માન્ દુષ્ટ ગ્રહ પણ એ જ મેઘની આડમાં બહાર નીકળવાની તૈયારી કરી રહ્યા છે, એ રીતનો

સાવિત્રી તરફથી અણુસારો થતાં જ તેની આંખની ઊંઘ મરુભૂમિની હવાની જેમ અદૃશ્યમાન થઈ ગઈ.

ગઇ રાતે હતબુદ્ધિ બનીને દીવો હોલવી નાખ્યો હતો, એનું પરિણામ આખરે શું આવશે, તે બાબતમાં તેના મનમાં હજી સારી પેઠે ચિંતા હતી. જો કે, તેના એ વર્તનમાં સાચેસાચ દોષ જેવું કશું જ ન હતું. અને એથી જ એ પ્રસંગને તે દુર્ભાગ્ય સમજીને એક પ્રકારનું સાંત્વન અનુભવતો હતો. વળી, દોષ ન કરવાને કારણે જે એક પ્રકારનું સાચેસાચું બળ ગૂઢ રીતે અનુભવાય છે તે જ બળ તેને ખબર પણ ન પડે એવી રીતે આશ્રય આપી રહ્યું હતું. પરંતુ સાવિત્રી હમણાં જે કાંઈ બોલી ગઈ, અંધકારની અંદર જે પથનિર્દેશ કરી ગઇ, તેની અંદર પ્રવેશ કરવાની હિંમત યે તેનામાં ક્યાં હતી? તેણે દારૂ પીધો હતો એ તેને બરાબર યાદ હતું; પરંતુ જડ બની પડી રહેવાની યાદ એને ક્યાંથી હોય? તેને શી રીતે ખ્યાલ આવે કે તેણે શું કર્યું છે, ને શું નથી કર્યું!' કેટલા ય દારૂડિયાઓને કંઇ કેટલાં વાનાં કરતા તેણે પોતે જ જોયા છે. અત્યારે પોતાનો જ વારો આવતાં કયા વર્તનને કઈ હિંમત ઉપર અસંભવિત ગણી તે દૂર હડસેલી કાઢે?

આમ, સંભવ–અસંભવની સમસ્યા જેટલી જટિલ થવા લાગી, તેનું પીડિત ચિત્ત સંભવ-અસંભવ વચ્ચે રેખા દોરવા માટે તેટલી જ વધારે વ્યગ્રતા અનુભવવા લાગ્યું. ફરી તેના દિમાકમાં આગના તણખા ઊડ્યા અને ફરી એક વાર ઊઠી બેઠા થઇ જિંદગી પર્યંત કદી દારૂનો સ્પર્શ ન કરવાની પ્રતિજ્ઞા મોટેથી ઉચ્ચારીને તેણે પ્રાયશ્ચિત્ત કર્યું.

બારી ઉઘાડી સતીશે બૂમ મારી: બિહારી!'

બિહારી રાખાલ બાબુનું બિછાનું તડકે નાખતો હતો, તે બૂમ સાંભળી પાસે આવી ઊભો રહ્યો.

સતીશ બોલ્યો: 'ઠીક, જે કરતો હોય તે કર—સાવિત્રીને એક ગ્લાસ પાણી લાવવાનું કહે.'

બિહારી બોલ્યો: 'હું જ લાવું છું, બાબુ. એ તો હજી પૂજા કરે છે!'

સતીશે આશ્ચર્ય પામી પૂછ્યું: 'પૂજા કરે છે? તું શું કહે છે?'

'જી, એ તો રોજ કરે છે. એકાદશીને દિવસે તો એક ટીપું પાણી ય પીતાં નથી. હું તો કેટલું ય કહું છું, બાબુ, પણ એ તો માછલી ય

ખાતાં નથી, રાતે પણ ખાતાં નથી, એ તો ભદ્દર લોક છે ને—એટલે.'

સતીશ વધારે આશ્ચર્ય પામી બોલ્યો: 'ભદ્દર લોક? કોણ હેં—?'

'હા, બાબુ, ભદ્દર લોક.' એટલું બોલીને બિહારી પાણી લાવવા જતો હતો ત્યાં સતીશે બૂમ પાડી: 'સાવિત્રી રાતે ભાત ખાતી નથી તો શું ખાય છે?'

'બીજું શું ખાય, બાબુ? હોય તો કોઈ દહાડો વળી ફળાહાર કરે, નહિ તો કંઇ નહિ.'

'વાસમાં બીજું કોઈ જાણે છે કે?'

બિહારી બોલ્યો: 'મહારાજ જાણે છે, હું જાણું છું, બીજું કોઈ જાણતું નથી. એમણે કોઇને કહેવાની મના કરી છે.'

સતીશ બોલ્યો: 'વારુ, તું જ પાણી લાવ.'

બિહારી બેએક પગલાં ગયો કે તરત જ સતીશે તેને બૂમ મારી: 'બિહારી—'

'જી.'

'ભદ્દર લોક છે, એ તેં જાણ્યું શી રીતે?'

'જાણું તો ખરો જ ને, બાબુ? ભદ્દર લોકની છોકરી કેવળ નસીબના વાંકે—'

'ઠીક, ઠીક, તું જા, પાણી લાવ.'

બિહારી ચાલ્યો જતાં સતીશ બિછાના ઉપર ઊંબડક સૂઇ રહ્યો. સાવિત્રીને એક સાધારણ દાસી તરીકે ગણતાં શાથી તેને એક પ્રકારની વ્યથા થતી હતી, શાથી તેનું મન હીનતા અને ગુપ્ત લાંછનાના ભારથી નિઃશબ્દ માથું નીચું કરાવી દેતું, તે કેમે કર્યો સમજી શકતો ન હતો. આજે બિહારીના મોઢે આટલો સરખો પરિચય મળતાં જ તેને કેવળ સાનંદ આશ્ચર્ય થયું એમ નહિ, પરંતુ જાણે તેનું મન કોઇક અજાણ્યા ગંદવાડના પાશમાંથી એકાએક મુક્ત થઇને પવિત્ર બન્યું હોય અને પોતે બચી ગયો હોય, એવો અનુભવ તેને થયો. તેણે બિહારીની વાતને સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારી લેતાં એક ક્ષણવારની પણ આનાકાની કરી નહિ.

પાણી લાવતાં વાર થઈ. કશાક કારણે વાર થાય છે માની તે થોડીવાર તો શાંત બેસી રહ્યો તો પણ બિહારી દેખાયો નહિ. તરસને લીધે તેને અકળામણ થવા લાગી. ફરી એકવાર બિહારીને બૂમ પાડવાનો વિચાર

કરી ઊઠી બેઠો થયો કે તરત જ એણે જોયું તો પાણીનો પ્યાલો હાથમાં લઇને સાવિત્રી આવી રહી છે.

આ આચારપરાયણા હતભાગિનીને આજે તેણે નવીન આંખોએ જોઇ. અને એ દૃષ્ટિની સાથે જ તેના હૃદયનાં તમામેતમામ રન્ધ્રો કરુણા અને શ્રદ્ધા–ભક્તિથી પરિપૂર્ણ બની ગયાં. જે વાત બીજે કોઈ વખતે તેને મોઢે આવતાં ખચકાત તે આ ક્ષણે સરળ રીતે નીકળી આવી. તેણે સાવિત્રીના હાથમાંથી પાણીનો ગ્લાસ લઇ લઈ બધું પાણી પી જઇ ખાલી ગ્લાસ નીચે મૂકી દીધો; અને તે બોલ્યો: 'ઘણું કહેવાનું છે.'

સાવિત્રી મૂગી મૂગી જોઇ રહી.

સતીશ બોલ્યો: 'પહેલી વાત—મને માફી આપવી પડશે.'

સાવિત્રીએ શાંત કંઠે પૂછ્યું : 'બીજી વાત—?'

સતીશ બોલ્યો: 'કાલે ક્યારે, કેવી રીતે આવ્યો હતો, એ કહેવું પડશે.'

સાવિત્રીએ જવાબ દીધો: 'પાછલી રાતે, ગાડી કરીને.'

'પછી ?'

'રસ્તા ઉપર જ સૂવાની સોઇ કરી હતી.'

'કેવું ખરાબ ! પછી ઊંચકી લાવ્યું કોણ ?'

'હું.'

'બીજું કોણ હતું ? આવડા મોટા જડ પદાર્થને ઉપર સુધી ઊંચકી લાવવાનું બન્યું શી રીતે ?'

સાવિત્રી હસીને બોલી; 'તમારે ડરવાની જરૂર નથી. વાસનું કોઇ કશું જાણતું નથી.'

સતીશ નિઃશ્વાસ નાખી બોલ્યો: 'હાશ, બચી ગયો. પણ તારી સાથે કાંઇ કશું બદવર્તન તો કર્યું ન હતું ને ?'

'ના.'

સતીશ અતિશય પ્રફુલ્લ બની બોલ્યો: 'તો પછી શી વાત યાદ કરાવવા ઇચ્છતી હતી ?'

'તમારી પ્રતિજ્ઞા. તમે સમ ખાધા હતા કે કદી દારૂ પીશ નહિ.'

'એકાએક સમ ક્યાંથી ખાધા હતા ? એવી દુર્બુદ્ધિ સૂઝવાનું તો યાદ નથી !'

'મને લાગે છે કે મારા કહેવાથી તમે સમ ખાધેલા.'

સતીશ અવાજ ધીમો કરી બોલ્યો: 'મને યાદ આવે છે, સાવિત્રી, તને અડીને મેં સમ ખાધા હતા, નહિ?'

સાવિત્રી સ્તબ્ધ બેસી રહી.

સતીશ બોલ્યો: 'હવેથી એમ જ થશે. પણ કાલ સાંજની વાત તને યાદ તો છે?'

સાવિત્રી હસી પડી. માથું હલાવી બોલી: 'છે.'

'લોકો જાણી જશે એમ મને તો લાગે છે. હવે એનો કંઇ ઉપાય છે.'

સાવિત્રી એકાએક ગંભીર બની જઇ બોલી: 'ઉપાય થશે, નહિ તો બીજુ શું થવાનું છે? બીજા કોઈ વાસમાં, અગર તો ઘેર ચાલ્યા જાઓ.'

'તું?'

સાવિત્રીના મુખ પર કશો ઉદ્વેગ જણાયો નહિ. શાંત સહજ ભાવે તે બોલી: 'હું કશી ચિંતા કરતી નથી. આ વાસવાળા રાખે તો સારી વાત છે. નહિ રાખે તો બીજે ક્યાંક કામની શોધમાં ચાલી જઇશ. મહેનત કરશું ત્યાં ખાશું. બીજુ કંઈ કહેવું છે?'

સતીશનું સમસ્ત મન જાણે પર્વતના શિખર ઉપરથી ગબડીને, તળેટીમાં પડીને એકદમ ચૂરેચૂરા થઈ ગયું. તેના અહીંયાં રહેવા ન રહેવામાં સાવિત્રીને કંઇ લાભ–નુકશાન નહોતું! આ બાબતમાં તે બિલકુલ તટસ્થ હતી!

સતીશે માથું ધુણાવી જણાવ્યું કે તેને બીજું કંઇ કહેવાનું નથી. સાવિત્રીના આ દૃઢ, સંક્ષિપ્ત જવાબ પછી એકે પ્રશ્ન તેની જીભે આવ્યો નહિ.

હાય રે માનવીનું મન! એ તે શાથી ભાંગે છે, ને શાથી સજીવન થાય છે, એનું કંઇ તત્ત્વ જ શોધ્યું જડતું નથી, જરાક અમથા આઘાતથી એ ધૂળ ભેગું થઇ જાય છે, જ્યારે કોકવાર પ્રચંડ આઘાત પણ તે હસતે મોઢે સહન કરે છે.—આનો કંઈ હિસાબ જ મળતો નથી. અને તેમ છતાં ય આ મનને કારણે તો માનવીના અહંકારનો કઈ પાર જ નથી. જેને વશ કરી શકાતું નથી, જેને પૂરું ઓળખી શકાતું નથી. તેનું મન

યે તેને 'પોતાનું' કહીને કેવું જીતી શકાય છે! એને આધારે નિશ્ચિંત માનવી કેવો સંસાર ચલાવ્યે જાય છે!!

સાવિત્રીના ચાલ્યા ગયા પછી પણ ઘણીવાર સુધી સતીશ એમ ને એમ બેસી રહ્યો. તેનું હૃદય દુઃખનું માર્યું જ નહિ પણ એક પ્રકારના અગ્નિમાં જાણે બળીજળી રહ્યું હતું. જેને આપણે ચાહતાં હોઈએ તે જ આપણને ચાહતું ન હોય, અરે, ઘૃણા પણ કરતું હોય, એ ય હજી સહન થઇ શકે, પરંતુ જેનો પ્રેમ મળ્યો છે માનીને આપણે જીવતાં હોઈએ, એ જ જ્યારે ખોટું પડે ત્યારે સૌ કરતાં ભયંકર બને છે. પહેલા પ્રસંગમાં તો દુઃખ જ થાય છે; આ બીજામાં તો દુઃખ અને અપમાન બંને અનુભવવાં પડે છે. વળી આ દુઃખનો કંઈ ઉપાય હોતો નથી. આ અપમાનની કંઈ ફરિયાદ હોતી નથી. પ્રેમ કરવાની જેમનામાં તાકાત જ નથી, એ લોકો પ્રેમ ન કરે તો એમાં કોઇએ શું કહેવાનું હોય? અને એથી જ આ 'કોઈએ શું કહેવાનું હોય ?'—ને કારણે જ શરમ વધારે લાગે છે. વળી, દુઃખનું મૂળ કારણ મળી આવતું ન હોઈ વેદના પણ કેટલી અસહ્ય થઇ પડે છે!!

ગમે તેમ હોય, સાવિત્રીના દૃઢ અને સરળ વ્યવહારે કેવળ તેના એકલાના જ હૃદયનું ચિત્ર ખુલ્લું કર્યું, એમ નહિ, પણ સતીશના પોતાના હૃદયની છબી પણ બહાર પ્રકાશમાં આણી. આ બંને માનસચિત્રોને જોડાજોડ રાખી તે સ્તબ્ધ બની બેસી રહ્યો. તે દૃઢપણે એમ જાણતો હતો કે સાવિત્રી એને ચાહે છે, પોતે સાવિત્રીને ચાહતો નથી. અત્યારે તેણે બરાબર એથી ઊલટું જોયું. એ જ ચાહે છે, સાવિત્રી ચાહતી નથી! આ ઘૃણાસ્પદ હકીકતનો સ્વીકાર કરતાં કેવળ શરમથી જ તેનું માથું કપાઇ ગયું એમ નહિ, પણ તેને પોતાના મનની આ નીચ પ્રવૃત્તિથી પોતાની જ જાત પ્રત્યે ઘૃણા જન્મી. ગઈ રાતનું તેનું વર્તન લજ્જાસ્પદ હતું એમાં કંઇ સંશય નથી. એવી તો અનેક રાતોની અનેક લજ્જાઓ તેના જીવનમાં ભેગી થઇ ચૂકી હતી. પરંતુ આ એકની સરખામણીમાં એ બધી નહિ જેવી લાગવા માંડી!

આ વાસમાં તો હવે એક દિવસ પણ રહેવું પાલવશે નહિ. અહીંયાં રહેવા ન રહેવા સંબધી એ કંઇ બિલકુલ બેપરવા નહોતો—પણ એ વાત એ કોઈ પણ પ્રકારે માનવા તૈયાર નહોતો! તે દૃઢ પ્રતિજ્ઞા કરી બેઠો કે,

તીવ્ર વેદનાથી એનું મન ભલે વીંધાઇને ચરણી જેવું થઇ જાય, તો પણ હવે તેનાથી એ નહિ જ બને. ગમે તેમ થાવ, પણ આ નીચતાને ફાલવા દઈ બિલકુલ અધ:પથે તે નહિ જ જાય.

બહાર સાંજ પડવા આવી હતી. ઘરમાં સતીશના હોશકોશ ઊડી ગયા હતા. એકાએક વાસમાંથી પાછા જતાં મોદીના અવાજથી ચોંકી જઈને, બારીમાંથી બહાર ડોકિયું કરી, પથારીમાંથી તે એકદમ ઊભો થઈ ગયો અને તરત જ પહેરણ પહેરી લઇ, ચાદર ખભે નાખી ચુપચાપ બહાર ચાલ્યો ગયો.

હમણાં જ હાથ-મોં ધોવાનું કહેતી સાવિત્રી આવશે, અને ખાવાને માટે આગ્રહ કરવા લાગી જશે. આજે એને જરાય ભૂખ નથી, છતાં સાવિત્રી એ વાત કેમે કરી માનશે નહિ—આગ્રહ કરશે, દબાણ કરશે, અને વળી છેલ્લે છેલ્લે ચિડાઈને ચાલી જશે! આ સમસ્ત મૌખિક સ્નેહના વાગ્વિતંડામાંથી તે પોતાની જાતને જીવનભરમાં આજ પહેલી જ વાર સ્વાભાવિક ઘૃણાપૂર્વક દૂર ઘસડી લઇ ગયો.

રસ્તે રખડતાં રખડતાં અંધારું થાય તે પહેલાં, દરજીપાડાની એક ગલીને નાકે તેણે પાછળથી કોક પરિચિત અવાજ સાંભળ્યો:

'છોટા બાબુ કે?'

સતીશ પાછળ ફરી બોલ્યો: 'હા, મોક્ષદા કે?'

ઘણા વખત પહેલાં તેના પશ્ચિમ પ્રદેશના ઘરમાં મોક્ષદા દાસીનું કામ કરતી હતી. રજા લઇને કલકત્તા આવ્યા પછી તે પાછી જઈ શકી નહોતી. તે બોલી: 'હા બાબુ, હું જ. છોટા બાબુ, મારો એક કાગળ વાંચી આપશો?'

સતીશ હસને મુખે બોલ્યો: 'આવડા મોટા શહેરમાં એક કાગળ વાંચી આપનાર બીજું કોઈ મળ્યું નહિ? લાવ, કાગળ ક્યાં છે?'

દાસી બોલી: 'કાગળ તો મારે ઘેર છે, બાબુ. અજાણ્યા લોકો પાસે વંચાવવાની હિંમત ચાલી નહિ. રખેને કંઇ હોય! જોડે અમારે ત્યાં એક છોકરી છે. લખતાં વાંચતાં તેને આવડે છે, પણ એય આજે બે દિવસથી મળી નથી. એટલી મોડી રાતે ઘેર આવે છે કે એ વખતે વંચાવવાનું બનતું જ નથી.'

સતીશે પૂછ્યું: 'તારું ઘર કેટલે દૂર છે?'

દાસી બોલી: 'અહીંયાથી તો જરા દૂર છે ખરું. મોટા રસ્તાની પેલે-પાર એક ખાંચામાં છે. તમે જો તમારું સરનામું કહો તો હું કોઈકને સાથે લઈને કદાચ કાલે જ આવીશ, અને ચિઠ્ઠી વંચાવી જઈશ.'

સતીશે 'વારુ' કહી તેનું શોભા બજારનું સરનામું આપ્યું, અને ક્યાં થઈને કેવી રીતે જવાય છે, તે સમજાવતો સમજાવતો ચાલવા લાગ્યો. થોડેક ગયા પછી એક જગાએ દાસી એકાએક ઊભી રહી જઈ બોલી: 'કહેવાની હિંમત તો ચાલતી નથી બાબુ, પણ જો એક વાર પગની ધૂળ વડે મારું ઘર પવિત્ર કરો—અહીંથી કંઈ બહુ દૂર તો નથી.'

સતીશ થોડીવાર કંઈ વિચાર કરી બોલ્યો: 'વારુ, ચાલ.'

આજે તેને વાસમાં પાછા ફરવાની બિલકુલ ઈચ્છા ન હતી. રસ્તે રખડી રખડી, ખૂબ મોડી રાતે, સાવિત્રી પાછી ઘેર ચાલી ગયા પછી તે વાસમાં જશે, એવો સંકલ્પ કરીને જ તે બહાર નીકળ્યો હતો. એટલે જ સહેજે સંમત થઈ, બેએક ગલી વટાવીને તે એક માટીના બે માળના ઘર આગળ આવી પહોંચ્યો.

'જરા ઊભા રહો.' બોલી મોક્ષદા અંદર ગઈ અને થોડી જ વારમાં એક નાનકડો ઘાસતેલનો દીવો હાથમાં લઈને પાછી આવી, રસ્તો બતાવતી ઉપર લઈ ગઈ. સામેની ખૂણા પરની ઓરડીમાં એક નાનકડા સ્ટૂલ ઉપર એક પિત્તળની દીવી બળતી હતી. એ ઓરડી બતાવીને તે વિનયપૂર્વક બોલી: 'આપ બેસો. હું હૂકો તૈયાર કરી લાવું.'

ઓરડીમાં દાખલ થઈ આ નાનકડા ખંડની સ્વચ્છતા જોઈને સતીશને ખૂબ પ્રસન્નતા થઈ. એક બાજુએ પાણિયારા ઉપર ઘસીને ઊજળાં કરેલાં પિત્તળ અને કાંસાનાં વાસણ ચકચકાટ મારતાં હતાં અને તેમની જ બાજુમાં એક તાકામાં કેટલાંક કપડાં ગડીબંધ ગોઠવેલાં પડ્યાં હતાં. ભીંત ઉપર ટિંગાડેલી એક ઘડિયાળમાં આઠ વાગી ગયા હતા.

સતીશ ઉંબરા બહાર જોડા કાઢીને ખાટલા પર પાથરેલા સફેદ બિછાના પર જઈને બેઠો. અને ઓરડામાંની બીજી બધી વસ્તુઓની મનમાં મનમાં નિરીક્ષા કરવા લાગ્યો. પહેલાં જ તેની નજર એક નાનકડી અભરાઈ ઉપર પડી. કેટલીક ચોપડીઓ એના ઉપર ગોઠવેલી હતી. સતીશે ઊઠીને એમાંથી એક ચોપડી ખેંચી કાઢી, અને પહેલું પાનું ઉથલાવતાં જ અંગ્રેજીમાં

લખેલું નામ નજરે પડયું—'ભુવનચંદ્ર મુખોપાધ્યાય.' એ ચોપડી પાછી મૂકી દઈ બીજી ત્રણ-ચાર ચોપડીઓ ઉઘાડી જોઈ તો એ એક જ નામ નજરે પડ્યું. પુસ્તકો યથાસ્થાને મૂકી દઈ પાછો તે પોતાની જગાએ જઈ બેઠો.

મોક્ષદા હૂકો તૈયાર કરીને લાવી.

સતીશ હૂકો હાથમાં લઈને બોલ્યો: 'દાસીનું ઘર અદ્‌ભુત સ્વચ્છ, સુંદર છે. ઊઠવાનું મન જ થાય નહિ.'

મોક્ષદા જરા હસીને બોલી: 'ઊઠો શું કરવા, બાબુ? બેસો, પણ આ ઘર મારું નથી, બીજી એક સ્ત્રીનું છે.'

સતીશે પૂછ્યું: 'એ ક્યાં છે?'

મોક્ષદા બોલી: 'એ તો એક બાબુને ત્યાં કામ કરે છે. આવતાં આવતાં મોડી રાત થઈ જાય છે, એટલે ઘરની ચાવી મારી પાસે રાખે છે. મને એ માસી કહી બોલાવે છે.'

સતીશ બોલ્યો: 'તે ભલે બોલાવે, પણ ભુવનબાબુ ક્યારે આવશે?'

દાસીએ આશ્ચર્ય પામી પૂછ્યું: 'ભુવનબાબુ વળી કોણ?'

'ભુવનચંદ્ર મુખુજ્જે—ઓળખતી નથી?'

એકાએક દાસી બે ભવાં પહોળાં કરી બોલી: 'ઓહ! અમારા મુખુજ્જે મશાઈ? ના, ના એમને હવે પાછા આવવાનું રહ્યું નથી.'

'કેમ મરી ગયા છે?'

મોક્ષદા તગતગતી આંખોએ બોલી: 'ના મરી ગયા નથી—મરી ગયા હોત તો તો સારું થાત. બ્રાહ્મણનો અવતાર છે. વરણમાં સૌથી ઊંચા છે. મારા માથાના મણી—નારાયણ સરખા! એમની નિંદા કરતી નથી. એમના પગની રજ માથે ચઢાવું છું, પણ કોઈક દહાડો મળી જાય તો એમના મોં ઉપર ઝાડુ ના મારું તો મારું નામ મોક્ષદા નહિ.'

સતીશ હસી પડયો. તે બોલ્યો: 'ગુસ્સામાં ને ગુસ્સામાં અવજ્ઞાપૂર્વક બ્રાહ્મણને મારી ના બેસતી. પૂરી ભક્તિ રાખી ગણી ગણીને મારીશ તો પાપ નહિ લાગે. પણ એ માણસ કોણ છે?'

મોક્ષદા ઊકળી જઈ બોલી: 'માણસનો પરિચય શું આપું, બાબુ? એ તો માણસ નથી, ચમાર છે. આ છોકરીને જે રસ્તે નાખી ગયો છે,

બાબુ, એને કંઈ પોતાના માણસનું કામ કહેવાય? છિઃ છિઃ ગળે ફાંસો દેવા જેટલી દોરડી ય એને મળી નહિ!'

સતીશે અત્યંત કુતૂહલતાપૂર્વક પૂછ્યુંઃ 'એ કોણ? શું કર્યું હતું એમણે?'

એકાએક બારણા બહારથી જવાબ આવ્યોઃ 'એ માણસને તમે ઓળખતા નથી. એની વાત સાંભળીને તમે શું કરશો?'

સતીશ ચમકી પડ્યો.

મોક્ષદા મોં ફેરવી બોલીઃ 'આવી કે? ક્યારે આવી તું?'

સાવિત્રી અંદર દાખલ થતી બોલીઃ 'આ ચાલી આવું છું. બાબુ ક્યાં મળી ગયા, માસી?'

મોક્ષદા બોલીઃ 'એ જ મારા છોટા બાબુ સાવિત્રી. આજે બે દહાડા થયા, વહુનો કાગળ આવ્યો છે, તે વંચાવાયો નથી. એટલે મને થયું કે બાબુ એકવાર પધરામણી કરી જાય તો સારું.'

સાવિત્રી બોલીઃ 'તો પધરામણી તમારી ઓરડીમાં નહિ ને મારે ત્યાં શું કામ?'

મોક્ષદા જરા ભોંઠી પડી બોલીઃ 'તે ચિડાય છે શું કામ, સાવી? મારી ઓરડીમાં ભદ્રલોકને બેસાડાય એવું છે નહિ, એટલે તારી ઓરડીમાં બેસાડ્યા છે. કેવા મોટા ઘરના છે એ—ખુશ થતી નથી, ને ગુસ્સે થાય છે?'

સાવિત્રી હસીને બોલીઃ 'ગુસ્સે શું કામ થાઉં માસી? એ ગુસ્સો નથી, પણ અમસ્તી અમસ્તી ચરણરજ લેવામાં પાપ લાગે. કંઈક આહાર-ભોજન કરાવવું જોઈએ—હાં, બામુન ઠાકુર, આપને ભૂખ લાગી છે શું?'

સતીશ અત્યંત સંકોચાઈ બેઠો હતો, તે માથું ધુણાવી બોલ્યોઃ 'ના.'

સાવિત્રીના અસભ્ય પ્રશ્નથી ચિડાઈ જઈને મોક્ષદા બોલીઃ 'આ તે તારી કેવી વાત કરવાની રીત, સાવિત્રી? ભદ્રલોકની સાથે શું આમ વાત થતી હશે?'

સાવિત્રી જેમતેમ કરી હસવું દબાવી બોલીઃ 'એમાં ખરાબ મેં શું કહ્યું, માસી? વારુ, એમને ભૂખ લાગી છે કે નહિ, તે હવે નહિ પૂછું. પણ તમે દુકાનેથી કંઈક ખાવાનું લઈ આવો. હું એટલી વારમાં બીજી તૈયારી કરું.'

મોક્ષદા કંઈ ન સમજાય એવી રીતે બબડતી બબડતી જલદી જલદી

બહાર ચાલી જતાં સાવિત્રી બોલી: 'કાલ રાતથી તો એક પ્રકારના અપ-વાસ જ ચાલે છે—સાંજની વખતે કેમ કરીને ભાગી આવ્યા, એની ય કંઇ ખબર પડી નહિ. હવે ઊઠો, સંધ્યા આહ્નિક કરીને કંઇક ખાઓ. પેલા તાકામાં ધોયેલું કપડું છે, તે પહેરીને મારી સાથે આવો.—ના, ના, મોડું ના કરો, ઊઠો.'

સતીશ માથું ધુણાવી બોલ્યો: 'મને ભૂખ નથી.'

સાવિત્રી બોલી: 'ના હોય, તો ય ખાવું પડશે. એનું પેલું કારણ, તમને ભૂખ નથી એ વાત હું માનતી નથી. બીજું કારણ—'

સતીશ મુખ ઉપર જરા સખ્તાઈ કરી બોલ્યો: 'બીજા કારણની વાત જુદી છે. આ પહેલામાં જ બધું આવી ગયું. બધી જ બાબતમાં તારી જીદ અને જબરજસ્તી! એ જીદને પહોંચી વળવાની કોઈની શક્તિ નથી.'

સાવિત્રી ઊંચું જોઈ, જરા હસીને બોલી: 'તો મિથ્યા પ્રયત્ન શા માટે કરો છો?'

સતીશ વધારે ગંભીર થઈ બોલ્યો: 'એમ નહિ સાવિત્રી, આજે મારો પ્રયત્ન મિથ્યા નહિ નીવડે. કહેવું હોય, તો બીજું કારણ કહે. પણ સાચું કહું છું તને, કે હું આજે કોઈ પણ ઉપાયે તારે ત્યાં કશું ખાઇશ નહિ.'

સતીશની જીદ જોઈ સાવિત્રી નિઃશબ્દ હસવા લાગી. થોડીવાર પછી ધીમે ધીમે બોલી: 'મને થાય છે, કે આજે તમે આવ્યા જ ક્યાંથી? આજે મારો જન્મદિન છે. જ્યારે પોતે જ આવીને દાસીના ઘરમાં પદરજ પાડી છે, તો પછી અમસ્તા પાછા નહિ જવા દઇ શકું.'

'નહિ જવા દઈ શકું' બોલતાં જ સાવિત્રી એકદમ ખચકાઇ ગઈ. પણ તેના અંતરની ગુપ્ત વ્યથા તેના જ કંઠસ્વરના મુક્ત પથે થઈ એકાએક સતીશની આગળ એવી રીતે આવી ઊભી રહી, કે થોડીક વાર માટે તો સતીશની તમામ સમજશક્તિ કુંઠિત થઇ ગઇ. બુદ્ધિમતી સાવિત્રી આ વાત આંખના પલકારામાં સમજી જઇ તેની સમસ્ત વાતને સ્વાભાવિક મશ્કરીમાં ફેરવી નાખીને હસતી બોલી: 'ભગવાને મારા અતિથિ તરીકે મોકલ્યા છે, એટલે ખાવું પણ પડશે, ને દક્ષિણા પણ લેવી પડશે. આજ પૂરેપૂરા વટલાઈ ગયા સમજો.'

આ દરમિયાન સતીશની સ્વાભાવિક શક્તિ પાછી આવી હતી. તેણે પૂછ્યું: 'સાચે જ શું આજે તારો જન્મ-દિવસ છે?'

સાવિત્રી બોલી: 'સાચે જ.'

સતીશ બોલ્યો: 'તો આવા દિવસે જ જો આવી પહોંચ્યો છું, તો દુકાનની વાસી મીઠાઈ ખાઇને કંઈ પેટ ભરવાનો નથી. એ ઉપરાંત, એવું બધું તો હું ખાતો ય નથી.'

સાવિત્રી પણ એ જાણતી હતી. મનમાં મનમાં શરમાઈ જઈ બોલી: 'પણ આજે તો રાત પડી ગઈ છે.'

સતીશ બોલ્યો: 'પડવા દે રાત. આજે વાસમાં જઇને કોઈનો ઠપકો તો ખાવાનો નથી, કે રાત પડી ગયાની બીક રાખવી પડે! તું ગમે તેમ કહે પણ હું એ બધું ખાવાનો નથી.'

'તમને* પહોંચી વળવાની મારી તાકાત નથી.' એટલું બોલીને સાવિત્રી હસીને ઊભી થઈ ગઈ.

સતીશ બેઠો હતો, તે સૂઇ ગયો. આ નાનકડી કુટીર અને આ સ્વચ્છ શુભ્ર શય્યા છોડીને જવાનું તેને કેમે કર્યું મન થતું ન હતું. તેમ છતાં આત્મસન્માન સાબુત રાખીને બેસી રહેવાનો પણ કોઇ ઉપાય ન હતો. ખાવાની તૈયારીને અંગે વિલંબ થવાની સંભાવનાએ તેને જાણે કે એક આવી પડેલા કર્તવ્યના કઠોર ભારમાંથી બચાવી લીધો. પડખાંનાં ઉશીકાં બળપૂર્વક દબાવીને દીવાલ ભણી મોં કરીને મૂગો મૂગો તે પડી રહ્યો. જવાને વખતે સાવિત્રી બહારથી સાંકળ મારીને ગઈ હતી, એ જેમ તેને સમજાઈ ગયું હતું તેવી જ રીતે તેણે વાપરેલો 'તમે'* શબ્દ તેના ધ્યાનમાં બરોબર રહ્યો હતો. નિર્જન ઓરડાની અંદર આ નવા પ્રાપ્ત થયેલા જ્ઞાને જાદુગર અને તેની જાદુઈ લાકડીની જેમ તેના મનની અંદર અપૂર્વ ઇંદ્રજાલ સર્જવા માંડી હતી, આજે જ બપોરે પ્રેમનો સમસ્ત કાદવ તેના મનમાંથી જુવાળનાં મોજાંની સાથે ધસડાઇને બહાર તણાઈ ગયો હતો, તે પાછો જુવાળના ઊલટા સ્રોતમાં ધીમે ધીમે પાછો આવતો હોય, એમ તેને લાગ્યું. આજે જ બપોરે સ્વાભિમાનના આઘાતની જે તીક્ષ્ણ જ્વાળાએ

*બંગાળીમાં માનવાચક શબ્દ 'આપનિ' ('આપ') છે. ('તુમિ') 'તમે' તુંકારા જેવો ગણાય છે. છતાં સાવિત્રી આ સ્થળે જાણી જોઇને પહેલી જ વાર 'તુમિ' વાપરે છે.

*આગલા ફકરામાં વાપરેલો 'તુમિ'

તેના મનની નીચ પ્રવૃત્તિ વિષે તેની આંખ ઉઘાડી નાખી હતી, તે જ જ્વાલાના શમી જવાની સાથે જ તે આંખ પાછી મિંડાઇ ગઈ. આમ ને આમ તે પોતાના મનની સાથે રમત કરતો કરતો લગભગ ઊંઘમાં આવી ગયો હતો એવામાં એકાએક બારણું ઊઘડવાના અવાજથી જાગી ઊઠી જોયું તો સાવિત્રી મોક્ષદાની સાથે અંદર દાખલ થતી હતી.

મોક્ષદા સતીશના હાથમાં કાગળ મૂકી બોલી: 'જુઓ તો, બાબુ, વહુ શું લખે છે?'

સતીશે આખો કાગળ વાંચી લઇ કહ્યું: 'એમને પાછાં ફરતાં હજી બેએક મહિનાની વાર લાગશે.'

મોક્ષદાએ પૂછ્યું: 'બીજુ કાંઈ લખ્યું નથી?'

સતીશ કાગળ પાછો આપી બોલ્યો: 'બીજું કંઇ ખાસ નથી.'

'મારા પગારની વાત, બાબુ?'

'ના, એવું કંઈ નથી.'

પૈસા વિષે કંઇ નથી, જાણીને મોક્ષદાએ મનમાં મનમાં અત્યંત અકળાઈને કાગળ માટે હાથ લાંબો કર્યો: 'એ વાત શાની લખે? લખે ના બીજી બધી આડી અવળી વાતો! લાવો કાગળ કાલે, સાવિત્રી, મને જવાબ લખી આપજે હોં! હેં, અલી, બાબુને ખાવાનું આપીશ ક્યારે? રાત શું હજી થઈ નથી?'

સાવિત્રી બોલી: 'બામણ થઈને સંધ્યા આહ્નિક કર્યા વિના જ ખાશે?'

મોક્ષદા અકળાયેલી તો હતી જ. તે વધારે અકળાઈને બોલી: 'સાંભળો આ બોલે છે તે! આ તે કાંઈ તારા પુરોહિત ઠાકુર દેખ્યા કે ભટચાજી—બામુન દેખ્યા—કે પૂજા આહ્નિક કરવા જાય?'

સતીશ હસીને બોલ્યો: 'એ શું બોલી, મોક્ષદા! બધું ભૂલી ગઈ? હું તો સદા ય સંધ્યા આહ્નિક કરું છું.'

મોક્ષદાને એકાએક યાદ આવ્યું. તે ભોંઠી પડી જઇ બોલી: 'ઓ મા! ખરી વાત.' અને સાવિત્રી ભણી ફરીને બોલી: 'ચાલ મા, બાબુને બધું તૈયાર કરી આપ. તારા ઘરમાં તો બધું ઠીકઠાક છે. કરી આપ મા, કરી આપ, હવે મોડું ના કર.' એમ બોલતી મોક્ષદા બહાર ચાલી ગઈ.

એકાદ કલાક પછી, સતીશના જમવાના સમયે ઘરમાં કોઈ જ નહોતું.

અંધારામાં વરંડામાંથી મોક્ષદાએ જોયું ને એકદમ સળગી ઊઠી. રસોડામાં આવીને જોયું, તો સાવિત્રી ચુપચાપ બેઠી હતી.

મોક્ષદા ચિડાયેલા અવાજે બોલી : 'આ તે તારી કેવી અક્કલ, સાવિત્રી? આ તે શું ગરીબગુરબાંને ખવડાવવાનું ચાલે છે, કે બે ટુકડા નાખીને આમ નિરાંતે બેઠી છે?'

સાવિત્રી કંઈક વિચાર કરતી હતી. તે ચોંકી પડી બોલી : 'કંઈ જોઇતું હશે, તો એ પોતે જ માગી લેશે.'

'આટલી અક્કલ તો છે નહિ, ને નોકરી કરવા જાય છે! ક્યાંક તારે પોતાને જ નોકરચાકર હોય—'

સાવિત્રી હસીને બોલી: 'જાતે તો દાસી બની છું! એમાં ખોટું ય શું છે, માસી? મહેનત કરીને ખાવામાં શરમ શાની?'

મોક્ષદા ચિડાઇ જઈને બોલી : 'કોણ કહે છે કે નહિ? મારા જેટલી ઉંમરે તો ના હોય, પણ તારી ઉંમરે તો ખરી જ. એ બધી વાત પડતી મેલ. પણ બાબુને ખાવાનું કહ્યું, તો પછી પાસે બેસીને ખવડાવ. જા, આદમીનું મગજ ફરી જતાં બહુ વાર લાગતી નથી.'

સાવિત્રી જવા કરતી હતી, ત્યાં ખચકાઇને ઊભી રહી બોલી: 'શું બોલો છો માસી? એ સાંભળશે.'

મોક્ષદાએ તરત અવાજ નીચો કરી કહ્યું: 'ના, ના સાંભળે શાના? બીજી એક વાત તને કહી રાખું, બેટી, ભગવાને કપાળની વચમાં બે આંખો આપી છે, એ જરા ઉઘાડી રાખ. ઘડિયાળની સાંકળી, હીરાની અંગૂઠી ના હોય એટલે કંઇ માણસની કિંમત ઓછી ના આંકીએ.'

સાવિત્રી 'વારુ' બોલી હસીને ચાલી જતી હતી એટલામાં મોક્ષદાએ પાછળથી બૂમ મારી: સાંભળ સાવિત્રી!'

સાવિત્રી પાછી ફરી બોલી : 'શું?'

'આવ તો મારા ઘરમાં જરા, ઢાકાની સાડી કાઢી આપું, પછી જા.'

સાવિત્રી હસવું દબાવી બોલી: 'તમે બહાર કાઢો માસી. હું હમણાં આવું છું.'

સતીશનું ખાવાનું લગભગ પૂરું થવા આવ્યું હતું. સાવિત્રી અંદર દાખલ થઈ બોલી: 'આંખો મીંચીને ખાઓ છો કે શું?'

સતીશ ઊંચું જોઈ બોલ્યો: 'ના.'

'પણ આંખ તો ઊંઘે ઘેરાયેલી લાગે છે!'

સાચે જ તેને ખૂબ ઊંઘ આવતી હતી. ગઈ રાતનો ઉચ્છૃંખલ આચાર આજે અસમયે પણ તેની પાંપણને ભારે બનાવી રહ્યો હતો. તેણે શરમાઇને હસી કબૂલ કર્યું: 'હા, ખૂબ ઊંઘ આવે છે.'

સાવિત્રીએ પૂછ્યું: 'બીજું કંઈ જોઇએ છે?'

સતીશ ઉતાવળો ઉતાવળો બોલ્યો: 'કંઈ નહિ, કંઈ નહિ. ખાઈ રહ્યો છું.'

બહાર પગના અવાજથી સાવિત્રીને ખબર પડી ગઇ કે મોક્ષદા આવીને ઊભી હતી. છતાં તે બોલી: 'બાબુ, મને એક ઢાકાની સાડી લઇ આપવી પડશે.'

સાવિત્રી કોઈ દિવસ કશું માગતી નહોતી એથી આ તાત્પર્ય ન સમજી શકવાને લીધે સતીશને આશ્ચર્ય થયું. તેને મોક્ષદા આવ્યાની ખબર નહોતી. તેણે મોં ઊંચું કરી વિસ્મયપૂર્વક પૂછ્યું: 'સાચે જ જોઇએ છે?'

'સાચે જ નહિ તો શું?'

'પહેરશે ક્યારે?'

આજે પહેરવાનો સમય નથી એટલે એવો સમય કદી આવશે જ નહિ, એમ કંઈ ઓછું કહી શકાય? વળી એક બીજી પણ વાત છે, હું મહેનત કરીને કમાઉં છું, એથી માસીને દુઃખ થાય છે. એટલે થાય છે, કે હવે મહેનત–મજૂરી નથી કરવી. આજથી તો બેઠાં બેઠાં જ ખાવું છે.'

સતીશ હસીને બોલ્યો: 'બહુ સારી વાત છે.'

'એમ સારી વાત છે' કહ્યે ચાલશે નહિ. સાથે સાથે મારે એક દાસી ના હોય તો માન સચવાય નહિ. એ પણ તમારે લઇ આપવી પડશે. તમારે જ—' વાક્ય પૂરું કરી શકી નહિ. મોઢામાં લૂગડાનો છેડો નાખી જોરથી હસવા લાગી.

મોક્ષદા કાચી ન હતી. એક ક્ષણમાં જ બધું સમજી જઈ અંદર આવી બોલી: 'બાબુ, સાવિત્રીને ઓળખતા હો એમ લાગે છે.'

સાવિત્રીની ભણી ફરીને તે બોલી: 'માસીની સાથે તો જાણે આટલી વાર તમાશો જ ચાલતો હતો! ઠીક, એ તો સારી વાત છે. બહુ આનંદની વાત છે. પહેલાંથી બોલી નાખ્યું હોત તો આ આનંદ રહી જાત.' બોલીને હસી પડી બહાર ચાલી ગઈ.

જમી કરી સતીશ ફરી પથારીમાં આવી બેઠો. સાવિત્રીએ તાસક ભરીને પાન આણ્યાં, અને હૂકો તૈયાર કરી સતીશના હાથમાં આપી, તેના પગ આગળ જમીન પર બેસી પડી. એકાએક જરાક હસી તેણે મોં નીચું કરી નાખ્યું.

સતીશના હૃદયમાં તોફાન ચાલી રહ્યું હતું. આખા શરીરે કાંટા વાગતા હોય તેમ ઠંડી ધ્રૂજારી લાગી, થોડી વાર સુધી તો હૂકો પાસે લેવા જેટલી શક્તિ પણ તેનામાં ન હતી. બેએક મિનિટ આમ મૂગી મૂગી પસાર થતાં સાવિત્રી એકાએક મોં ઊંચું કરી બોલી: 'રાત પડી ગઇ છે. ઘેર જવું નથી?'

સતીશ શુષ્ક કંઠે બોલ્યો: 'નહિ જાઉં તો રહીશ ક્યાં?'

'અહીંયાં જ રહેજો. ન જઈ શકાય તો કંઈ નહિ—માસી હજી જાગે છે. હું એમની પથારીમાં જ સૂઈ જઇશ.' એટલું બોલીને સાવિત્રી સતીશના મોં ભણી જોઈ રહી.

ક્ષણવાર તો સતીશ નિર્વાક બની ગયો. પણ તરત જ ભારે પ્રયત્ન કરીને પોતાની જાતને કાબૂમાં લઈ, એકદમ ઊભો થઈ જઇ બોલ્યો: 'ના, જાઉં.'

'વારુ, તો જરા બેસો.' બોલીને સાવિત્રી ઊઠીને સતીશના જોડા બહારથી અંદર લાવી અને પોતાના સાલ્લા વડે સતીશના પગ લૂછી નાખી, જોડા પહેરાવી તેની દોરી બાંધતાં બાંધતાં ધીમે ધીમે બોલી: 'વાસના લોકો જો જાણે તો?'

'શી રીતે જાણે?'

'હું જ જો કહી દઉં?'

'શું કહેશે તું? કહેવાનું તો કંઈ છે જ નહિ!'

સાવિત્રી ફરી જરા હસીને બોલી: 'કંઇ જ નથી? સાચું કહો છો?'

સતીશ મૂગો રહ્યો.

સાવિત્રી મૃદુ કંઠે બોલી: 'કહેવા જેવું કંઇ જ ન હોત તો, કોણ જાણે, આજે તમને હું જવા દઇ શકત કે કેમ!' એમ કહીને એકદમ મૂગી થઈ ગઈ. પણ બીજી જ ક્ષણે ખૂબ જોરથી માથું હલાવી બોલી ઊઠી: 'ના, તમે જાઓ, પણ આ દુર્બુદ્ધિ જો છોડી નહિ દો તો એક દિવસ બધું જાહેર કરી નાખીશ, એ કહી દઉં છું.'

આ તે કેવું રહસ્ય? એની અંદરનો મર્મ બરાબર સમજી ન શકવાથી સતીશ ક્ષણવાર સ્તબ્ધ બની ઊભો રહી બોલ્યો: 'ભારે કહી નાખ્યું! વાસના લોકો તે કંઇ મારા વડીલો નથી.'

સાવિત્રી બોલી: 'એ તો નથી. પણ માસી તો મારો ભાર હળવો કરી શકશે ને? એમની જીભને તાળું મારશો? શી રીતે?'

મોક્ષદાનો ઉલ્લેખ થતાં સતીશ મનમાં મનમાં ભય પામવા લાગ્યો. પણ મોઢેથી બોલ્યો: 'પૈસા આપી.'

સાવિત્રી બોલી: 'એથી તો કેવળ પૈસાનો દુરુપયોગ થશે, કામ થશે નહિ. એ વાત છોડો, તોય, માસીને કદાચ પૈસાથી વશ કરશો પણ મને શું દઇને વશ કરશો?'

સતીશે ફડ દઇને બોલી નાખ્યું: 'પ્રેમ દઇને.'

સાવિત્રીના નીચલા હોઠની કિનાર ઉપર, જેમતેમ કરી દબાવી રાખેલા હાસ્યનો આભાસ દેખાયો. તે બોલી: 'આ તો ચોથી વખત થયું!'

'એટલે?'

'એટલે આજ પહેલાં બીજા ત્રણ જણે એ જ વસ્તુ આપવાની કહી હતી.'

'પછી તેં લીધી નહિ?'

'ના. જંજાળ બધી ભેગી કરી રાખવા જેટલી જગા મારી પાસે નથી.'

સતીશ શાંત બેસી રહ્યો. સાવિત્રીનું કટાક્ષમય હાસ્ય અને તેનો કંઠ-સ્વર સતીશની ધ્યાન બહાર ગયાં નહિ. અને એથી જ તેને બપોરની વાત પણ યાદ આવી, અને યાદ આવતાંવેંત જ પ્રેમનદીના જુવાળનાં પાણી પૂરાં થઈ ઓટની શરૂઆત થઈ ગઈ!

સાવિત્રીના શબ્દોને તેણે તમાશો ગણી કાઢવાની ભૂલ કરી નહિ. એક-દમ અત્યંત કઠોર બની જઇ તે બોલ્યો: 'એ લોકો મૂરખ હતા. એમણે એવી વસ્તુ આપવાની વાત કરવી જોઇતી હતી કે જે પેટીમાં સંઘરી રાખી શકાય, જે જંજાળ જેવી લાગે નહિ. હું પણ ઓછો મૂરખ નથી. કેમકે હું ભૂલી ગયો કે પ્રેમ તમારા લોકોને મન કેટલી અવહેલનાની સામગ્રી છે. આવડી ઉંમરે, આવડી મોટી ભૂલ થવી, મારે માટે યોગ્ય નહોતું. અચ્છા, ઠીક—જાઉં છું.'

આ શબ્દોએ સાવિત્રીને શૂળની માફક વીંધી નાખી. 'તમારા લોકો' કહીને સતીશે તેને કયા લોકોમાંની એક ગણી કાઢી હતી, તે સમજવું બાકી રહ્યું નહિ. પરંતુ મશ્કરીમાંથી કજિયો થઇ સખત બોલાબોલી પર આવી જવાની બીક લાગતાં તે ચુપ રહી. પણ સતીશ શાંત રહી શક્યો નહિ. તે બોલ્યોઃ 'શિકારી જેમ માછલાંઓને જાળમાં પકડી, રમાડીને આનંદ કરે છે, આટલા દિવસ તેં પણ મારી સાથે એ જ તમાશો કર્યો હતો. ખરું ને ?'

સાવિત્રીથી વધારે સહેવાયું નહિ. વીજળીની જેમ ઊભી થઈ જઇ બોલીઃ 'જાળમાં પકડીને ખેંચતાં જ તમે તો ઊંચકાઈ આવો એવા છો—ધીમે ધીમે રમાડીને ઉપર લાવવા જેવડી મોટી માછલી તમે નથી.'

સતીશ કઠોર વ્યંગ કરતો બોલ્યોઃ 'નથી હું ?'

સાવિત્રીએ કહ્યુંઃ 'ના, નથી તમે.'

સાવિત્રીનો નીચલો હોઠ જરા સંકોચાયો. સતીશ ભણી તીવ્ર દૃષ્ટિપાત કરી તે બોલવા લાગીઃ 'દુશ્ચરિત, મારા જેવી એક સ્ત્રી પર પ્રેમ કરીને પ્રેમની વાહવાહ ગાતાં તમને શરમ નથી આવતી ? ચાલ્યા જાઓ અહીંથી મારા ઘરમાં ઊભા રહી, મારું ફોગટ અપમાન કરો નહિ.'

આ અપમાનથી સતીશ વળી વધારે કઠોર બન્યો. તે અસભ્ય, નીચ વ્યંગ કરતો બોલ્યોઃ 'હું દુશ્ચરિત ? એ તો જે હોય તે, સાવિત્રી ! પણ તારું નામ તો તારાં માબાપે બરાબર જ પાડ્યું છે !'

સાવિત્રી જરા આઘી ખસી, બારસાખ પકડી થોડીવાર શાંત ઊભી રહી માત્ર બોલીઃ 'જાઓ.'

સાવિત્રીનું મુખ ફિક્કું પડી ગયું હતું.

સતીશ અપમાન અને ક્રોધના અસહ્ય તાપને લીધે એ બાજુ સહેજ પણ દૃષ્ટિ કર્યા વિના બોલ્યોઃ 'પણ જતાં પહેલાં ફરી એકવાર છેડા વડે પગ લૂછી દેશે નહિ ? કે પછી બીજી કોઈ રમત—બીજું કંઇ—'

એકાએક બંનેની આંખો મળી. સાવિત્રી એક પગલું પાસે જઈ બોલીઃ 'તમે કસાઈ કરતાં પણ વધારે નિષ્ઠુર છો—તમે જાઓ ! તમે જાઓ ! તમારે પગે પડું, તમે જતા રહો ! નહિ જાઓ તો માથું પટકી મરીશ —તમે જાઓ !'

તેના અવાજની વધતી જતી અને અસ્વાભાવિક તીવ્રતાથી ભી જઇને

સતીશ એકાએક ઊભો થઈ ગયો અને કંઈ પણ બોલ્યાં વિના બહાર ચાલ્યો ગયો. પરંતુ અંધારા વરંડાના છેડા સુધી આવી તેને અટકી જવું પડયું. કઇ બાજુ સીડી છે, કઈ બાજુ રસ્તો છે, કંઇ જ દેખાતું નહોતું. ખીસામાં હાથ નાખી જોયું તો દીવાસળી નહોતી. આમ નિરુપાય સંકટમાં પડી, પાંચેક મિનિટ ચુપચાપ ઊભો રહી, ફરી તેને સાવિત્રીની ઓરડી સુધી આવવું પડયું. બહારથી તેણે જોયું, તો સાવિત્રી જમીન ઉપર માથું ઊંધું નાખી પડી હતી.

સતીશ આસ્તે આસ્તે બોલ્યોઃ 'સાવિત્રી.'

સાવિત્રીએ કંઈ જવાબ આપ્યો નહિ. ફરી બોલાવતાં જવાબ ન મળતાં સતીશે ઓરડામાં આવી સાવિત્રીના માથા પર હાથ મૂક્યો, અને નીચા નમી જોયું તો સાવિત્રીની આંખો બંધ હતી. મોઢામાં આંગળીઓ નાખતાં તેને જણાયું કે સાવિત્રી મૂર્ચ્છિત થઈ પડી હતી. ક્ષણવાર તો તેને મનમાં એક પ્રકારનો ભય અને સંકોચ પેદા થયો. પરંતુ તરત જ તેણે સાવિત્રીના બેભાન શરીરને ઊંચકી પથારીમાં સુવાડ્યું. અને ચાદરનો એક છેડો પાણીમાં ભીંજવીને આંખો તથા મોઢા ઉપર થોડા છાંટા નાખ્યા. અને હાથમાં એક પંખો લઈ પવન નાખવા લાગ્યો.

બે-ત્રણ મિનિટમાં જ સાવિત્રી આંખો ઉઘાડી, માથા ઉપર છેડો ખેંચી લઈ, પડખું ફેરવી બોલીઃ 'તમે હજી ગયા નથી?'

સતીશ કંઈ પણ બોલ્યા વિના પવન નાખવા લાગ્યો.

સાવિત્રી પથારીમાંથી ઊઠી, દીવો હાથમાં લઈ બહાર આવી બોલીઃ 'ચાલો, તમને બારણું ઉઘાડી આપું.'

ત્યાર બાદ કંઇ પણ બોલ્યા વિના રસ્તો દેખાડતી તે નીચે આવી. અને બારણું ઉઘાડી, બાજુએ ખસીને ઊભી રહી.

મૂર્ચ્છિત સાવિત્રીને ઉપાડીને પથારીમાં સુવાડતાં જે થોડી ક્ષણ તેના બેભાન દેહને છાતીસરસો ઊંચકવો પડ્યો હતો, તે ક્ષણથી સતીશ અન્યમનસ્ક બની ગયો હતો. અત્યારે બારણા બહાર આવતાં જ તેનું ઘેન ઊતરી ગયું. અને કંઈક બોલવા માટે મોં ફેરવતાં જ સાવિત્રી બોલી ઊઠીઃ 'ના, હવે એક પણ શબ્દ નહિ. તમારા દેહને તો તમે પહેલેથી જ નષ્ટ કર્યો છે. પરંતુ એ તો એક દિવસ બળીને ખાખ થઈ જશે. પરંતુ એક અસ્પૃશ્ય, કુલટા ઉપર પ્રેમ કરીને ભગવાનના દીધેલા આ આત્મા ઉપર મેરા

ચોપડો નહિ. બને તો કાલે જ તમે એ વાસ છોડી ચાલ્યા જાઓ. નહિ તો હું હવે આવીશ નહિ.' એટલું બોલીને સાવિત્રીએ જવાબની રાહ જોયા વિના અવાજ કરી બારણું બંધ કરી દીધું.

## [ ૫ ]

સતીશ હતબુદ્ધિ બની ગયો હતો. શાથી સાવિત્રી અવિરત રીતે આકર્ષ્યા કરે છે, શાથી પાસે આવતાં આમ કર આઘાત વડે દૂર ફેંકી દે છે, તેનો વિચાર આખી રાતભર કરવા છતાં તેને તેનું સ્પષ્ટ કારણ જડયું નહિ. ગઈ રાતનો એકેએક બોલ હજી સુધી તેનાં હાડકાંમાં બળતરા જન્માવતો હતો.

એથી જ તો, વહેલી સવારે બહાર નીકળી પડી એક બીજું રહેવાનું સ્થળ નક્કી કરી આવી મજૂર બોલાવી પોતાનો સરસામાન તેને માથે તે ચઢાવવા લાગ્યો. આ ઘડભાંગ જોઈ વાસના સૌ નવાઇ પામ્યા. સૌથી વધારે નવાઇ થઈ બિહારીને. તેણે પાસે આવી ધીમેથી પૂછયું: 'બાબુ, ઘેર ચાલ્યા શું?'

સતીશ તેના હાથમાં પાંચેક રૂપિયા આપી બોલ્યો: 'ના બિહારી, ઘેર નથી જતો—નિશાળની પાસે જ એક ઘર મળી ગયું છે—ત્યાં જાઉં છું.'

બિહારી થોડી વાર ચુપચાપ ઊભો રહી બોલ્યો: 'પણ એ તો હજી આવી નથી, બાબુ!'

સતીશે મોં ઊંચું કર્યા વિના જ કહ્યું: 'આવી નથી? વારુ, તું જ બિછાનું મારું બાંધી આપ. હું એટલી વારમાં રાખાલ બાબુ પાસે જઈ આવું છું.' એમ બોલીને વાસમાં જે કાંઈ લેણદેણ હતું તે પતાવવા માટે રાખાલ બાબુના ઓરડામાં ગયો. એ ખંડમાં બીજા પણ ઘણા હતા. કદાચ આ ચર્ચા જ ચાલતી હતી. કેમકે એને જોઈ સહુ શાંત થઈ ગયું.

રાખાલ જરાક હસવાનો પ્રયત્ન કરી બોલ્યો: 'સતીશ બાબુ, આમ એકાએક કાંઇ?'

સતીશ હાથમાંના પૈસા ટેબલની કિનાર ઉપર મૂકી બોલ્યો: 'એકાએક

એક દિવસ આવ્યો હતો, એકાએક ચાલ્યો પણ જાઉં છું. આટલા પૈસાથી મને લાગે છે કે આપવા કરવાનું બધું પતી જશે, અને ન પતે તો, હિસાબ થઈ જાય એટલે મને જણાવજો, બાકીની રકમ મોકલી આપીશ.'

રાખાલે પૂછ્યું: 'જશો ક્યાં?'

'મારી સ્કૂલને સરનામે એક કાર્ડ લખી નાખશો તો બસ થશે—મને મળશે.' એટલું બોલીને બીજા કોઇ સવાલ–જવાબની રાહ જોયા વિના તે બહાર ચાલ્યો ગયો.

ઘરની અંદરથી એક દબાવેલા હાસ્યનો અવાજ સતીશના કાને પહોંચ્યો. બિહારી પાસે જ ઊભો હતો. તેણે ઓરડામાં દાખલ થઈ હાથમાંની નાની પોટલી બારણા પાછળ મૂકી અને રાખાલને ઉદ્દેશી તે બોલ્યો: 'બાબુ! મારો સત્તર દિવસનો પગાર હિસાબ કરી મને ચૂકવી આપો. મારે બાબુની સાથે જ જવું છે.'

રાખાલ આશ્ચર્ય પામી ચિડાઇને બોલ્યો: 'તું ય જશે, તો અહીં કામ કરશે કોણ? જાઉં છું કહેવાથી તો કાંઇ ચાલ્યા જવાતું નથી!'

બિહારી બોલ્યો: 'શાથી નથી જવાતું, બાબુ? મારે તો જવું જ છે.'

રાખાલ અંગારાની જેમ તપી જઈ બોલ્યો: જવું જ છે, બોલ્યો એટલે થઈ ગયું? રીતસરની નોટિસ આપવી પડશે, જાણે છે?'

બિહારીએ કહ્યું: 'તે એક દહાડો રીતસરનો આવીને આપી જઈશ. અત્યારે પગાર તો આપો. મારે હજી સરસામાન બાંધી આપવાનો છે.'

રાખાલે કંઇ જવાબ આપ્યા વિના વેગપૂર્વક બહાર નીકળી સતીશની રૂમમાં જઈ પૂછ્યું: સતીશ બાબુ, આ શું માંડયું છે?'

સતીશ બિસ્તરો બાંધતો હતો. ઊંચું જોઈ પૂછ્યું: 'શાનું શું માંડયું છે?'

રાખાલે ચિડાઈ જઇ કહ્યું: 'નોકરડી આવી નથી, એ તો પહેલાંથી જ ચાલી ગઈ લાગે છે. વળી બિહારીને લઈ જાવ છો શું કરવા? દોષ કર્યો તમે, અને સજા અમારે ખમવાની?'

સતીશ વિસ્મય પામી બોલ્યો: 'તમારી વાત મને ન સમજાઈ.'

રાખાલે અવાજ મોટો કરી કહ્યું: 'સમજો શું કામ? ના સમજવામાં જ સુખ છે. પોતે જાતે ન ગયા હોત તો ય આપને કાઢવાના તો હતા જ. પણ એ તો ગમે તે હોય, કંઈક સામાન્ય સજ્જનતાનો ખ્યાલ તો માણસે કરવો જોઇએ?'

સતીશની બંને આંખોમાંથી આગ વરસવા લાગી. પાસે આવી બોલ્યો: 'તમે આ બધું શું કહો છો ?'

ઇર્ષ્યાના અગ્નિથી રાખાલ બળીજળી રહ્યો હતો. તે બોલ્યો: 'ઠીક કહું છું. તમે પણ બરાબર સમજો તો છો! સતીશ બાબુ! એકે વાત અમારી અજાણી નથી. વારુ, જાવ તમે–કેવા ભયંકર નાગને ઘરમાં રાખ્યો હતો–વાસનું સત્યાનાશ વાળી નાખ્યું!!'

સતીશે રાખાલનો એક હાથ દબાવી કહ્યું: 'શું બકબક કરો છો, રાખાલ બાબુ ?'

રાખાલે જોરપૂર્વક હાથ છોડાવી લઇ ગર્જના કરી: 'જાવ–જાવ–મૂરખ ના બનાવો. જાવ–દૂર થાવ!'

બિહારી અંદર આવી બોલ્યો: 'સતીશ બાબુ, જવા દો એમને, શું એમને ખૂંચે છે, ને શાથી એ બળી મરે છે, એ એક દિવસ હું તમને કહીશ. હું બધું જાણું છું. આવો, આપણે સરસામાન બાંધી લઇએ.'

રાખાલ પગના અવાજથી આખું ઘેર ડોલાવતો હોય એમ ચાલ્યો ગયો.

સતીશ ખુરશી ઉપર બેસી પડી બોલ્યો: 'આ બધું શું, બિહારી ?'

બિહારી બોલ્યો: 'હું તમારી સાથે આવીશ, બાબુ, અહીં રહી શકીશ નહિ.'

સતીશ આશ્ચર્ય પામી બોલ્યો: 'મારી સાથે ? અહીં કામ કોણ કરશે ?'

બિહારી અવિચલ દૃઢતાપૂર્વક બોલ્યો: 'જેની મરજી હોય તે કરે. હું તો સાથે જ આવીશ. તમારે ય એકાદ નોકર વિના તો ચાલશે નહિ, બાબુ ?'

આટલી વારે વાત સમજવામાં આવતાં સતીશ થોડી વાર શાંત રહી બોલ્યો: 'આ વાત પહેલાંથી કહી હોત તો, બિહારી ?'

બિહારીએ જવાબ આપ્યો નહિ. ચુપચાપ સરસામાન બાંધી મજૂરને માથે ચઢાવવા લાગ્યો. એ સાથે આવશે જ એમાં કશો સંશય રહ્યો નહિ.

નવા ઘેર આવી સતીશ વિચાર કરતો હતો: 'હું આવો બની ગયો શી રીતે ? ગમે તે માણસ મારું અપમાન કરવાની હિંમત કરી શકે છે, એટલું જ નહિ, અપમાન કરીને સ્વચ્છંદે જીવી શકે છે કેવી રીતે ? મારી

દૈહિક શક્તિ તો એક તલ પણ ઓછી નથી, તેમ છતાં શાથી હું મોં ઊંચું કરી જોરપૂર્વક બોલી શકતો નથી? શાથી હું નતમુખે બધું સહન કરી લઉં છું?'

પોતાના મનની આ શોચનીય દુર્બળતા આજે તેને અત્યંત ડંખવા લાગી, અને એના કરતાં પણ વધારે દુઃખ થવા લાગ્યું એ વાત ઉપર કે, સામો પ્રતિકાર કરવા જેટલી શક્તિ પણ તે આજે ગુમાવી બેઠો હતો!

રાખાલના ક્રોધભર્યાં શબ્દોમાં પેલી રાતની વાતનો અણસારો હતો, એમાં કંઇ સંશય ન હતો. એ યાદ આવતાં સતીશ માટીમાં મળી જતો હતો. વિપિનના માણસોએ તેને કેવી રીતે પકડી પાડ્યો હતો, અંધારા ઓરડામાં તે કેવો મડદું બની પડ્યો હતો, પેલા બુદ્ધિમાનોએ કેવી રીતે બધી ચાલાકી પકડી પાડી તેને ઓઢવાનામાંથી બહાર ખેંચી કાઢ્યો હતો અને ઘસડી ગયા હતા, વગેરે આકર્ષક અને દુર્લભ વિવરણ, સાચા-જૂઠા અલંકાર આડંબર સહિત જ્યારે કહેવાયું હશે ત્યારે હાજર રહેલા તમામ લોકો કેવા તીવ્ર આનંદ અને હોંશથી, મોટેમોટેથી હસીને તેનો ઉપભોગ કરતા હશે, તેનો પહેલેથી છેલ્લે સુધી પૂરો ખ્યાલ કરતાં, સતીશને એ પ્રસંગ એટલો તો મર્માન્તક અને બીભત્સ દેખાયો કે એકાન્ત ઓરડામાં ય તેનું મુખ વેદનાને લીધે ફિક્કું પડી ગયું!

ઉપરાંત, એ સૌની સમક્ષ રાખાલે તેનું અપમાન કરી વિદાય કર્યો હતો, અને પોતે એક શબ્દ પણ બોલી શક્યો ન હતો—આ વાત સાવિત્રી સાંભળીને મનમાં શું ધારશે?

ના—એ કંઈ પણ બોલશે નહિ. શાંત રહીને બધી લાંછના સહન કરી લેશે. બિલકુલ જવાબ સુધ્ધાં નહિ આપે. સાવિત્રીને સ્વમાનનું જ્ઞાન કેટલું બધું હતું, એની જેમ તેને ચોક્કસ ખબર હતી, તેવી જ રીતે કલ્પનામાં ને કલ્પનામાં તે તેનું વ્યથિત મુખ એટલી જ સ્પષ્ટ રીતે જોઈ રહ્યો હતો. સતીશ મનમાં મનમાં બોલવા લાગ્યો કે તેની પોતાની મૂર્ખામીને કારણે તેણે જે ઉત્પાત સર્જ્યો હતો, તેમાં અસહાય સાવિત્રીને ફેંકીને ચાલ્યા આવવું યોગ્ય થયું નહોતું. પરંતુ યોગ્ય શું હોઈ શકે, એ પણ તે કેમે કર્યો નક્કી કરી શક્યો નહિ—શું સાવિત્રીએ પોતે જ તેને ચાલ્યા જવાનું કહ્યું નહોતું? તેણે શું અભિમાનપૂર્વક કહ્યું નહોતું કે એથી એને અપમાન જેવું કંઈ જ નહિ લાગે!

બિહારીએ આવીને કહ્યું: 'બાબુ, સ્નાન કરવાનો સમય થયો છે.' તેના કંઠસ્વરમાં આજે જાણે કંઈ એક વિશેષત્વ હતું! સતીશ શરમાઇને ઉતાવળો ઉતાવળો ઊઠી ગયો, અને ટુવાલ ખભે નાખી સ્નાન કરવા ચાલી ગયો.

અફસોસ! હૃદય જ્યારે તેનું ચિરાઈ જતું હતું ત્યારે પણ નિયમિત કામ કર્યાં વિના તેનો છૂટકો ન હતો. તે નિશાળે ગયો, પણ કલાસમાં બેસી ન શક્યો. બહાર આંટા મારી તે ઓરડીએ પાછો આવ્યો, પણ અંદર પેસતાં જ કોઈ એક નિરાશાથી તેનું હૃદય ભરાઇ ગયું. આ નવા ઘરને સજાવવામાં બિહારીએ યથાશક્તિ પ્રયત્ન કર્યો હતો. પરંતુ અણઘડ હાથનો પડેલો પ્રયત્ન ક્યાં ય છૂપો રહેતો નથી, એ પણ સતીશની આંખે જોઇ લીધું. બિહારી શરબત તૈયાર કરી લાવ્યો, હૂકો તૈયાર કરી લાવ્યો, અને દુકાન પરથી પાન ખરીદી લાવ્યો. વૃદ્ધની આ અણઘડ મમતાભરી સેવાઓ ઉપર હસવા જતાં સતીશની આંખો આંસુથી ભરાઇ ગઈ.

રાતે પથારીમાં સૂતો સૂતો સતીશ વિચારવા લાગ્યો: 'જે થવાનું હતું તે થયું. એ બધી પુરાણી વાત હવે યાદ નહિ કરું. ભણવાગણવા માટે કલકત્તા આવ્યો છું, એને માટે જ અહીં રહીશ, નહિ તો પાછો જઈશ.'

પરંતુ પેલે દિવસે મૂર્ચ્છિત નારીનો ઉત્તપ્ત સ્પર્શ પામીને તે ઘેર પાછો ગયો હતો! એનો ઉત્તાપ તેના સંયમના સમસ્ત પ્રયત્નને ઓગાળી રહ્યો હતો.

બિહારી મનમાં મનમાં બધું સમજતો હતો, પણ સાંત્વના આપવા જેટલી હિંમત તેનામાં નહોતી અને એથી જ તે ખિન્ન મુખે બારણા બહાર બેસી રહ્યો. આશરે દશ થવા આવ્યા હતા. તેણે આસ્તે આસ્તે ડોક ઊંચી કરી કહ્યું: 'બાબુ, દીવો હોલવી નાખું કે?'

સતીશે કહ્યું: 'હોલવી નાખ. પણ તું સૂઈશ ક્યાં બિહારી?'

'હું અહીંયાં જ છું, બાબુ, મારી સાદડી બારણા આગળ જ પાથરી છે.'

સતીશે પૂછ્યું: 'આ ઘરમાં શું નોકરને સૂવાની જુદી ઓરડી નથી?'

બિહારીએ કહ્યું: 'નીચે એક ખાલી ઓરડી છે, પણ આપને રાતે જરૂર પડે, કરીને અહીંયાં જ સૂઇશ.'

સતીશ જરા અકળાઇને બોલ્યોઃ 'એ શું બોલે છે? તું સૂઈ જા, જા. ઘરડું માણસ—ઠંડીમાં સૂઇશ ના.'

'ઠંડી ક્યાં છે, બાબુ? બોલીને બિહારી શરીર પરનું કપડું ઓઢી લઇને ત્યાં જ સૂઈ રહ્યો.

થોડોક વખત ચુપચાપ સૂઈ રહ્યા પછી સતીશે પૂછ્યુંઃ 'રાત કેટલી ગઈ હશે?'

'બહુ નહિ, બાબુ, દસ જ વાગ્યા છે.'

સતીશ વળી મૌન રહ્યો. થોડીવારે તેણે મૃદુ કંઠે પૂછ્યુંઃ 'વારુ, તેં સાવિત્રીનું ઘર જોયું છે, બિહારી?'

બિહારી ઊઠી બેઠો થઇ બોલ્યોઃ 'જોયું છે નહિ તો શું બાબુ? કેટલીય વખત એને ઘેર મૂકવા ગયો છું.'

સતીશથી વધારે બોલાયું નહિ. પણ બિહારી બોલ્યોઃ 'એક વાર જઇને જોઈ આવું?'

સતીશ એકદમ અકળાઇને બોલ્યોઃ 'ના, ના, તું ક્યાં જાય? એ તો ખૂબ દૂર છે.'

બિહારીએ કહ્યુંઃ 'દૂર તો કંઇ નથી, બાબુ!'

સતીશ વિચારમાં પડ્યો, કંઇ બોલ્યો નહિ.

બિહારી બોલ્યોઃ 'બાબુ, જો કલાક એકની રજા આપો તો જઇને જોઈ આવું. સવારની આવી નથી એટલે મને લાગે છે, કે કંઈ માંદી-બાંદી પડી હશે.'

પરંતુ સતીશ કંઇ બોલ્યો નહિ

બિહારી મનમાં મનમાં અસ્વસ્થ બન્યો. આજે આખા દિવસમાં તે પોતાની ટેવ પ્રમાણે કંઈ બોલ્યો નહોતો પણ આ થોડા વખતમાં બોલવા જેવું ઘણું બનતું રહ્યું હતું. એથી ફરી એકવાર બોલ્યોઃ 'નવેનવી જગ્યાએ ઊંઘ આવતી નથી, નહિ બાબુ? ફરી હૂકો તૈયાર કરી લાવું કે?'

સતીશ અન્યમનસ્કપણે સૂઇ રહ્યો હતો. તેણે કંઇ જવાબ આપ્યો નહિ. તો પણ બિહારી થોડીવાર સુધી તો ડોક ઊંચી કરી જવાબની રાહ જોઈ રહ્યો. આખરે તે હતાશ થઈ ફરી કપડું ઓઢી લઈ ત્યાં ને ત્યાં થોડી જ વારમાં ઊંઘી ગયો.

સતીશના હૃદયમાં એક અગ્નિશિખા રાતદિવસ પ્રજ્વળી રહી હતી, એ વાતનો તે પોતે ય ઈન્કાર કરી શકયો નહિ. એ જ્વાળામાં નિરંતર શેકાતું તેનું શરીર અત્યંત બલિષ્ઠ હોવા છતાં ય નિસ્તેજ થઈ રહ્યું હતું એવો સ્પષ્ટ અનુભવ થતાં તેનું મન ઉદ્વિગ્ન બની ગયું. બિહારીને બોલાવી કહ્યું: 'સરસામાન ફરી એક વાર બાંધી તૈયાર કરવો પડશે. આજે સાંજની ગાડીએ આપણે ઘેર જઈશું.'

બિહારીએ પૂછ્યું: 'દેશમાં કે પશ્ચિમ બાજુના ઘરે, બાબુ?

'પશ્ચિમના ઘરે' એમ કહીને જરૂરી વસ્તુઓ ખરીદવા માટે પૈસા તેના હાથમાં મૂકી તે સ્કૂલે ચાલતો થયો.

બિહારીનો આનંદ માતો ન હતો. તેનું ઘર મેદીનીપુર જિલ્લામાં હતું. પશ્ચિમ પ્રદેશ હજી તેણે કદી જોયો ન હતો. એ પશ્ચિમ ભણી આજે તે ઊપડશે? તેણે એ ને એ ઘડીએ ઝટપટ કરીને બાંધવું મૂકવું શરૂ કરી દીધું. મહારાજે આવીને જમવા માટે બૂમ મારી. બિહારી સહાસ્ય મુખે બોલ્યો: 'ઠાકુરજી, તમે ખાઇ લો. મારી થાળી ઢાંકી રાખજો. વખત મળશે ત્યારે જોઈ લેવાશે. અત્યારે તો મને મરવાની ય ફુરસદ નથી.'

મહારાજ શરૂઆતના શબ્દોનો અર્થ સમજીને ચાલ્યો ગયો. પાછલી વાત સમજી શકયો જ નહિ. સમજવાની જરૂર પણ એને લાગી નહિ.

લીધેલું કામ પૂરું કરી બિહારી બહાર ગયો. બજારમાં જવાનું હતું. વળી પેલા ફળિયાના ચક્રવર્તીને એ ખબર પહોંચાડવાની હતી. સાવિત્રી વિષેની ચિંતાનો તેણે તે દિવસે જ ઘૃણાપૂર્વક ત્યાગ કર્યો હતો, આજે પણ તેને મનમાં ઢૂંકવા સરખી દીધી નહિ.

આજે સવારે સતીશનું માથું ચઢયું હતું. બારેક વાગે તે રીતસરનો તાવ લઈ ઘેર આવ્યો. બિહારી ઘેર ન હતો. લગભગ ત્રણ વાગે એક ઢગલો વસ્તુઓ માથા પર ઊંચકી લાવ્યો અને અંદર આવી એકદમ બેસી પડ્યો.

એ દિવસોમાં ચારે બાજુ ઈન્ફ્લુએન્ઝાનો વાવડ હતો, એ વાત યાદ આવતાં સતીશ પણ ગભરાયો. બીજે દિવસે તાવ અને પીડા વધી ગયાં,

સાંજ પછી સતીશે ચિંતાતુર મુખે બિહારીને કહ્યું: 'તાવ જો જલદી ઊતરી નહિ જાય તો તારા એકલાથી નહિ પહોંચી વળાય !'

બિહારી છલાછલ આંસુ સહિત બોલ્યો: 'ભો શો છે બાબુ?'

સતીશ થોડી વાર મૂગો રહી બોલ્યો: 'એક વાર—એ જ વિચાર કરું છું, બિહારી, એક વાર સાવિત્રીને ખબર આપે તો? મને લાગે છે કે, દાક્તર પણ બોલાવવો પડશે.'

ગમે તે કારણે પણ સાવિત્રીને બોલાવી લાવવાની બિહારીની લેશમાત્ર ઇચ્છા ન હતી. પરંતુ તેણે પોતાના મનનો ભાવ દબાવી દઇને મૃદુકંઠે કહ્યું: 'વારુ, જાઉં છું.'

એ ઘડીથી સતીશ રાહ જોવા લાગ્યો. તાવની પીડા જાણે આપોઆપ ઓછી થઈ ગઈ. બેએક કલાકે બિહારી એકલો પાછો આવ્યો ત્યારે સતીશ ગભરાઇને જોઇ રહ્યો.

બિહારીએ કહ્યું: 'એ ઘેર નથી, બાબુ.'

'ઘેર નથી? તો પેલા વાસમાં એક વાર જઈ આવ્યો કેમ નહિ?'

બિહારી બોલ્યો: 'એ વાસમાં હવે એ જતી નથી. આજે ત્રણ-ચાર દિવસથી ઘેર પણ ગઈ નથી. ક્યાં ગઈ છે, કોઇ જાણતું નથી.'

'તેની માસી પણ જાણતી નથી?'

'ના, તેને ય કંઈ કહીને ગઈ નથી.'

સતીશ શાંત રહ્યો. બિહારી આંખનાં આંસુ ગમે તેમ કરી લૂછી નાખી બહાર જઈ ઊભો. સાવિત્રી વિષે તે તેની માસી પાસેથી જાણી આવ્યો હતો, અને જે વાત તેણે નિઃસંશય માની લીધી હતી, તે ય આજે આ બીમાર આદમીની આગળ તે કહી શક્યો નહિ.

બીજે દિવસે દાક્તર આવી દવા આપી ગયો. સતીશે દવાની શીશી હાથમાં લઈ બારી બહાર ફેંકી દીધી. આ જોઇને બિહારી ફરી એકવાર આંસુ ખાળીને સાવિત્રીની શોધમાં બહાર નીકળી પડ્યો.

મોક્ષદા રાંધતી હતી. બિહારીએ પૂછ્યું: 'આજે ય આવી નથી કે?'

મોક્ષદા હાથમાંથી કડછી ઊંચી કરી આંખ-મોં લાલ કરી બોલી: 'ના, બાપુ, ના. કેટલી વાર તને કહું કે એ હવે નહિ આવે. જ્યારે દુઃખમાં હતી, ત્યારે માસી હતી. હવે તો એ ભારે સુખમાં છે!'

ઘેર પાછા આવીને બિહારીએ મૃદુકંઠે કહ્યું: 'આજે ય સાવિત્રી ઘેર આવી નથી.'

બે દિવસ પછી, દવા ન પીવા છતાં, સતીશનો તાવ ઊતરી ગયો. ભાત ખાઈ સ્વસ્થ બનો તે બેઠો થયો. બિહારીને બોલાવી કહ્યું: 'હવે વધારે નથી રહેવું, આજે જ રવાના થઇએ.'

એ દિવસે જ સતીશ કલકત્તા છોડી ચાલ્યો ગયો.

## [ ૭ ]

ઉપેન્દ્ર સતીશના શીર્ણ, શુષ્ક, મુખ ભણી જોઈ બોલ્યો: 'આ ભાઈનો દાક્તરી શીખવાનો ઢંગ કે?'

સતીશે હસીને કહ્યું: 'ફાવ્યું નહિ, ઉપીનદા.'

ઉપેન્દ્રે આશ્ચર્ય પામી પૂછ્યું: 'ફાવ્યું શું નહિ, હેં?'

સતીશ લજ્જિતભાવે બોલ્યો: 'દાક્તરી મારાથી સહેવાઈ નહિ, ઉપીનદા.'

ઉપેન્દ્ર સ્નિગ્ધ દૃષ્ટિપૂર્વક સતીશની ઊંચી સુંદર કાયા ભણી થોડી વાર જોઈ રહી બોલ્યો: 'સારું જ થયું. ગામડા ગામે જઈ કંઈ કેટલા લોકોના જીવ લેત, એ પાપમાંથી ભગવાને તને ઉગારી લીધો, એમ કહે ને!'

મહિના એક પછી એક દિવસ ઉપેન્દ્રે સતીશને બોલાવીને કહ્યું: 'મારી સાથે એકવાર કલકત્તા આવવું પડશે, સતીશ.'

સતીશે હાથ જોડી કહ્યું: 'આવો હુકમ કરો નહિ, ઉપીનદા. કલકત્તા મોટું શહેર છે, અદ્ભુત પ્રદેશ છે; ત્યાં બધું સારું છે, પણ મને ત્યાં જવાનું કહેશો નહિ.'

સતીશ બોલવા તો ગયો મશ્કરી કરતો હોય એમ, પણ એમ કરી એની દબાવી રાખેલી વ્યથાને ઢાંકી રાખી શક્યો નહિ. તેનું બનાવટી હાસ્ય વેદનારૂપે ફેરવાઈ જઇ એવું તો બની બેઠું કે, ઉપેન્દ્ર આશ્ચર્ય

પામી તેના મુખ ભણી જોઈ જ રહ્યો. તેને પાકી ખાતરી થઈ ગઇ કે સતીશ ત્યાં શું નું શું કરી આવ્યો છે, અને એ જ વાત તે પોતાનાથી છુપાવે છે.

થોડી વાર પછી ઉપેન્દ્રે કહ્યું: 'તો રહેવા દે, સતીશ. તારું શરીરે સારું નથી હું એકલો જ જઈશ.'

ઉપેન્દ્રના મનનો ભાવ કળી જઈ સતીશે કુંઠિત થઈ પૂછ્યું: 'ક્યારે જવું છે, ઉપીનદા?'

'આજે.'

'આજે જ? અચ્છા, ચાલો. હું ય આવીશ.' એમ બોલી સંમત થઈ સતીશ ઘેર પાછો આવ્યો અને થોડી જ વારમાં કલકત્તા જવા અધીરો થઈ બેઠો.'

બિહારીને તેણે કહ્યું: 'ફરી એક વાર સરસામાન બાંધી કાઢ, બિહારી, કલકત્તા જવું છે.'

બિહારીએ ચિંતાતુર થઈ પૂછ્યું: 'ક્યારે બાબુ?'

સતીશે હસીને કહ્યું: 'ક્યારે શું? આજે રાતની ગાડીમાં.'

બિહારી 'ભલે' બોલી મોં ભારે કરી ચાલ્યો ગયો.

જે દિવસે કલકત્તાથી ઘેર આવીને સતીશ પોતાના ઘરમાં પ્રવેશ કરતાં એ હાથ જોડી આર્દ્ર કંઠે બોલ્યો હતો: 'ભગવાન! તું જે કરે છે તે સારા માટે જ કરે છે' તે દિવસે સરજનહારને તેના કયા ખાસ કર્તવ્ય માટે તેણે આટલા બધા ધન્યવાદ આપ્યા હતા, એમ જો એને પૂછવામાં આવ્યું હોત, તો તે પોતે જ કંઇ કહી શકત નહિ. એમ છતાં, કેવડા મોટા સંકટમાંથી તે પોતે કશી આપત્તિ વિના ઊગરી ગયો હતો, કેવડી મોટી દુર્ભેદ્ય જાળ કેટલી સહજ રીતે કાપીને તે બહાર સલામત આવી પહોંચ્યો હતો, એ તે બરાબર જાણતો હતો. અને એ સૌભાગ્યનો તેણે કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરવાનું ઇચ્છયું હતું. પરંતુ તેનું અંદર સૂતેલું મૂઢ મન તેને તે બાજુએ દૃષ્ટિ સુધ્ધાં ફેંકવા દેતું ન હતું. ઊંધું પડીને રાત-દિવસ એકધારું રડ્યા કરતું હતું.

જો કે, પ્રયત્નપૂર્વક તે પહેલાંની જેમ તેના બચપણના દોસ્તો, થિયેટર, ગાનતાનનો જલસો વગેરેમાં જતો કરતો હતો, પણ પહેલાંની જેમ કેમે કર્યો તે ભળી જઇ શકતો ન હતો. પરંતુ કેટલાક લોકો ઘરમાં કજિયો

કરીને બહાર ભટકવા નીકળે છે, તેમનો જ માફક સતીશ પણ છિદ્રાન્વેષી અને અસહિષ્ણુ બની તદ્દન અવિચારપૂર્વક બધે ડંખીલો થઈ ફરતો હતો. આમ, જેમતેમ કરી દિવસ ગુજારતો હતો, એવામાં આજે એકાએક કલકત્તા જવાનું આહ્વાન આવતાં જ તેની બંડખોર ગૃહલક્ષ્મી ધૂલિ શય્યા છોડીને બેઠી થઇ ગઈ અને ભવિષ્યની સારા–નરસાની ચિંતા કર્યા વિના જ તે કલકત્તા જવા ખડેપગે થઇ રહ્યો.

તે જ રાતે ઉપેન્દ્ર અને સતીશ કલકત્તા જવા મેલમાં સેકંડ કલાસમાં ચઢી બેઠા.

સીટી વાગી ને ગાડી ઊપડી કે તરત ઉપેન્દ્ર તો બારી બહારથી મોં અંદર લઇને પથારીમાં ચત્તો થઈ સૂઇ ગયો. પણ સતીશ બારી બહાર જ જોતો રહ્યો.

મેલ હતો એટલે દરેક સ્ટેશને અટકતો ન હતો. સીમાપ્રદેશ, નદ–નદી, ગામડાં, રસ્તા વટાવીને હુ હુ કરતો તે દોડી રહ્યો હતો. અને એની ઝડપી ગતિનું માપ કાઢતી દૂરની એકાકી વનસ્પતિ નિમિષ માત્રમાં અદૃશ્ય થઈ જતી હતી દિગંતમાં વૃક્ષરાજિ અને વાંસવૃક્ષો અંધારું જમાવી ઊભાં હતાં અને તેમની જ બાજુમાં વહેતી નદીના વળાંકમાંની શુભ્ર જલરેખા બારીના લીલા કાચમાંથી આંખે પડતી હતી. વૃક્ષ, ઝાડી, ખેતરો અને રેલની પાસેનાં સૂકા વનસ્પતિ અને શુષ્ક ખાબોચિયાં—સર્વત્ર મ્લાન જ્યોત્સ્ના પથરાઇ રહી હતી.

સતીશની આંખમાં પાણી આવ્યાં. આ માર્ગે કંઈ કેટલી વાર તે આવ્યો હતો, ગયો હતો! આ જડ શાંત પ્રકૃતિ કંઈ કેટલી વાર તેણે મ્લાન જ્યોત્સનાના પ્રકાશમાં જોઇ હતી! પણ કદી ય આજે દેખાય છે તેવી લાગી ન હતી. તેને બધું વિચ્છિન્ન. નિર્લિપ્ત, મૃત દેખાયું! કોઈ કોઇનું મોં જોઇ બેઠું ન હતું—કોઇને કશી ગરજ ન હતી! સૌ સ્તબ્ધ, ઉદ્વેગશૂન્ય, પોતપોતામાં લીન જેવાં હતાં. નિર્વિકાર, ઉદાસિની ધરિત્રી ભણી જોતાં તેને દુઃખ થઈ આવ્યું. તેણે આંખો લૂછી નાખી અને બારી આગળથી ખસી જઈ તે બેંચ ઉપર લાંબો થઈ સૂઈ ગયો. પરંતુ થોડા વારમાં જ ઊઠી પેટી ઉઘાડી વાંસળી બહાર કાઢી ઉપેન્દ્રને સંબોધી ધીમે ધીમે બોલ્યો: 'આ ગાડીના અવાજથી જો તમારી ઊંઘમાં ડખલ થતી નથી તો વાંસળીના સૂરથી તો નહિ જ થાય. મને તો ઊંઘ આવતી

નથી—' એમ કહીને ફરી પાછો તે બારી પાસે જઇ બેઠો અને બહાર દૃષ્ટિ કરી તેણે બંસીનો સૂર છેડ્યો.

ઉપેન્દ્ર કંઈ બોલ્યો નહિ. ભગવાને સતીશને ગાવા જેવો કંઠ અને બજાવવા જેવા હાથ આપ્યા હતા. આ બાબતમાં તેણે કૃપણતા કરી ન હતી. બચપણથી માંડીને સતીશ આ જ વિદ્યા શીખ્યો હતો; અને ખરેખર 'શીખ્યો' એમ જેને કહી શકાય એવું તે શીખ્યો હતો.

સતીશ વાંસળી બજાવતો રહ્યો. તે શુદ્ધ સુંદર અનિર્વચનીય સંગીતસૃષ્ટિ સમજનાર કોઈ માનવી તો ત્યાં હતું નહિ—કેવળ આભમાંનો અપૂર્ણ ચંદ્ર તેની પાછળ પાછળ દોડી રહ્યો હતો; અને જમીન ઉપર સૂતેલી જ્યોત્સ્નાની ઊંઘ ઊડી ગઈ હતી !

ધીમે ધીમે ગાડી ધીમી પડવા લાગી અને સ્ટેશન આવી પહોંચ્યું હોય એમ લાગ્યું. તેણે વાંસળી હેઠી મૂકી.

ઉપેન્દ્ર બગાસું ખાઈ બેઠો થઈ બોલ્યો: 'બસ, શીખીશ તો વાંસળી બજાવતાં જ શીખીશ. તે દહાડે તારી સિતાર સાંભળી નકામો હું સિતાર ખરીદી લાવ્યો હતો ! પૈસા પાણીમાં નાખ્યા !'

સતીશ હસીને બોલ્યો: 'માફ કરજો ઉપીનદા. તો પછી, વાંસળી પણ ન ખરીદતા. ઘરમાં બેસીને એ વગાડતાં શીખશો તો ફળિયાના લોકથી રહેવાશે નહિ.

ઉપેન્દ્ર રજમાત્ર કુંઠિત થયા વિના બોલ્યો: 'ના; શીખીશ તો તારે ઘેર આવીને જ શીખીશ.'

બંને જણ હસી પડ્યા.

બીજે દિવસે ગાડી હાવરા સ્ટેશને ઊભી રહેતાં ઉપેન્દ્રે પૂછ્યું: 'તું ક્યાં જઇશ ?'

સતીશ આશ્ચર્ય પામી બોલ્યો: 'એ વળી કેવી વાત ? તમારી સાથે જ.'

'તારે ઊતરવાનું કોઈ ઠેકાણું નથી ?'

'જે કંઈ હોય તે તમે છો.

આ બાબત કંઇ વધારે વાતચીત થઈ નહિ.

સ્ટેશને ઊતરતાં જ એક વિલાયતી પોષાક પહેરેલા બંગાળી સાહેબે ઉપેન્દ્રનો હાથ પકડ્યો. એ ઉપેન્દ્રના બાલમિત્ર જ્યોતિષરાય બેરિસ્ટર. તાર મળવાથી તેઓ સ્ટેશને લેવા આવ્યા હતા. બહાર તેમની ગાડી ઊભી હતી.

જે કાંઇ થોડો સામાન હતો તે કુલીએ ગાડીમાં મૂકી દેતાં ત્રણે અંદર બેઠા. બિહારી હાંકનારની સાથે બેઠો, અને ગાડી ઉપાડી મેલી. ઘણા વખતે, ઘણા રસ્તાઓ અને ગલીઓ વટાવીને મોટા મોટા થાંભલાવાળા એક વિશાળ મકાન સામે આવી ગાડી ઊભી રહી. ત્રણે જણ નીચે ઊતર્યા.

[ ૮ ]

સાંજ પડવાને વાર ન હતી. ઉપેન્દ્ર અને સતીશ પાથુરેઘાટની એક સાંકડી ગલીને નાકે આવી ઊભા.

ઉપેન્દ્રે કહ્યું: 'નક્કી આ જ ગલી મને લાગે છે.'

સતીશે સંશય વ્યક્ત કર્યો: 'એમાં ન હોઇ શકે. આ હોય જ નહિ.'

ભાંગેલી દીવાલ ઉપર પતરું જડેલું હતું. મોટે ભાગે એની ઉપર ગલીનું નામ લખેલું હતું. અત્યારે એ વંચાતું ન હતું.

સતીશ બોલ્યો: 'બરાબર જાણતા ન હોઇએ ત્યાં લગી અંદર ઘૂસવું નહિ. આ તો પાતાળપ્રવેશની સુરંગ પણ હોઇ શકે!'

ઉપેન્દ્ર હસીને બોલ્યો: 'તો તું અહીં પહેરેગીર બની ઊભો રહે. હું અંદર જઇ જોઈ આવું.'

સતીશે પહેલાં તો એને અટકાવવા માંડ્યો. પછી ઉપેન્દ્રની પાછળ પાછળ ચાલતો બોલ્યો: 'ઉપીનદા, મારા જેવા ઉઠાઉગીરો પણ સાંજ પછી આવે બધે સ્થળે આવવાની હિંમત કરતા નથી. તમારી તો ભારે છાતી છે!'

ઉપેન્દ્ર હસીને બોલ્યો: 'ઉઠાઉગીરોમાં ભદ્રલોક કરતાં કંઈ વધારે હિંમત હોય છે, સતીશ? દુષ્કર્મ કરી શકે એને કંઈ હિંમત કહેવાય નહિ.'

સતીશ એનો કશો જવાબ આપ્યા વિના અત્યંત સાવધાન થઈ રસ્તે જોતો ચાલવા લાગ્યો. પગની બાજુમાં જ અદબો મારતી ગટર હતી કાચી આંખવાળા સતીશને એમાં પડી જવાનો પૂરો ભય હતો. એક ઠેકાણે આ નાનકડી ગલી અત્યંત સાંકડી બની ગઈ હતી અને અંધારું તો

ગાઢ જામી ગયું હતું. સતીશે પાછળથી ઉપેન્દ્રના પહેરણનો છેડો ખેંચી કહ્યું: 'ઉપીનદા! કરો છો શું? આમ કરી મરવું છે કે શું?'

ઉપેન્દ્ર હસીને બોલ્યો: 'ઠીક યાદ આવ્યું. આ પેલા એક ઘર પછી જ તેરમા નંબરનું ઘર. લગભગ આઠ વરસ પહેલાં એકવાર અહીં આવ્યો હતો. પહેલાં ઓળખાયો નહિ; હવે બરાબર ઓળખી કાઢ્યો—આ જ રસ્તો!'

સતીશને હજી યે વિશ્વાસ આવ્યો નહિ. તે બોલ્યો: 'રસ્તો તો ખરો પણ તમારે, મારે માટે નહિ. જેમને માટે ખાસ કરીને આ રસ્તો સરજાયો છે એમાંના કોઇની સાથે અફળાઈ ગયા તો આ રાતે સ્નાન કરી મરવું પડશે. ચાલો વેળાસર પાછા ફરીએ.'

ઉપેન્દ્ર કંઇ જવાબ આપ્યા વિના સતીશનો હાથ પકડી તેને ઘસડતો ચાલ્યો, અને એક ઘર આગળ આવી સામે ઊભો રહી બોલ્યો: 'તું સિગરેટ પી. તારા ખિસ્સામાં દીવાસળી છે. જરા સળગાવી જો જોઉં, આ કયા નંબરનું મકાન છે?'

સતીશ દીવાસળી પેટાવી ઘરનો નંબર જોઈ બોલ્યો: 'બરાબર વંચાયું નહિ, પણ ઉંબરા આગળ ચોક વડે ૧૩ નંબર લખેલો છે. મને લાગે છે કે તમે કહેલું બરાબર છે. પણ હું તો એ પૂછું છું કે ઘરનો નંબર તેર હોય કે તેપન હોય—તમારે અહીં કામ શું હોઈ શકે?'

ઉપેન્દ્રે જવાબ આપ્યા વિના બૂમ પાડી: 'હારાનદા! ઓ હારાનદા!'

ઉપર, નીચે, બાજુમાં, દૂર—બધે જ અંધકાર! અવાજ સુધ્ધાં નહિ! સતીશને બીક લાગી. ઉપેન્દ્રે ફરી બૂમ મારી.

બહુ વારે ઉપરની બારી જરાક ઊઘડી અને સ્ત્રીકંઠ સંભળાયો: 'કોણ?'

ઉપેન્દ્ર બોલ્યો 'બારણું ઉઘડાવો. હરાનદા ક્યાં?'

'આવું છું, જરાક ઊભા રહો.'

થોડી વારમાં બારણું ઊઘડવાના અવાજ સાથે જ ઝાંખા પ્રકાશની રેખા રસ્તા ઉપર આવી પથરાઈ.

થોડોક ભાગ દેખાતો હતો. જોયું તો, તેનો એક વાળ સુધ્ધાં સ્થાનભ્રષ્ટ ન હતો. અત્યંત સુંદર મુખ ઉપર હાથમાંના દીવાનો પ્રકાશ પડતાં ભવાં વચ્ચે ચોડેલી ટીપકી ઝગમગી ઊઠી. અને સહેજ ઢળેલાં નેત્રોમાંથી જે વિદ્યુતપ્રવાહ વહી ગયો તેની અપૂર્વ જ્યોતિએ ચારેબાજુના ગાઢ અંધકારમાં ક્ષણવાર તો બંને જણને ડઘાવી નાખ્યા!

સતીશ સ્પષ્ટ જોઈ શકયો કે હાસ્યની રેખા ઓષ્ઠને અડકી અડકીને વારંવાર પાછી ફરતી હતી. તેણે ઉપેન્દ્રના શરીરને આંચકો માર્યો.

ઉપેન્દ્ર ચોંકી જઈને વ્યસ્તભાવે બોલી ઊઠ્યો: 'હારાનદા ક્યાં છે?'

પેલી સ્ત્રીએ કહ્યું: 'એ તો ઉપર છે. ઊઠી-બેસી શકતા નથી. મા પણ આજે સાત-આઠ દિવસથી પથારીમાં છે, ઘરમાં એક હું માંદી નથી. તમે તો ઉપેન્દ્રબાબુ ને? અમે તો માન્યું હતું કે તમે કાલે આવશો એટલે કશી તૈયારી કરી ન હતી. રસોડામાં હોઈએ છીએ ત્યારે તો આ બાજુની બૂમ સંભળાતી જ નથી અને બહુ બૂમાબૂમ કરવી પડે છે. ઉપર આવો ને, અહીં તો બહુ ભેજ છે—'

એટલું બોલી રસ્તો બતાવતી તે ઉપર જવાની નિસરણી ચઢવા લાગી. બે-ત્રણ પગથિયાં ચઢી પાછું જોઈ હાથમાંનો દીવો નીચો કરી બોલી: 'જાળવીને ચઢજો. સીડીની કેટલીક ઈંટો નીકળી ગયેલી છે.'

આ સ્ત્રીનો ભય છેક નકામો ન હતો, એ તો જોતાંવેંત જ સતીશ તથા ઉપેન્દ્ર—બંનેને સમજાઈ ગયું અને બંને સાવચેતી રાખી ચઢવા લાગ્યા.

ઈંટોનું ઘર હતું. પહેલાં ઉપરને માળે ચાર-પાંચ ઓરડીઓ હતી, એમાંની બેએક તો પડી ગઈ હતી. અને એક આવતા ચોમાસામાં પડવાની તૈયારી કરી રહી હતી. બાકીની બે ઓરડીમાંની સામેની ઓરડીમાં ત્રણે જણે પ્રવેશ કર્યો.

પ્રવેશ કરતાં જ લાગ્યું, જાણે એમણે વગર અધિકારે પ્રવેશ કર્યો છે. ઉંદરોનું ટોળું, એ વખતે, જીર્ણ, જૂનાં વપરાશ વિના પડી રહેલાં ગોદડા અને કપડાંમાંથી રૂ બહાર કાઢી તેના વડે આખો ખંડ છાઈ દઈ યથેચ્છ વિહાર કરી રહ્યું હતું, તે આ અસમયે દીવો અને માણસોનું આગમન થતાં દોડાદોડ કરી ચુંચુંચુંચું કરી રહ્યું. આખા ઘરમાં ભાંગેલાં ટેબલ ખુરશી, ભાંગેલી લાકડાની પેટીઓ, ભાંગ્યાતૂટ્યા ડબ્બા, ખાલી શીશીઓ

અને બીજો પણ કંઈ કેટલો જૂના સમયનો ઘરકામનો સરસામાન ભગ્ન-સ્વરૂપે આમતેમ પડેલો હતો. તેને એક છેડે ખાટલો પાથરેલો હતો. ફાટી-તૂટી ગાદી, ફાટેલી ગોદડી, ફાટ્યાંતૂટ્યાં ઉશીકાં, વગેરેનો વીંટો કરી એક ખૂણે તે દાબીને મૂકી રાખી તેની જ એક તરફ એક સાદડી પાથરી રાખી હતી—જે મહેમાનને માટે હતી.

પેલી સ્ત્રીએ જમીન ઉપર દીવો મૂકી કહ્યું: 'જરા બેસો. હું ખબર આપું.' બોલીને તે જેવી ઓરડામાંથી બહાર નીકળી કે તરત સતીશ પહેરેલે જોડે જ મહેમાન માટેના પેલા આસન ઉપર કૂદકો મારી બેસી ગયો.

ઉપેન્દ્રે જરા ગભરાઈને પૂછ્યું: 'એઈ...આ શું ?'

સતીશ હસી તોછડાઈપૂર્વક બોલ્યો: 'પહેલી પ્રાણરક્ષા, પછી સભ્યતા. જોતા નથી, પગની પાસે જ પ્રકાશ જોઈ ઘરનાં બધાં સાપસાપોલિયાં હમણાં દોડી આવશે?'

સતીશે જે પ્રકારે ભય વ્યક્ત કર્યો હતો તેમાં તો બુદ્ધિ કે દલીલને કંઈ અવકાશ જ ન હતો. ઉપેન્દ્ર પણ કૂદીને ઊભો થઈ ગયો.

ઘાસતેલનો દીવો હાથમાં લઈ ઘરની વહુ સતીશ ભણી જોઈ, મોહક હાસ્ય કરી બોલી: 'હવે નિર્ભય બની રાજદર્શન માટે પધારો.'

આટલા હાસ્ય–પરિહાસ્યને અંતે કશું અપરિચિતપણું રહ્યું નહિ અને ત્રણે જણ પ્રફુલ્લ મુખે ખંડમાંથી બહાર નીકળ્યાં.

રાજદર્શન માટે ઉત્સુક ઉપેન્દ્ર તથા સતીશ હસતા હસતા બીજા એક ખંડમાં દાખલ થયા કે તેવા જ કંપી ઊઠી સ્તબ્ધ બની ઊભા રહી ગયા. ક્રુદ્ધ ગુરુમહાશયની ઓચિંતી થાપટ ખાઈને હાસ્યમગ્ન વિદ્યાર્થીઓના મુખનો ભાવ જેવી રીતે બદલાઈ જાય છે, તેવી જ રીતે આ બંને જણના મુખનું હાસ્ય એક ક્ષણ માત્રમાં ઊડી જઈ મોં કાળું પડી ગયું!

થોડી વારે લાંછનાનો ભાવ દૂર થતાં ઉપેન્દ્રે પાસેની પથારી પાસે જઈ બૂમ મારી: 'હારાનદા !'

હારાન નિર્જીવની જેમ પડ્યો હતો. અસ્ફુટ સ્વરે બોલ્યો: 'આવ ભાઈ, આવ. ઊઠી બેસી તો શકતો નથી. તને બહુ તસ્દી આપી.' આટલું બોલતાં જ તે હાંફવા લાગી ગયો.

ઉપેન્દ્ર ધબ દઈને બિછાનાને એક છેડે બેસી પડ્યો. તેની બંને આંખ

આંસુથી ભરાઇ ગઈ. અને સમસ્ત વક્ષપિંજર વલોવી નાખતો એક અદૃશ્ય ઉચ્છ્વાસ તેના ગળામાં ડૂમો ઉપજાવી વ્યાપી ગયો. બોલવાની કશી હિંમત ચાલી નહિ. દાંત દબાવી, કરુણ બની બેસી રહ્યો. પેલી તરફ સતીશ એક લાકડાની ગંજાવર પેટી ઉપર શુષ્કમુખે બેસી રહ્યો.

મેલી અને ચીંથરચીંથર પથારીના ઓશીકા આગળ એક માટીનું કોડિયું ટમ ટમ બળતું હતું. ઓરડામાં બીજો કોઇ દીવો ન હતો. રક્ત-શૂન્ય ફિક્કા શીતલ મુખ ઉપર આ પ્રકાશ ઝીલતો હારાનનો જીવંત મૃત-દેહ પડી રહેલો હતો. સૂર્યનો તડકો અને આકાશના વાયુથી અનેક દિવસોથી વંચિત રહેલા આ ઘરના હાડપિંજરનાં અણુએ અણુમાં જીર્ણતા અને અંધકાર જામી ગયાં હતાં. એથી, આ કકડતી ઠંડીની રાતે તદ્દન ઓછા પ્રકાશમાં જાણે એમ લાગતું હતું કે દીવાલરૂપી શરીર ઉપર શીળીનાં ચાઠાં પડયાં ન હોય! અને રાત દિવસ બંધ રહેતા ઘરનો દુષ્ટ બંધિયાર વાયુ આત્મઘાતી માનવીના મોંમાંથી નીકળતા ઝેરના ફીણની જેમ ફૂલીફૂલીને આ ઘરમાંના રહેનારની કંઠનળી પળે પળે રૂંધી રહ્યો હતો.

બારણે મૃત્યુ–દૂતનો પહેરો તો કાયમ જ છે! સતીશ ચોતરફ દૃષ્ટિ કરી વારંવાર કંપી ઊઠયો. તેના મનમાં થવા લાગ્યું કે બૂમ પાડી અહીંથી ભાગી છૂટી સીધો રસ્તા પર જઇ પડું તો જીવાશે; અહીં તો માણસ શી રીતે જીવન ટકાવી શકે? પાસે જ ગૃહિણી ઊભી હતી, તે ભણી જોઇને તેને વળી વધારે ભય લાગ્યો. કયાં ગયું પેલું અતુલ રૂપ? કયાં ગયું પેલું સ્મિત? તેની આંખ આગળ જાણે પ્રેતલોકમાંથી આવીને કોઇ ઊભું હોય એમ એને થયું. તે વિચારવા લાગ્યો, જેને સ્વામી ન હોય તે વળી હસે, ઠઠ્ઠા–મશ્કરીમાં ભળે, અંબોડો બાંધે, ચાંલ્લો કરે! એક ક્ષણ માટે તો તેને સમસ્ત નારીજાતિ ઉપર ઘૃણા આવી ગઈ.

એવામાં હારાને બૂમ પાડી: 'કિરણ, ઉપીન આવ્યો છે, માને ખબર છે?'

વહુ પાસે આવી નીચી નમી આસ્તે આસ્તે બોલી: 'મા ઊંઘે છે. દાક્તર કહી ગયા છે કે ઊંઘે તો ઊંઘવા દેજો, ઉઠાડશો નહિ.'

હારાન મોં ખરાબ કરી રાડ પાડી બોલ્યો: 'ચૂલામાં જાય એ દાક્તર, તું જા–કહે જઈ ને.'

ઉપેન્દ્ર પાસે બેઠો બેઠો બધું સાંભળતો હતો. વ્યાકૂળ બની તે બોલ્યો:

'અત્યારે રાતે જ જણાવવાનું ખાસ કારણ નથી, હારાનદા! કાલે સવારે કહેશો તો ચાલશે.

ઉપેન્દ્ર સમજી ગયો કે લાંબો વખત બીમારી ભોગવી હારાન અત્યંત ચીડિયો થઈ ગયો હતો. એથી જ, આ નિરપરાધિની સેવાપરાયણા વહુ પ્રત્યેના હારાનના અકારણ તિરસ્કારથી એક પ્રકારનું દુઃખ અનુભવી, તેને થોડી કંઈક સાંત્વના આપવા તેના મોં ભણી તેણે જોયું. પણ કંઈ જ દેખાયું નહિ. કિરણમયીના નમેલા મુખ ઉપર દીવાનો પ્રકાશ પડતો ન હતો.

ક્ષણેક વીતી ગઈ. બીજી જ ક્ષણે ક્રુદ્ધ વહુ ઝડપથી ઓરડા બહાર ચાલી ગઇ.

ઉપેન્દ્ર ખિન્ન બેસી રહ્યો. અને હારાન પહેલાંની જેમ હાંફવા લાગ્યો. નિસ્તબ્ધ ખંડ સતીશને વધારે ભીષણ લાગ્યો.

થોડી જ ક્ષણમાં હારાને હાથ લાંબો કરી, ઉપેન્દ્રને સ્પર્શ કરી તેને પાસે આવવાનો ઇશારો કરી અંત્યત ક્ષીણ કંઠે પૂછ્યું: 'સાત–આઠ વરસે મળ્યા, આટલાં વરસમાં તારે કદી આ બાજુ આવવાનું થયું જ નહિ?'

આ પહેલાં કંઇ કેટલી ય વાર ઉપેન્દ્રને આ બાજુ આવવાનું તો થયેલું, પણ તે કબૂલ કરી શકયો નહિ. તેણે સામું પૂછ્યું: 'શાની બીમારી છે, હારાનદા?'

હારાને કહ્યું: 'તાવ, ખાંસી એવું જ. હવે પાછલા પ્રસંગો યાદ કરવાની કંઇ જરૂર નથી. બધું પૂરું થઇ ગયું એ તો!'

પેટી ઉપર બેઠેલા સતીશે મનમાં મનમાં માથું ધુણાવ્યું.

હારાન ફરી બોલ્યો: 'મને ય તું યાદ આવ્યો નથી, બરાબર સમયે યાદ આવ્યો હોત તો વળી કામ લાગત.'

થોડી વાર ચુપ રહી પાછો હારાન પોતે જ બોલ્યો: 'કામ તો શું લાગત? કંઈ નહિ– જવા દો એ બધી વાત. એક કામ કર ભાઈ, મારા બે હજાર રૂપિયા ઈન્સ્યુરન્સમાં છે અને બીજું છે આ ભાંગ્યુંતૂટ્યું ઘર. તું વકીલ છે. એક એવું લખાણ કરી આપ કે જેથી એ બધા પર તારો જ પૂરો કાબૂ રહે. પછી તું ને મારી બૂઢી મા—એ રહ્યાં!

ઉપેન્દ્ર બોલ્યો: 'અને તમારી પત્ની?'

'મારી પત્ની—કિરણ? હા, એ તો છે જ. એનાં મા–બાપ કોઇ જીવતાં

નથી—એને ય સંભાળજે.'

ઉપેન્દ્ર અનિમેષ નયને મરણપથારીએ પડેલાના મુખ ભણી જોઇ જોઇને કંઈ વિચારવા લાગ્યો.

સતીશ ખિસ્સામાંથી ઘડિયાળ કાઢી ઊભો થઇ બોલ્યો: 'ઉપીનદા, દસ તો થઇ ગયા છે—ત્યાં સૌ અકળાતાં હશે!'

હારાન એના ભણી જોઇ બોલ્યો: 'આ કોણ, ઉપીન ?'

'મારો મિત્ર. સાથે જ કલકત્તા આવ્યા છીએ. ઠીક, હમણાં જઇએ, હારાનદા, કાલ સવારે આવશું પાછા.'

'ના, કાલ નહિ. પાકું લખાણ તૈયાર કરી પરમે જ આવજે. જે કાંઈ મારું છે અને મારે કહેવાનું છે, એ બધું એ દહાડે કહીશ. ઊતર્યો છે ક્યાં ?'

'શહેરમાં એક મિત્રને ત્યાં.'

જવાની તૈયારી કરતા જોઇ હારાને બૂમ મારી: 'કિરણ !'

ઉપેન્દ્રે એકદમ ઉતાવળે કહ્યું: 'રહેવા દો હારાનદા. સતીશના ખિસ્સામાં દીવાસળી છે. નિરાંતે ઊતરી જવાશે. એ તો કંઈ કામમાં રોકાયાં લાગે છે.'

જવાબમાં હારાન શું બોલ્યો કંઈ સમજાયું નહિ.

સતીશે બારણું ઉઘાડતાં જ જાણે કોઇ ઝડપથી પસાર થઇ ગયું હોય એમ લાગ્યું. તે ભયપૂર્વક ખચકાઇને પાછો પડ્યો.

ઉપેન્દ્રે પૂછ્યું: 'શું થયું સતીશ ?'

'કંઈ નહિ—તમે આવો.' એમ બોલીને તેણે ઉપેન્દ્રનો હાથ પકડ્યો. અને બહાર આવી ઊભો.

શો ગાઢ અંધકાર ! એક તો કૃષ્ણપક્ષના આકાશમાં વાદળાં જામી ગયાં હતાં, એમાં વળી બાજુનાં ઊંચા મકાનોએ અંધકારને ધકેલી ધકેલીને જાણે કે, નીચેના સાંકડા ઓટલા ઉપર, આ ભાંગીતૂટી ઉઘાડી પરસાળમાં એકદમ જમાવી દીધો હતો !

બંને જણ આશરે આશરે સીડી પાસે આવી પહોંચ્યા. જોયું તો, નીચે પેલો કેરોસિનનો દીવો લઈ કિરણમયી શાંતિથી બેસી રહી હતી. બંને ત્યાં પહોંચતાં જ તે ઊઠી ઊભી થઇ બોલી: 'દીવો ધરું છું. સાચવીને ઊતરી આવો. તમારી રાહ જોઇને જ બેઠી છું.'

આ અંધારી ઠંડી રાતે, આ અસહ્ય ઠંડીમાં, ભેજપચેલી જમીન ઉપર

એકાકી વહુને પોતાને માટે બેસી રહેલી જોઈને તથા તેના આવી રહેલા વૈધવ્યનું તરત સ્મરણ કરીને ઉપેન્દ્રની આંખ ભીની બની.

હજી ખડકીનું બારણું બંધ થયું નહોતું. નીચે ઊતરી સતીશ સીધો ગલીમાં જઈ ઊભો. પરંતુ ઉપેન્દ્ર પૂંઠળથી રોકાણ થતાં પાછો ફરી ઊભો રહ્યો હતો

કિરણમયી તેની કરુણ તીવ્ર બે આંખો ઉપેન્દ્રના મોં ઉપર સ્થિર કરીને કંઈક ખાસ ઢબે ઊભી હતી. થોડી વાર તો ઉપેન્દ્ર હતબુદ્ધિની જેમ સ્તબ્ધ ઊભો રહ્યો.

કિરણે પૂછ્યું: 'ઉપેન્દ્ર બાબુ, તમે અમારા કોણ થાવ?'

આ અદ્‌ભુત પ્રશ્નનો કશો ઉત્તર ઉપેન્દ્રને શોધ્યો જડ્યો નહિ.

કિરણે ફરી સ્પષ્ટ પૂછ્યું: 'તમે મારા સ્વામીના કંઇ સગા થાવ છો? આટલા વખતથી આ ઘરમાં રહું છું પણ કદી તમારું નામ સુધ્ધાં એમને મોઢે પણ સાંભળ્યું નથી, માને મોઢે પણ સાંભળ્યું નથી. કેવળ જે દિવસે તમને પત્ર લખ્યો તે જ દહાડે સાંભળ્યું—એટલે પૂછું છું.'

બહારથી સતીશે બૂમ મારી: 'ઉપીનદા, ચાલો ને!'

ઉપેન્દ્ર બોલ્યો: 'ના, કંઈ સગો નથી—તો પણ ખાસ મિત્ર છું. મારા બાપુ જ્યારે નવાખાલીમાં હતા ત્યારે હારાનદાના પિતા પણ સરકારી નિશાળમાં શિક્ષક હતા, મને ઘેર ભણાવવા પણ આવતા હતા. હારાનદા અને હું ઘણો વખત સાથે જ ભણેલા.'

કિરણમયી જરાક હસીને બોલી: 'હં, એમ! એટલે લખાણુ કરવાનું! વારુ, ઉપીનબાબુ, તમે બધું યે તમારે પોતાને નામે લખી લેશો?'

વિલંબ થવાથી સતીશ પાછો આવ્યો હતો. તેણે જ પટ દઇને જવાબ આપ્યો, 'એવું જ નક્કી થયું છે.'

હારાનના ખંડમાંથી બહાર નીકળ્યો ત્યારે કોણ ઉતાવળું પસાર થઈ ગયું હતું, એ એને પહેલાંથી જ સમજાઈ ગયું હતું.

વહુ તેની ભણી જોઈ બોલી: 'ઓહ! તમે પણ છો! ઠીક કહ્યું—બહુ મજાનું કહ્યું! આટલા દા'ડા ગમે તેમ મુશીબત વેઠી બે ટંક બે દાણા પેટમાં જતા હતા—હવે રસ્તે ભટકવું પડશે. ભલે તો, તમે જ બધું વહેંચી લેજો.'

ઉપેન્દ્ર સ્તબ્ધ બની ગયો.

સતીશે જવાબ આપ્યો: 'માણસ પોતાની વસ્તુ ગમે તેને આપી જાય, કોઇએ એમાં બોલવા જેવું રહેતું નથી.'

કિરણમયીની બંને આંખો અંગારાની જેમ સળગી ઊઠી. તે બોલી: 'મરણ વખતે બુદ્ધિ નાશ થઇ જાય છે, મારા પતિનું એવું જ થયું છે. પણ તમે લખી લેનાર કોણ?'

સતીશ જરા ય કુંઠિત થયા વિના લાગલો બોલી ઊઠ્યો: 'એ તો રામ જાણે; પણ હારાનબાબુમાં આજે પણ બુદ્ધિ છે, એમ મારો અંતર્યામી સાખ પૂરે છે.'

કિરણમયીએ અત્યંત ચિડાઈ જઈને જવાબ આપ્યો: 'અજબ દલીલ! લોકો વાતમાં કહે છે—જવા દો લોકોની વાત.' અને ઉપેન્દ્રને ઉદ્દેશી તે બોલી: 'પણ એટલું પૂછું છું કે, આખરની વખતે આ તમારા ઉપેન્દ્ર-બાબુ જ મને વાટમાં નહિ બેસાડે એની શી ખાતરી? હું કઇ રીતે વિશ્વાસ રાખું કે એ દગો નહિ દે?'

ઉપેન્દ્રને આવડો ભારે આઘાત અસહ્ય લાગ્યો. તે કંઈક બોલવા પણ જતો હતો પણ બોલ્યા વિના જ જાતને કાબૂમાં રાખી ચુપ રહ્યો.

સતીશ મૃદુસ્વરે બોલ્યો: 'વહુ ઠાકરુન! એ જાણવાની જરૂર તમારે નથી.'

કિરણમયી તરત તો કંઈ બોલી શકી નહિ. આ કટાક્ષમય આત્મીય સંબોધનથી—આવડી ધૃષ્ટતાથી—તે અવાક બની ગઇ હતી. થોડી વાર જોઇ રહી તે માત્ર આટલું બોલી: 'વહુ ઠાકરુન! જરૂર નથી!'

સતીશ બોલ્યો: 'ના, તમે તમારો અધિકાર જો જાતે ગુમાવ્યો ન હોત તો હારાનબાબુને આ સાવચેતીની જરૂર ન પડત. આટલી રાતે કજિયો ના કરશો—જરા વિચારી જોજો.'

તીવ્ર કાર્બોલિકની ગંધથી સાપ જેમ તેની ઊંચી કરેલી ફણા પળવા-રમાં જ સંકોચી લે છે અને સામે ડંખવા જવાને બદલે પોતાની જ રક્ષાનો માર્ગ સ્વીકારી લે છે, તેવી જ રીતે આ અનુપમ—આ લીલા-કુશલ જાજરમાન યુવતી આંખના પલકારામાં સંકુચિત થઈ જઈ બોલી: 'મારી શી વાત એમણે કરી હતી, કહેશો?'

ઉપેન્દ્રથી હવે શાંત રહેવાયું નહિ. આ ગર્વિષ્ઠા નારીનો અસ્ફુટ તિર-

સ્કાર તેના હૃદયને તપાવેલા સળિયાથી વીંધી રહ્યો હતો, તેમ છતાં તેનું ઉચ્ચશિક્ષિત ભદ્ર હૃદય સતીશની આ ગુંડાગીરી સામે બંડ પોકારી ઊઠ્યું. ખોટા ઉશ્કેરાટમાં આવી જઇ સતીશ કંઈક ગુપ્ત રહસ્ય બહાર કાઢવાનો પ્રયત્ન કરતો હતો, તે તેના સમજવામાં આવી ગયું હતું.

સતીશને અટકાવી કિરણમયીને તેણે કહ્યું: 'શું કામ તમે સતીશના બકવાટ ઉપર ધ્યાન આપી જાતે દુઃખી થાવ છો? પતિની મિલકતમાંથી વંચિત રાખવાનો અધિકાર કોઈને નથી. તમે નિશ્ચિંત રહો. તો પણ, મને લાગે છે કે, તમને સૌને વધારે રાહત મળે એ હેતુથી જ હારાનદાએ લખાણની વાત કાઢી છે. પણ તમારી નામરજી હશે તો કદી ય કશું થવાનું નથી. બહુ રાત થઇ ગઇ છે, બારણું બંધ કરી દો. ચાલ સતીશ, હવે મોડું ન કર.' અને સતીશને ધક્કો મારી ગલીમાં ઊભો રહી મૃદુ હાસ્ય કરી બોલ્યો: 'કાલે પરમે પાછા મળીશું—નમસ્કાર!'

## [ ૯ ]

નિર્જન ગલીમાંથી બહાર નીકળીને બંને જણા એક ભાડાની ગાડીમાં ચડી બેઠા અને ઊઘાડી બારીમાંથી રસ્તા ઉપર ઓછી થતી જતી ભીડ મૂગેમૂગા જોઈ રહ્યા. બોલવા જેવી સ્થિતિ બંનેમાંથી એકેની ન હતી. ઉપેન્દ્ર વ્યથાપૂર્ણ હૃદયે વિચારવા લાગ્યો: 'કાલે જ ઘેર પાછો જઈશ. સારું હોય કે બૂરું હોય, મારે અંદર હાથ નાખવાની જરૂર નથી. જતાં પહેલાં હારાનદાની દવા-સારવાર થાય એટલું માત્ર જોતો જઈશ. ત્યાર બાદ? ત્યાર બાદ કંઈ જ નહિ—આઠ વરસ લગી જે આદમી મનની બહાર પડ્યો હતો તે ભલે હવે બહાર જ પડ્યો રહે.' એટલું કહી દેહ-ભગ્ન પતંગિયાની પેઠે આ અણગમતી ચિંતાને શરીરમાંથી જોરથી ખંખેરી કાઢી ઉપેન્દ્ર ગાડીમાં જ જરા ઊંચોનીચો થઈ બેઠો.

સતીશને કહ્યું: 'સતીશ, એકાદ ચિરૂટ તો આપ. ખૂબ ઠંડી છે.'

સતીશ ખીસામાંથી ચિરૂટ-દીવાસળી બહાર કાઢી હાથમાં આપી એમ ને એમ બહાર નજર કરી રહ્યો. કંઈ બોલ્યો નહિ.

ઉપેન્દ્ર ચિરૂટ સળગાવી વારંવાર ધુમાડો બહાર કાઢતો સતીશને સંબ-

ળાવતો બોલ્યો: 'અંદરનો અંધકાર જાણે આવી રીતે ધુમાડાની પેઠે બહાર નીકળી જાય છે!'

સતીશે કંઇ જવાબ આપ્યો નહિ.

ભાડાની ગાડી પરિચિત--અપરિચિત રસ્તાઓ, ગલીઓ, ઘર, મકાનો, દુકાન, બજાર પસાર કરી આગળ ધપી રહી હતી. ચીરુટ પૂરી થઈ, તેનો ધુમાડો ક્યાંય હવામાં મળી ગયો, પરંતુ બંને જણા એમ ને એમ રસ્તાની બેઉ બાજુ નિ:શબ્દ જોઇ રહ્યા હતા.

મરણ–પથારીએ પડેલા હારાનના વીલની દરખાસ્તમાં કંઇ વિશેષત્વ હતું, એટલે જ ઉપેન્દ્રે થોડી વારમાં ઘણોબધો વિચાર કરી લીધો. બાલ્યસખાની મરણ–પથારીએ બેસીને તેણે નિશ્ચય કર્યો હતો કે, આ બે અનાથ સ્ત્રીઓનું જીવનપર્યંત ભરણપોષણ અને રક્ષણ પોતે કરશે જ. અને કોઈ એક નીરોગી તીર્થ ઉપર એકાદું નાનું શું ઘર થોડી રકમ ખરચી તેમને લઇ આપશે. આગળ–પાછળ ઘટાવૃક્ષ હશે, સારા સંસ્કારી પડોશથી શાંત છતાં સુદૃઢભાવે ઘેરાયેલાં હશે. ઘેર બે–ચાર ગાયો પાળશે, એની સેવા કરશે, અતિથિ બ્રાહ્મણની પૂજા કરશે, વ્રત-નિયમ કરશે; અને એમ કરી આ બંને સ્ત્રીઓ પોતાના દિવસો નિર્ગમન કરશે—આ પ્રકારનું આછું ચિત્ર પણ કલ્પનામાં તો મધુર બની ગયું.

અને એ ચિત્રની એક બાજુએ, પેલી વૃક્ષઘટાની આડમાં, સમસ્ત આવશ્યક સરંજામની પાછળ પોતાનું સ્થાન પોતે ન જાણે એ રીતે નક્કી કરી લેવાનો પ્રયાસ એ કરે તે પહેલાં તો કિરણમયીના નિંદ્ય આક્ષેપે, તથા તેના સંશયક્ષુબ્ધ ક્રુદ્ધ તપ્ત શ્વાસે વંટોળિયાની જેમ આખા ચિત્રને સમૂળગું ભૂંસી નાખ્યું.

ઉપેન્દ્ર વધુ વખત શાંત રહી શક્યો નહિ. તેણે મોટેથી બૂમ મારી કહ્યું: 'સતીશ! શા વિચારમાં પડ્યો છે?'

સતીશ બહારથી નજર ખસેડી લઇ અંદર ઉપેન્દ્ર ભણી જોઇ બોલ્યો: 'શાનો વિચાર કરતો હોઈશ, જાણો છો, ઉપીનદા? નાનપણમાં એક બંગાલી નૉવેલ વાંચી હતી—એ યાદ કરું છું.'

ઉપેન્દ્રે પ્રશ્ન કર્યો: 'કઈ નૉવેલ?'

સતીશ બોલ્યો: 'નામ તો યાદ નથી. લેખકનું નામે બરાબર યાદ નથી. પણ બહુ મોટો લેખક છે. પણ વાત તો બરાબર યાદ છે. એટલી તો સુંદર છે!'

ઉપેન્દ્ર કુતૂહલપૂર્વક તેની ભણી જોઈ રહ્યો.

સતીશ ઠપકો આપતો હોય એમ બોલ્યો: 'આટલાં વરસ તમે અંગ્રેજી વાંચી વાંચીને જ ગાળ્યાં, ઉપીનદા, કદી બંગાળી ભણી નજર નથી કરી! પણ આપણી ભાષામાં યે એવી બધી ચોપડીઓ છે કે વાંચતાં દિમાક ખૂલી જાય!' એટલું બોલી તે એક લાંબો નિઃશ્વાસ નાખી ચુપ બેસી રહ્યો.

ઉપેન્દ્ર અકળાઇને બોલ્યો: 'પહેલાં વાત તો કહે, પછી સમજાશે કેવું દિમાક ખૂલી જાય છે.'

સતીશ હસ્યો. બોલ્યો: 'ચિડાશો તો નહિ ને? કહો.'

'ના—કહે.'

સતીશ બોલ્યો: 'બહુ જ સુંદર વાત છે. ચોપડીમાં લખ્યું છે કે એક મોટો જમીનદાર નાવડીમાં બેસી જતો હતો. એક દિવસે સંધ્યા સમયે એકાએક વાદળાં ઘેરાઇ આવ્યાં અને ભયંકર વંટોળ વૃષ્ટિ થવા લાગ્યાં. જમીનદાર સાહેબ તો બીજે કાંઠે પાછા આવી લાગ્યા. સામે જ એક મોટું જીર્ણ મકાન હતું. વરસાદને ભયે એમાં પેસી ગયા. મકાનનો ઓરડે ઓરડો અંધારો ઘોર હતો—માણસનું નામ નહિ! આખું મકાન ખૂંદી વળી આખરે ઉપરના એક ખંડમાં જોયું તો દીવો ટમ ટમ બળતો હતો. અને ફાટીતૂટી ગોદડીમાં એક આદમી મરવા પડ્યો હતો. અને તેની કમલનયના રૂપવતી રમણી જમીન પર પડી રડતી હતી એ રાતે એણે કોઈ એક ભયંકર સ્વપ્ન જોયું હતું. વારુ ઉપીનદા, તમે સ્વપ્નમાં માનો છો?'

ઉપેન્દ્રે સંક્ષેપમાં જવાબ આપ્યો: 'ના. પછી શું થયું?'

સતીશ બોલ્યો: 'પછી એ જ રાતે પેલો આદમી મરી ગયો. જમીનદાર બાબુ એ જ કમલનયના વિધવાને ઘેર લઈ આવી બળાત્કારે પરણી ગયા. ચારે બાજુ એમના તરફ ઘૃણા વરસાવવામાં આવી અને એને જ કારણે તેમની આગલી સ્ત્રી ઝેર ખાઇને મરી ગઈ.'

ફરી ફરી કમલનયનાનો ઉલ્લેખ થતાં ઉપેન્દ્ર સમજી ગયો કે સતીશ *વિષવૃક્ષનો પંકોદ્ધાર કરે છે. સતીશની આ પ્રકારની અદ્‌ભુત યાદશક્તિનો પરિચય જો ઉપેન્દ્રને બીજે કોઈ વખતે થયો હોત તો તે હસી હસીને મરી જાત. પણ અત્યારે તેને હસવું મુદ્દલ ન આવ્યું. આ આડીઅવળી

* બંગ સાહિત્ય સમ્રાટ શ્રી. બંકિમચંદ્રની સુવિખ્યાત નવલકથા 'વિષવૃક્ષ.'

વાતમાંથી એક ગંદો ઈસારો નીકળતો હોય એમ તેને લાગ્યું ને તીરની જેમ તે તેની છાતીમાં ભોંકાવા લાગ્યો. આ કંઇ સતીશની યાદશક્તિ જ નથી, પરંતુ એ વાત કરવા પાછળ એની કોઇક આશંકા પણ છે એમ એને લાગ્યું. એ આશંકા તે કઇ અને શાનો આધાર લઇ તેણે વિષવૃક્ષનાં ડાળપાંદડાં ભાંગી કરીને પોતાને મનગમતો છોડ તૈયાર કર્યો હતો એ વાત યાદ કરીને ઉપેન્દ્ર અત્યંત ઊંડી લજ્જાથી સંકોચ પામી ગયો.

સતીશ અંધારામાં જોઈ શકયો નહિ, પણ થોડી વાર તો ઉપેન્દ્રનું મુખ ફિક્કું પડી હતું. સતીશ ઘા ઉપર ઘા કરતો હોય એમ બોલ્યો: 'ખાઈ ખોદીને મગર લાવવાનો છે, ખરું ને ઉપીનદા?'

ઉપેન્દ્ર જવાબ આપી ન શકયો. ઘણો વખત ચૂપચાપ રહી આસ્તે આસ્તે બોલ્યો: 'બંગાળી નોવેલની વાત રહી. પણ તું શો ઉપદેશ આપવા માગે છે એ કહી નાખ ને?'

સતીશ હસી પડી બોલ્યો: 'જુઓ, ઉપીનદા, તમે ચિડાઓ છો! તમને તો હું ઉપદેશ આપી શકું એમ નથી. પણ ચરણે પકડી વિનતિ કરું છું કે ત્યાં જવાનું હવે તમારે કામ નથી. એ સારાં લોક નથી.'

'એ લોક કોણ, જાણું તો?'

સતીશ બોલ્યો: 'ગુસ્સો કરતા નહિ, ઉપીનદા, બહુવચન માત્ર ભદ્રતા-સૂચક છે. હું હારાનબાબુની વાત નથી કરતો. એ તો હવે સારાનરસાની પાર પહોંચી ગયા છે. એમની માતાને ય મેં આંખે જોયાં નથી. હું વાત કરું છું. ત્રીજી વ્યક્તિની.'

'એ ત્રીજી વ્યક્તિનો અપરાધ? જો સતીશ! તારા બાપુ કોઈ બીજાને પોતાનું સર્વસ્વ લખી આપવાનો સંકલ્પ કરે તો તને ખૂબ આનંદ થાય, નહિ?'

'ના; આશીર્વાદ આપો ઉપીનદા, બાપુને એવી જરૂર ન પડે. તેઓ મને તેમનો સુપુત્ર ગણીને ખુશી નથી થતા એ હું જાણું છું, હું એમનો કુપુત્ર છું. પણ એ કુપુત્ર એમના સુમૃત્યુ સમયે ઠાઠમાઠથી સાજ સજી ટીપકી ચોડી ઘૂમતો ફરતો નહિ હોય. આજે મારી વાચાળતા માટે મને માફ કરો, ઉપીનદા, પણ તમને જરા આંખો હોત તો જોઈ શકત કે હારાનબાબુએ જે લખાણની વાત કરી હતી એ કેવળ એમની ધૂન નથી, પણ ઘણા દિવસના દીર્ઘ વિચારનું ફળ છે.'

સતીશે આગળ ચલાવ્યું: 'તમે જ વિચારી જુઓને, ઉપીનદા, હારાન-બાબુ તમને બધો ભાર સોંપતી વખતે પોતાની પત્નીની વાત ભૂલી ગયા હતા કે શરમના માર્યા બોલી શકયા ન હતા? મને તો પૂરી ખાતરી છે કે તમે એની વાત ન કાઢી હોત તો તેઓ પોતાની ઇચ્છાથી એનો બિલ-કુલ ઉલ્લેખ જ ન કરત.'

ઉપેન્દ્ર મનમાં મનમાં બેહદ ખિજાઈ ગયો હતો, પણ જેમતેમ કરી અત્યાર સુધી ચુપચાપ સાંભળી રહ્યો હતો. પરંતુ પરસ્ત્રી સંબંધી આવો સંદિગ્ધ ઈશારો તેનાથી સહન થયો નહિ.

કઠોર સ્વરે તે બોલી ઊઠયો: 'સતીશ, સતીશ, તું આટલો બધો હીન થઇ ગયો હોઇશ, એમ તો મેં માન્યું ન હતું. મને લાગે છે કે તું ઓળ-ખાણ–પરિચયની હદ વટાવી ગયો છે.'

સતીશ બોલ્યો: 'હીન શાથી? ખરાબને ખરાબ કહું છું, એટલા માટે?'

'ખરાબ હોય કે સારું હોય, તને અધિકાર શો?'

અધિકાર વળી શો? એ અંગ્રેજી શબ્દ છે. બંગાળીમાં એનો અર્થ થતો નથી. આપણા સમાજમાં આટલી ઝીણવટ ચાલતી નથી. કેદીને ચોર કહેવામાં ઘણા વિરોધ કરે છે, પણ સાધારણ લોકો એવું કંઈ માનતા કરતા નથી!'

'એ જુદી વાત છે. ચોરી સાબિત થયા પછી ચોર કહેવાય છે, ચોર જેલમાં જાય છે. પણ આમને વિષે તને શી સાબિતી મળી છે?'

સાબિતી ન હોય છતાં પણ ઘણાં જેલમાં જાય છે, એ તો જજ સાહેબના હાથમાં છે. આપણે જે નથી સમજતા તે એમને સમજાય છે. અને તમે ને હું જે પાણી જેવું સપાટ જોઇએ છીએ, એ મોટા જજ સાહેબને મોટો પહાડ દેખાય છે! આજે તમારે માટે ય આવું જ છે. એમ ન માનતા કે હું ગમે તેમ બકવાટ કરું છું, ઉપીનદા! આવડી મોટી સૃષ્ટિ આંખ સામે હોવા છતાં કેટલાક લોકોને ઈશ્વરનું પ્રમાણ જ શોધ્યું મળતું નથી. તમે ચિડાશો એ હું જાણું છું, કેમકે હમેશાં તમે સારાની સાથે જ ભળ્યા છો, સારું જોયું છે ને સારા જ થઇને રહ્યા છો; પરંતુ મારી જેમ સારું-નરસું બંને જોઇને પાકા થયા હોત તો મારે આટલું બધું બોલવું જ ન પડત. તમારી પોતાની જ આંખે અનેક વસ્તુ દેખાઇ આવત.'

ઉપેન્દ્ર ક્ષણવાર તો ચુપ રહ્યો. પછી બોલ્યો: 'બધી વસ્તુ જોવાની જરૂર મને નથી. પણ પાકા થવા માટે તારી જેમ હું હીન બની પણ નહિ શકું. આ વાત હવે બંધ કર, ગાડી દરવાજામાં પેઠી છે. પરંતુ એટલું યાદ રાખજે, સતીશ, કાચાની કિંમત કેટલી છે એ તને ત્યારે જ સમજાશે, જયારે તું હજી વધારે પાકો થઈશ.'

## [ ૧૦ ]

ઉપેન્દ્ર અને સતીશના ગયા પછી બારણું બંધ કરી કિરણમયી ત્યાં ને ત્યાં જ ઊભી રહી. અંધારામાં તેની આંખો હિંસ્ર પશુની જેમ સળગી રહી હતી. તેને થતું હતું કે દોડીને કોકની છાતીએ બચકું ભરી લઉં તો જરા જંપ વળે.

અને હાથનો દીવો ઊંચો પકડી ઉન્મત્તની જેમ તે ચાલી. આગ લગાડવાનો રસ્તો હોય તો લગાડું! પછી જ્યાં ભગાય ત્યાં ભાગી જાઉં! રાડારાડ અને ચીસાચીસ કરતાં સૌ બળી મરશે! શત્રુતા કરવાનો વખત જ નહિ મળે!

શિયાળાની રાતે ય કિરણમયીના કપાળે પરસેવો જામી ગયો હતો. એ લૂછતાં લૂછતાં પોતાની જાતને જ ફિટકાર આપતી તે બોલી: શું કામ મેં ખબર મોકલાવ્યા? શું કામ જાતે કરીને મેં પગ ઉપર કુહાડી મારી? નક્કી આ બધાં પેલી હતભાગી બૂઢીનાં જ કામાં છે. છોકરાને ભણાવી એણે જ આ કર્યું છે.'

સતીશના શબ્દો વીંછીના દંશની જેમ રહી રહીને તેનાં દિલમાં બળવા લાગ્યા. એ બંને જણાએ કંઈક સાંભળ્યું છે એ વિષે લેશમાત્ર સંશય રહ્યો નહિ. પણ એમણે શું શું અને કેટલું જાણ્યું છે એની એને ચોક્કસ ખબર ન પડવાથી તે વધારે અકળાવા-ધૂંધવાવા લાગી: 'પતિ અને સાસુએ બંને જણે મને એવું સમજાવ્યું હતું કે, ઉપેન્દ્ર જેવું કોઈ માણસ નથી. તે આવશે, પછી કશી ચિંતા નહિ રહે. પણ મેં એ માન્યું શા માટે? શા માટે મેં મારે જ હાથે પત્ર લખી એને આપ્યો!—'

આંગણાને એક છેડે ઊભી રહી આ ક્રોધોન્મત્ત નારીએ સૌને જુઠ્ઠા, કપટી, શયતાન, બદમાશ વગેરે કંઈ કેટલું કહી નાખ્યું, પણ તેને તૃપ્તિ થઈ નહિ! ક્રોધ અને ઇર્ષ્યાએ તેના દિલમાં જે તોફાન જગાવ્યું હતું તેનો એક કણ પણ વ્યક્ત કરવા જેટલી ભાષા તેને સૂઝતી ન હતી! તે કાયા-મનસા પ્રાર્થના કરવા લાગી, 'આ અર્ધમૃત આદમી પૂરી રાત ન કાઢજો.'

બે દિવસ પછી એક સવારે કિરણ રસોડામાં બેઠી બેઠી શાક સમારતી હતી. દાસીએ આવી ખબર આપ્યા: 'દાક્તર સાહેબ આવ્યા છે.'

કિરણે ઊંચું જોયા વિના જ કહ્યું: 'માને આજે સારું છે, એમને કહે.'

દાસી જરા આશ્ચર્ય પામી. થોડીવાર જોઇ રહી, પછી બોલી: 'તેઓ પેલા ખંડમાં બેઠા છે.'

દાસીના બોલવાના વિશેષ અર્થ ભણી બિલકુલ ધ્યાન ન આપતાં કિરણ સહજભાવે બોલી: 'એમની દવા કોઇ પીતું તો છે નહિ, પછી શું કામ એ આવતા હશે? કંઈ ખબર પડતી નથી. તું તારે કામે લાગ. એ એમની મેળે ચાલ્યા જશે.'

આ દાક્તરની દવા કોઈ વાપરતું નથી એ વાત કંઈ દાસી માટે ય નવી ન હતી. એટલે એ ઉલ્લેખ કરવાની જરૂર જ ન હતી. પરંતુ એમ છતાં, શા માટે દાક્તર આવતો હશે, એ પ્રશ્ન બિલકુલ નવીન જ હતો. તે નવાઈ પામી વિચારવા લાગી, કાલે સાંજે પોતે ઘેર ગઇ એ દરમિયાન શું એવું બન્યું હશે કે જેથી દાક્તરનું આ ઘેર આવવું નકામું બની ગયું છે! તો પણ હિંમત કરી તે બોલી: 'લાવો, શાક હું સમારું છું, તમે જરા જાઓ ને!'

કિરણમયી અત્યંત રૂક્ષસ્વરે બોલી: 'તું જા જા. તારે કંઇ કામકાજ હોય તો કર ને.'

આ આકસ્મિક અને બિલકુલ અનાવશ્યક ઉગ્રતાથી દાસી એકદમ ઝંખવાણી પડી ગઈ. આ ઘરમાં એ ઘણી જૂની નહિ પણ એમ કંઈ છેક નવીસવી યે ન હતી. આજ પહેલાં યે અકારણ ઉગ્રતાનો પરિચય એને થયો હતો પણ આવું થયાનું કદી યાદ કરી શકી નહિ બીજો કોઇ સમય હોત તો તે ય સામો ગુસ્સો કરત પણ આજે તે શાંત રહી. અતિ વિસ્મયથી

તે ડઘાઈ ગઈ હતી. એથી થોડી વાર ત્યાં ને ત્યાં શાંત ઊભી રહી ધીરે ધીરે પેલા ખંડના બારણા આગળ જઈ તેણે દાક્તરને કહ્યું: 'એ તો ખૂબ કામમાં છે. આપ હવે જાઓ—'

દાક્તર પગ આગળ બેગ રાખીને ખાટલા ઉપર ઉદ્વિગ્નમુખે બેઠા હતા, તે બોલ્યા: 'બહુ કામમાં છે! કામ તો અમારે ય છે!'

દાસી બોલી: 'તો જાઓને બાબુ!'

દાક્તર અવાક્ બની ગયા. તેમણે કહ્યું: 'જરા કહે કે, મારે ખાસ કામ છે.'

દાસીએ કહ્યું: 'આપ સમજતા કેમ નથી, દાક્તર બાબુ? મેં ઘણું કહ્યું છે—હવે મારાથી કંઇ કહેવાય એમ નથી. બીજું કંઈ હું ન જાણું. આજે આપ પધારો.' એટલું બોલી તે ચાલી ગઈ.

આ અપમાન અને તોછડાઇથી પહેલાં તો દાક્તરને ભારે આઘાત થયો. પરંતુ બીજી જ ક્ષણે એક લજ્જાસ્પદ દુર્ઘટનાની સંભવિતતાનો ખ્યાલ આવતાં જ તેઓ શું બન્યું છે તે જાણવા માટે વ્યાકુળ બની ગયા. એમને રાહ જોવામાં કાંઈ વાંધો ન હતો, અને રાહ જોઇ પણ ખરી. પણ કોઇ જ આવ્યું નહિ. ઘણો વખત ઊભા રહી, કંઈ કેટલો વિચાર કરી, હવે જાઉં કરી બેગ હાથમાં લઈ ઊંચું મોં કરતાં જ જોયું તો બારણામાં જ કિરણમયી ઊભી હતી. દાક્તરે ચડી આવેલી રીસને દબાવી દઈ કહ્યું: 'જરા ખસો, બહુ મોડું થઈ ગયું, બીજા ઘણા દરદીઓ રાહ જોઈ બેસી રહ્યા છે—આજે તો માને સારું છે ને?'

'સારું છે' એટલું બોલી કિરણમયી રસ્તો છોડી એક બાજુ ઊભી રહી.

પણ દાક્તરનો પગ ઊપડ્યો નહિ. અને તેમ છતાં, પોતે જ જવાની વાત કર્યા પછી ઊભા રહેવું પણ મુશ્કેલ બની ગયું હતું.

કિરણમયી ધીમું ધીમું હસવા લાગી. તે બોલી: 'જાઓ ને!'

દાક્તરે ઊંચું જોઈ ભવાં સંકોચી કહ્યું: 'તું શું એમ માને છે કે મને જતાં આવડતું નથી?'

'હું તે શું મૂરખ છું કે તમને જતાં આવડતું નથી, એમ માનું? હેં દાક્તર, કેટલા દરદીઓ તમારી રાહ જોઈ રહ્યા છે, કહેશો?' બોલીને મોં ફેરવી કિરણ હસવા લાગી.

ગુસ્સે થયેલા દાક્તરને પહેલાં તો થયું કે ધોલ મારી એને બોલતી

બંધ કરી દકે, પણ એ તો સંભવિત ન હતું! તે કેવળ બોલ્યાઃ 'જા અહીંથી.'

'હું ક્યાં જાઉં? ઘર મારું છે, જવાનું હોય તો તે તમારે.'

'હું જ જાઉં છું—' કહી તે જવાનું કરતા હતા ત્યાં કિરણમયી બંને બારસાખ વચ્ચે હાથ પસારીને રસ્તો રોકી બોલીઃ 'જાઓ છો! પણ કહેતા જાઓ કે આ છેલ્લી વિદાય છે.'

તેનો કંઠસ્વર તથા મુખનો વિસ્મયકર ફેરફાર જોઇને દાક્તરને શંકા તો ગઇ પણ મોઢેથી બોલ્યાઃ 'ભલે એમ. આ છેલ્લી વિદાય છે.'

કિરણમયી બોલીઃ 'સાચે જ, છેલ્લી વિદાય છે. પણ આજે આવી જ પડ્યા છો તો બધી વાત બરાબર જાણતા જાઓ. ઠીક, ત્યાં બેસો. બધું કહું છું.' એમ બોલી દાક્તરની હાથબેગ પોતે લઈ જમીન ઉપર મૂકી દીધી અને હાથ વડે ખુરશી બતાવી બોલીઃ 'રાંધવાનું છે, બહુ વખત નથી, ટૂંકામાં પતાવું છું—'

એવામાં દાસીએ આવીને ખબર આપી કે, બે ગૃહસ્થો આવ્યા છે. એ જ વખતે નીચે જોડાનો અવાજ સાંભળી કિરણમયી શિકારીથી બીધેલી હરિણીની જેમ દાસીને જોરથી ધક્કો મારી ત્યાંથી નાસી છૂટી. દાક્તર અને દાસી આશ્ચર્ય પામી એકબીજા સામું જોઈ રહ્યાં.

થોડી જ વારમાં જોડાનો અવાજ બારણાં પાસે આવી અટક્યો. દાક્તરે જોયું તો બે અપરિચિત પુરુષ. પેલા ભદ્રલોકોએ જોયું તો દાક્તર. તેમના કોટના ખિસ્સામાંનો સ્ટેથોસ્કોપ મોં ઊંચું કરી દાક્તરનો પરિચય આપી રહ્યો હતો. ઉપેન્દ્ર અને સતીશે જોયું કે દાક્તરનું મુખ અતિશય શુષ્ક હતું. કંઈક દુર્ઘટનાની આશંકા કરી ઉપેન્દ્રે પૂછ્યુંઃ 'કેમ લાગે છે, દાક્તર બાબુ?'

દાક્તર કંઈ જ બોલ્યા નહિ. તેમનું મોં વધારે કાળું પડી ગયું. ઉપેન્દ્રે વધારે શંકિત બની પૂછ્યુંઃ 'અત્યારે કેમ લાગે છે?'

તો પણ દાક્તર કંઇ બોલ્યા નહિ. વિહ્વળની જેમ જોતા ઊભા રહ્યા.

દાસીએ કહ્યુંઃ 'તમે જાવને દાક્તર બાબુ! હજી ઊભા શું કામ રહ્યા છો?'

દાક્તર વ્યગ્ર બની બેગ હાથમાં લઇ બોલ્યાઃ 'હું જાઉં છું. મારે ઘણું કામ છે.' એટલું બોલી ઉપેન્દ્ર અને સતીશની વચ્ચે થઈ ઉતાવળે પગલે નીચે ઊતરી ગયા. અને આ મહાપુરુષનાં પગલાંને અનુસરતી દાસી ક્યાં

ગૂમ થઈ ગઇ તેની પણ કશી ખબર પડી નહિ.

તે શાંત જીર્ણ મકાનની જીર્ણ પરસાળમાં નવ વાગ્યાને સુમારે ઉપેન્દ્ર તથા સતીશ આભા બની એક બીજા સામું જોઈ રહ્યા હતા.

પેલી બાજુની પરસાળ ફરીને વહુ આવી રહી છે. લાગ્યું જાણે અત્યાર સુધી એ રડતી હતી—આંખો લૂછી ચાલી આવે છે. કાલે દીવાના તેજમાં તે મુખ સુંદર દેખાયું હતું, પરંતુ આજે દિવસના અજવાળામાં સ્પષ્ટ સમજાઈ ગયું કે, આટલું સૌંદર્ય કદી આંખે જોયું નથી—જીવંત પણ નહિ, ચિત્રમાં પણ નહિ.

વહુએ કહ્યું: 'આજે તમારી ખાસ રાહ નહોતી જોઈ. ધાર્યું હતું કે આવવાનું કહી ગયા છો પણ કદાચ નહિ આવી શકો.' સતીશ ભણી જોઇ મંદ હસીને બોલી: 'ઠાકુરપો* કે?'

આજે સતીશે માથું નીચું ઢાળ્યું.

ઉપેન્દ્રે પૂછ્યું: 'હારનદાને કેમ છે?'

વહુએ ટૂંકમાં જવાબ આપ્યો: 'છે તેમ જ છે. આવો, પેલા ખંડમાં જઇએ.'

હારાનના ખંડમાં તેની માતા અઘોરમયી પથારી પાસે બેઠી હતી. ઉપેન્દ્રે પ્રણામ કરતાં જ તે મોટેથી રડી પડી.

હારાને થાકેલા કંઠે એને રોકી કહ્યું: 'શાંત રહો, મા.'

ઉપેન્દ્ર લજ્જા અને દુઃખથી એક બાજુએ બેસી પડ્યો.

સતીશ આમતેમ જોઈ મોં બન્યું તેટલું ગંભીર કરી લાકડાની પેલી પેટી ઉપર જઇને બેઠો.

વહુ થોડીવાર ઊભી રહી સતીશ ભણી વિદ્યુતનયને કટાક્ષ કરી ત્યાંથી જતી રહી—જાણે કે સ્પષ્ટ સંભળાવતી ગઇ કે: 'તમે આ સારું નથી કરતા.'

## [ ૧૧ ]

સતીશે નક્કી કર્યું કે, તે દાક્તરીનો અભ્યાસ છોડી નહિ દે. બીજે દિવસે સાંજે કોઇને કશું કહ્યા વિના બિહારીને સાથે લઈ તે પોતાને જૂને ઘેર આવી પહોંચ્યો. ઘર હજી ખાલી જ પડેલું હતું. ઘરમાલિકને શોધી

* દિયર

કાઢી છ મહિનાની ગોઠવણ કરી, અને પાસેના 'હિંદુ આશ્રમ'માં જઈ તપાસ કરી રસોયો નક્કી કરી લીધો.

બિહારીને કહ્યું: 'આપણે કાલે જ આવતા રહીશું—શું કહે છે, બિહારી ?'

બિહારીએ સંમતિ આપી.

રસ્તે ચાલતાં સતીશ બોલ્યો: 'ઠીક ન થયું, બિહારી! ગમે તેમ પણ એણે મારું ઘણું કર્યું છે. વળી એક રીતે જોતાં મારે લીધે જ એનું પેલા ઘરનું કામ ગયું. એક વાર, એની ખબર કાઢવી જ જોઇએ.'

બિહારી સમજી ગયો કે કોની વાત થઈ રહી હતી. તે ચૂપ રહ્યો.

સતીશ બોલવા લાગ્યો: 'ગમે તે હોય ને, રસ્તાનો ભિખારી હોય તો પણ તે દુઃખમાં પડ્યો હોય ત્યારે ધ્યાન આપવું જોઇએ—નહિ તો મનુષ્ય-જન્મ જ નકામો. પણ હું એના ઘરમાં જઈશ નહિ—ગલીમાં પણ નહિ—નાકે જ ઊભો રહીશ તું જ જઈને જાણી આવજે કે હેરાન થાય છે કે કેમ. મુશ્કેલીમાં તો હશે જ—એ તો હું ચોક્કસ જોઈ શકું છું તેથી ગમે તે રીતે કંઈ આપી આવવાનું છે.'

બિહારી ચુપચાપ પાછળ ચાલવા લાગ્યો.

સતીશે આગળ ચલાવ્યું: 'પણ મને એ બધી વાત કરશે નહિ. છતાં તારી આગળ એ કશું નહિ સંતાડે—સમજ્યોને બિહારી ?'

બિહારી, તો પણ, કંઈ જ બોલ્યો નહિ.

સાવિત્રીવાળી ગલીના નાકે આવી સતીશ ઊભો રહ્યો. તે બોલ્યો: 'બહુ વાર ન લગાડતો, હોં !'

બિહારી ગલીમાં ગયો. સતીશ એટલામાં આંટા મારતો ફરવા લાગ્યો. આઘે જવાની હિંમત કરી નહિ. રખેને, બિહારી તેને ન જોવાથી બીજે ક્યાંક જતો રહે.

દસેક મિનિટમાં જ બિહારી પાછો આવી બોલ્યો: 'એ નથી.'

સતીશે આતુરતાથી પૂછ્યું: 'ક્યારે આવશે ?'

બિહારીએ કહ્યું: 'હવે નહિ આવે. ગયે બે મહિના થયા, વચમાં આવી નથી.'

સતીશ ગેસના થાંભલાને અઢેલીને ઊભો રહ્યો. અને ભીષણ કંઠે બોલ્યો: 'જૂઠી વાત, તને છેતર્યો છે.'

બિહારીએ પણ દૃઢપણે માથું ધુણાવી કહ્યું: 'કોઈએ છેતર્યો નથી. સાચે જ એ હવે આવતી નથી. સાચેસાચ એ એ ઘર છોડી જતી રહી છે.'

'એના ઘરનો સામાન?'

'પડ્યો રહ્યો છે. એ તે વળી એવી કઇ ચીજ છે, બાબુ કે એમાં જીવ રહે?'

સતીશ ચિડાઇને બોલ્યો: 'એ પાછી એવી પૈસાવાળી ખરી ને કે એનો એમાં જીવ ન રહે? તું છેક મૂરખ છે, એટલે એટલું જાણી ચાલ્યો આવ્યો કે હવે એ આવતી નથી. એ તે કંઈ બને, બિહારી? એક માણસ ગૂમ થઈ ગયું, અને કોઈ એની ખબર પણ કાઢતું નથી! હું પોલીસમાં ખબર આપું છું.'

બિહારી ચુપચાપ મોં નીચું રાખી ઊભો રહ્યો.

સતીશ બોલ્યો: 'મોક્ષદાએ કહ્યું, હું જાણતી નથી?' હું નથી માનતો! એને ખબર છે જ. હું જાઉં છું એની પાસે.'

બિહારી ગભરાઇ ગયો: 'તમે ન જશો, બાબુ.'

'કેમ ન જશો? શું કામ એ લોકો છુપાવે છે? હું તે શું કોઇને ખઈ જવા આવ્યો છું કે મારાથી છુપાવે છે? હું કહું છું તને કે, ગમે તે ઉપાયે હું ખબર કાઢવાનો જ એ ક્યાં છે.'

બિહારી બી' જઇ બોલ્યો: 'એની માસીનો વાંક નથી, બાબુ સાવિત્રી પોતાની જ મરજીથી ઘર છોડી જતી રહી છે લડીને ગઈ છે—કોઇને કશું કહી ગઈ નથી.'

સતીશે તેને ધમકાવી નાખ્યો: 'તોયે કહે છે કે કહેતી ગઈ નથી? કહીને ગઇ છે--જરૂર કહેતી ગઈ છે.'

બિહારી માથું ધુણાવી બોલ્યો: 'ના. પણ એ શહેરમાં જ છે.'

'કઈ જગાએ છે? ગધાડાની જેમ મોં ફાડી શું ઊભો રહ્યો છે, બિહારી? શું બન્યું છે, બોલ?'

બિહારી થોડી વાર મૂગો ઊભો રહી કંઈક વિચાર કરી લઈ બોલ્યો: 'આપને દુઃખ થાય એથી નથી કહેતો--બાકી બધી વાત બધા જાણે છે--હું પણ જાણું છું.'

સતીશ અધીરો થઇ ગયો: 'શું જાણે છે એ જ બોલી મર ને?'

બિહારી પાછો મૂંગો રહ્યો.

સતીશ જાણે ચિત્કાર કરી બોલ્યો: 'તારે પગે પડું હરામજાદા, જલદી બોલી મર.'

બિહારી જમીન પર બેસી પ્રણામ કરી, જોડાની રજ માથે ચઢાવી રડું રડું થઈ બોલ્યો: 'બાબુ, મને નરકમાં ડુબાડ્યો. જરાક બાજુએ આવો, કહું છું—'

એમ કહી અંધારી ગલીની અંદર જઈ તે એક બાજુ ઊભો રહ્યો.

સતીશ સામે ઊભી બોલ્યો: 'શું ?'

બિહારી થૂંક ગળીને બોલ્યો: 'સાવિત્રીની માસી માને છે કે એ તમારે ત્યાં છે. પણ હું જાણું છું એ ખોટી વાત છે.'

સતીશ અધીરો થઇ બોલ્યો. 'તું યે મોટો પંડિત. એ તો હું ય જાણું છું—પણ આગળ બોલ ને !'

'સબૂર કરો બાબુ, કહું છું,' બોલી બિહારી ફરી જરા વધારે થૂંક ગળી બોલ્યો: 'મને ચોક્કસ લાગે છે—'

'શું લાગે છે ?'

બિહારી મરણિયો થઇ બોલી ઊઠ્યો: 'એ ત્યાં જ ગઇ છે. પેલા વિપિન બાબુને ત્યાં જ—'

'ક્યા ? આપણા વિપિન બાબુ ?'

'હા બાબુ, એ જ—હં, હં, ત્યાં બેસશો નહિ, સ્નાન કરવું પડશે ! આખા ગામના લોક ત્યાં—'

સતીશે આ શબ્દો કાને ધર્યાં નહિ. સામી ભીંતે પીઠ દઇ નિરાંતે બેસી જઈ શુષ્ક ભાંગેલા અવાજે તેણે પૂછ્યું: 'તો એની માસીએ કેમ ધાર્યું કે એ મારે ત્યાં છે ?'

બિહારીએ કહ્યું: 'સાવિત્રીએ જે દિવસે વિપિન બાબુનું અપમાન કરી તેમને કાઢી મૂક્યા તે દિવસે તે ચોખ્ખું બોલી ગઈ હતી કે એ સતીશબાબુ સિવાય બીજે કોઇને ત્યાં નથી જવાની—ઘરનાં સૌએ છુપાઇને એ ઝઘડો સાંભળ્યો હતો.

સતીશ ઊભો થયો. પ્રયત્નપૂર્વક પોતાને સ્વસ્થ કરી તેણે પૂછ્યું: 'તો તેં કેવી રીતે જાણ્યું કે એ વિપિન બાબુને ત્યાં જ ગઈ છે ?'

બિહારી મૂગો રહ્યો.

સતીશ બોલ્યો: 'બોલ.'

બિહારી ફરી હા–ના કરવા લાગ્યો. સાવિત્રીની આગળ પોતે કદી આ વાત નહિ કહે એમ તે અભિમાન કરી આવ્યો હતો, એ તેને યાદ આવ્યું. આખરે તેણે ફરી થૂંક ગળી કહ્યું: 'હું સગી આંખે જોઈ ગયો છું.'

સતીશ ચુપચાપ સાંભળી રહ્યો

બિહારી બોલ્યો: 'આપણે જે દહાડે ઘર બદલ્યું, એને બીજે દિવસે બપોરે હું આવ્યો હતો. ત્યારે વિપિન બાબુ સાવિત્રીની પથારીમાં ઊંઘતાં હતા !'

સતીશે એની ભારે ખબર લઈ નાખી: 'જૂઠું બોલે છે ?'

બિહારી જરા ચોંકી જઇ બોલ્યો: 'ના બાબુ, બિલકુલ સાચું બોલું છું.'

સતીશે તેની ભણી તીક્ષ્ણ દૃષ્ટિ કરી થોડી વાર મૂગો રહી પ્રશ્ન કર્યો: 'સાવિત્રી પોતે ક્યાં હતી એ વખતે ?'

સાવિત્રી એ ખંડમાં જ હતી. બહાર આવી મને સાદડી પાથરી બેસાડ્યો. પૂછવા લાગી કે, બાબુ ગુસ્સે થયા છે કે કેમ, આપણે ઘર કેમ બદલ્યું. એવું બધું.'

'પછી ?'

'હું ગુસ્સે થઇ ચાલ્યો આવ્યો. એ દહાડાથી એ બાબુની સાથે ભાગી ગઇ છે.'

'આટલા દહાડા કહ્યું કેમ નહિ ?'

બિહારી મૂગો રહ્યો.

સતીશે પૂછ્યું: 'તેં જાતે જોયું છે કે સાંભળ્યું છે ?'

'ના બાબુ, મારી સગી આંખે જોયું છે. બરાબર જોયેલું છે !'

'મારા પગે હાથ મૂકીને સોગન ખા કે તારી આંખે જોયું છે ! બ્રાહ્મણને પગે હાથ મૂકે છે, યાદ રાખજે !'

બિહારી તરત જ નીચો વળી સતીશને પગે હાથ મૂકી બોલ્યો: 'એ વાત રાત–દિવસ મારા ચિત્તમાં ઘોળાયા કરી છે, બાબુ ! મેં સગી આંખે જોયેલું છે!'

સતીશ વળી એક ક્ષણ શાંત રહી બોલ્યો: 'વારુ, ઘેર જા. ઉપીનદાને કહેજે કે આજે રાતે હું ભવાનીપૂર જાઉં છું. પાછો આવવાનો નથી.'

બિહારીએ વાત માની નહિ, તે રડી પડચો.

સતીશે વિસ્મય પામી પૂછ્યું: 'અરે ! રડે છે શું કામ ?'

બિહારીએ આંખો લૂછતાં કહ્યું: 'બાબુ ! હું આપના દીકરા જેવો છું— મારાથી છુપાવશો નહિ. હું ય સાથે આવીશ.'

સતીશે પૂછ્યું: 'શું કામ ?'

બિહારીએ કહ્યું: 'બુઢ્ઢો થયો છું. પણ રબારીનું લોહી છું. ડાંગ હાથમાં હોય તો આજે પણ પાંચ-છ જણને તો પૂરા કરું એવો છું. અમે તો મારામારી પણ કરી જાણીએ અને વખત આવ્યે મરી જાણીએ !'

સતીશ શાંતિપૂર્વક બોલ્યો: 'હું તે શું મારામારી કરવા જાઉં છું ? એમ બોલી સતીશ ચાલતો થયો.

બિહારી હવે સમજ્યો કે સતીશે ખોટું નથી કહ્યું. તે ય આંખો લૂછી નાખી પાછળ પાછળ ચાલ્યો.

સતીશ ખુલ્લા મેદાન ભણી ઉતાવળે પગલે જઈ રહ્યો હતો. ક્યાં જવું, કંઈ નક્કી ન હતું. પણ ક્યાંક તો એણે જલદી જવું જ હતું ! તેનું એક મુખ્ય કારણ તો એ પોતે ચોક્કસ અનુભવી રહ્યો હતો—એક મુહૂર્તમાં તેનું મોં એટલું બધું ઊતરી ગયું હતું કે એવે મોંએ કોઈની પણ આગળ ઊભા રહેવાય એમ ન હતું.

મેદાનમાં છેક છેડે એક બેંચ પડેલી હતી. સતીશ એની ઉપર જઈ બેઠો. નિર્જનતા જોઈ તેને જરા સ્વસ્થતા વળી. અંધારા વૃક્ષ નીચે બેસતાં જ તેના મુખમાંથી શબ્દો સર્યા: 'શું કરવું ?'

આ પ્રશ્ન થોડી વાર લગી તો તેના જ કાનમાં અર્થહીન પ્રલાપની જેમ ઘૂમવા લાગ્યો ! આખરે ઉત્તર મળ્યો: 'કંઇ જ ન થઈ શકે !'

પ્રશ્ન થયો: 'તો સાવિત્રીએ આવું કામ કેમ કર્યું ?'

જવાબ મળ્યો: 'એણે એવું તો કંઇ જ કર્યું નથી જેને માટે નવેસરથી તેને દોષ દેવો પડે.'

પ્રશ્ન: 'આવું મોટું વિશ્વાસઘાતનું કામ એણે કર્યું શાને ખાતર !'

ઉત્તર: 'તને કયો વિશ્વાસ એણે પહેલાં આપ્યો હતો, એ પહેલાં કહે.'

સતીશ કંઈ જ બોલી ન શકચો. ખરું જોતાં, સાવિત્રીએ કંઈ પણ જૂઠી આશા આપી જ ન હતી ! એક દિવસ માટે પણ કપટ નહોતી રમી. ઊલટો ફરી ફરીને તેને સાવધ કર્યો હતો, એનું ભલું ચાહ્યું હતું, અત્યંત સ્નેહભાવ રાખ્યો હતો.

પેલી રાતની વાત એને યાદ આવી. એ દહાડે નિષ્ઠુર બની સાવિત્રીએ જ તેને ઘરમાંથી બહાર કાઢી મૂકી રક્ષા કરી હતી! બીજું કોણ એમ કરી શકત? બીજું કોણ પોતાના હૈયામાં શૂળ ભોંકી તેને અક્ષત રાખત?

સતીશની પાંપણો ભીંજાઈ. પરંતુ તેમ છતાં આ સંશય કેમે દૂર થયો નહિ કે આ પ્રશ્નોત્તરીમાં ક્યાંક ભૂલ રહી જાય છે.

તેણે ફરી પ્રશ્ન કર્યો: 'પણ એના પર મને પ્રેમ થયો છે?'

ઉત્તર મળ્યો: 'શું કામ થવા દીધો? જાણીબૂઝીને કાદવમાં શું કરવા ઊતર્યો?'

પ્રશ્ન કર્યો: 'એ નથી જાણતો. પદ્મ લેવા જતાં પણ કાદવ લાગે છે.'

ઉત્તર મળ્યો: 'એ જૂની ઉપમા છે. અહી નથી લાગુ પડતી. માણસ ઘરમાં આવે છે ત્યારે કાદવ ધોઈને કમળ લાવે છે. પણ તારે વળી પદ્મ શું? અને એ કાદવ ક્યાં ધોઈને ઘરમાં આવત?'

'તો ઘરમાં જ ન આવત.'

ઉત્તર મળ્યો: 'છિ: એવા શબ્દો મોઢે ન આણીશ.'

ત્યાર બાદ થોડી વાર લગી તે સ્તબ્ધ બેસી રહ્યો. નક્ષત્રભર્યાં કાળા આકાશ ભણી જોઈ રહી એકાએક બોલી ઊઠ્યો: 'હું તો એની આશા છોડી બેઠો હતો. એને મેળવવા પણ હું ઈચ્છતો નથી. પણ આમ એણે મારું અપમાન કર્યું શું કરવા? જરા મને પૂછ્યું સરખું કેમ નહિ? કોણ જાણે કયા દુ:ખે પડી એણે એ કામ કર્યું હશે? પૈસાના લોભથી કર્યું છે, એવું તો હું કેમે ય કલ્પી શકતો નથી. અને વિપિન જેવા અનાચારી દારૂડિયાને એ દિલથી ઊંડે ઊંડે ચાહી રહી હતી, એ વાત પણ હું માનું કઈ રીતે? તો કારણ શું?'

ગંગાના ઠંડા પવનને લીધે તેને ઠંડી લાગતી હતી, એ વાત બિલકુલ ભૂલી જઈ આંખો બંધ કરી બેંચ ઉપર તે જરા આડો થયો કે તરત જ સાવિત્રીનું મુખ ઉજ્જ્વલ બની ફૂટી નીકળ્યું! પતિતાની રજમાત્ર કાલિમા એ મુખ ઉપર ન હતી! ગર્વથી દીપ્તિમાન, બુદ્ધિમાં સ્થિર, સ્નેહથી સ્નિગ્ધ, ખીલેલા યૌવનના ભારથી ગંભીર છતાં રસ અને તોફાનથી ચંચલ —એ જ મુખ, એ જ સ્મિત, એ જ દૃષ્ટિ, એ જ સંયમી પરિહાસ, સૌથી ઉપર તેની એ જ અકૃત્રિમ સેવા!

આટલું બધું, આવડી નાની વયમાં એણે ક્યાંથી મેળવ્યું હશે! ભસ્માચ્છાદિત અગ્નિની જેમ તેની રાખ સાથે રમત કરવા જતાં અગ્નિ જ પોતે બહાર આવ્યો હતો! હવે, એના દાહમાંથી તે કેવી રીતે, કયે રસ્તે આજે ભાગી છૂટે? અને ભાગી છૂટીને ય શું થશે?

તેની બંને આંખો આંસુથી ઊભરાઈ રહી. આ આંસુને ખાળવાની તેની ઈચ્છા થઈ નહિ—આ આંસુ લૂછવાની ય તેને ઈચ્છા થઈ નહિ. આંસુ આટલાં મધુર હોય છે, આંસુમાં ય આટલો રસ હોઈ શકે છે,—આજે પરમ દુઃખને સમયે પહેલી જ વાર તેનું જ્ઞાન થતાં તે સુખ પામ્યો. અને જેને લીધે તે જીવનમાં પહેલી જ વાર આવડા મોટા સુખનો આસ્વાદ કરી શક્યો, તેને ઉદ્દેશીને તેણે બે હાથ જોડી પ્રણામ કર્યા.

સતીશ ગમે તેવો હો—પણ ઈશ્વર છે, એમને છેતરી શકાતો નથી, નાના-મોટા સૌને એક દિવસ એમની આગળ જવાબ આપવો પડે છે એટલું એ ચોક્કસ માનતો હતો. આંખો લૂછી નાખી તે મનમાં મનમાં બોલ્યો: 'ભગવાન! કોને હાથે કોને તું ક્યારે શું આપે છે, કોઈ કહી શકતું નથી. આજે તારા હુકમથી સાવિત્રી દાતા છે હું ભિક્ષુક છું. એટલે એ સતી છે, કે અસતી છે, એનો ન્યાય બીજો ગમે તે કરે, હું તો નહિ કરું. મારા દિલમાંથી બધી જ્વાલા, બધો વિદ્વેષ ભૂંસી નાખ—એની વિરુદ્ધ જઈ હું કૃતઘ્ન બની ન બેસું!'

બીજી બાજુએ, ઉપેન્દ્રના સંબંધી સાહેબને ઘેર સાંજ પછી તેમના બેસવાના ખંડમાં સરોજિની, જ્યોતિષ, ઉપેન્દ્ર અને બીજો એક ઠીંગણો, દાઢી મૂછ બોડેલો ગૃહસ્થ, વગેરે બેઠાં હતાં. આ ગૃહસ્થનું નામ શશાંક-મોહન હતું. તે પણ વિલાયત જઈ આવેલા હતા, એટલે સાહેબ હતા. થોડા જ દિવસમાં સરોજિની પ્રત્યે આકર્ષાયા હતા. અને એ વ્યક્ત કરવાનો પ્રાણપણે પ્રયત્ન કરી રહ્યા હતા. એ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો હતો એ ફક્ત વિધાતા જ જાણતા હતા.

આજે સતીશની વાત નીકળી હતી. ઉપેન્દ્રે તેના અસાધારણ શરીર-બળની અને તેના અદ્ભુત સાહસની વાત કાઢી હતી. પાસે જ સોફા ઉપર બેસીને સરોજિની બે હાથ પર હડપચી ટેકવી, ઝૂકી પડીને એકાગ્ર ચિત્તે સાંભળી રહી હતી. એવામાં બિહારીએ છૂટેલા દૂતની જેમ, અંદર

દાખલ થઈ સતીશના ભવાનીપૂર જવાના ખબર આપ્યા.

ઉપેન્દ્રે જરા વિસ્મિત થઇ પૂછ્યું: 'ત્યાં એનું કોણ છે?'

બિહારીએ ટૂંકમાં 'ખબર નથી' કહી ચાલવા માંડયું.

સતીશની જ સૌ રાહ જોઈ રહ્યાં હતાં. એટલે સૌ નિરાશ થયાં.

સરોજિની ટટાર થઈ બેસી, નિઃશ્વાસ નાખી બોલી: 'તો હવે શું થશે?'

જ્યોતિષ તેના મુખ ભણી જોઈ સ્નેહપૂર્વક જરા હસ્યો! પણ નિરુત્સાહ ન થયો કેવળ શશાંકમોહન. ઊલટા તેણે આનંદ પામી ઠરાવ રજૂ કર્યો કે હવે સરોજિનીએ કર્ણધાર થવું જોઇશે. સંગીતમાંથી આનંદ ગ્રહણ કરવાની શક્તિ તેનામાં કેટલી હતી, તે તો તે જાણે, પરંતુ, સરોજિનીએ જ્યારે દૃઢપણે પોતાની લાચારી જાહેર કરી, ત્યારે તેણે કહ્યું: 'હું તો કહું છું, કે પુરુષોએ ગાવું એ જ ભૂલ છે. સ્વાભાવિક રીતે જ પુરુષનું ગળું જાડું અને ભારે હોય છે. એટલે એણે સંગીતનો અભ્યાસ કર્યો હોય, અને ગમે તેટલી સારી રીતે ગાવાનો પ્રયત્ન કરે, તો પણ એ સાંભળવા લાયક તો કોઈ રીતે ન જ થઇ શકે.'

આ વાતનો બીજા કોઇએ પ્રતિવાદ ન કર્યો, પણ સરોજિનીએ કર્યો. તેણે કહ્યું: 'તમારે માટે જરૂર સાચું છે. હાર્મોનિયમ અને પિયાનોના મોટા અને ભારે પડદા તૈયાર થાય છે, એ પણ કદાચ ખોટું હશે, પણ એ બધું તૈયાર પણ થાય છે અને લોકો ખરીદે પણ છે.'

શશાંકમોહન પાસે આનો કંઈ જવાબ ન હતો. તો પણ તે તેનું ગૌરવર્ણ મોં જરાક લાલ કરી કંઈક બોલવા જતો હતો, પણ સરોજિની એકદમ ઊભી થઇને બોલી: 'માને કહી આવું—એ પાછાં ખાવાનું રાખી બેસી રહેશે'

ઉપેન્દ્રે આશ્ચર્ય પામી પૂછ્યું: 'ઓહો! એનું ખાવા-પીવાનું શું અહીં જ થાય છે?—હમ્બગ!'

ઉપેન્દ્રના શબ્દોમાં આંતરિક પ્રેમ સિવાય બીજું કંઈ જ ન હતું, અને સતીશ એનો અત્યંત ઘનિષ્ટ સંબંધી ન હોત તો તે આ શબ્દો મોઢે પણ ન લાવી શકત એ વાત સરોજિની બરોબર જાણતી હતી. એથી એણે હસીને કહ્યું: 'આ તમે અન્યાય કરો છો! એમની રુચિનો જો તમારી કુરુચિ સાથે મેળ ન ખાય તો, એમાં દોષ તમારો છે, એમનો નથી! ઠીક, માને કહી આવું!' બોલીને સરોજિની ઉતાવળે પગલે બહાર ચાલી ગઈ.

તેના ચાલ્યા જતાં જ શશાંકમોહન ઉપેન્દ્ર ભણી ફરીને બોલ્યો: 'તમારા મિત્ર ખૂબ ધર્મચુસ્ત લાગે છે?'

ઉપેન્દ્રે જરાક હસીને કહ્યું: જેવોતેવો નહિ. પૂજા આહ્નિક પણ કરે છે.'

સતીશ કોઈ કોઈ વાર છાનો છૂપો દારૂ પીતો હતો, એ વાતની એને ખબર ન હતી. સ્વપ્નેય તેને એવો ખ્યાલ ન હતો.

શશાંકમોહને પૂછ્યું: 'શું કરે છે એ?'

ઉપેન્દ્રે કહ્યું: 'કંઈ જ નહિ. કોઈ દિવસ કંઈ કરશે એવી પણ કોઈને ખાતરી નથી.'

આ સાંભળી શશાંકમોહનના મન ઉપરથી જાણે એક ભારે પથરો ઊતરી ગયો; ખુશ થઈ હસીને બોલ્યો 'ખરો એ!'

જ્યોતિષ આટલો વખત ચુપચાપ સાંભળતો હતો તેણે ઉપેન્દ્રને સંબોધીને કહ્યું: 'તારું કહેવું બરાબર નથી, ઉપેન, શારીરિક ઉત્કર્ષ શું કંઈ જ હિસાબમાં નથી? અને વળી, હું તો તેના સંગીત ઉપર મુગ્ધ થઈ ગયો છું. એણે જે સાધ્યું છે, તે કદાચ આ દેશમાં સન્માન ન પણ પામે, એ એક સાચે જ દુઃખની વાત છે. પણ એ દોષ આપણો છે, એમનો નથી. કોરટમાં કેસ કે કાગળિયાં કર્યાં વિના, વકીલની સાથે માથાફોડ કર્યાં વિના, અમલદારના હુકમની અપેક્ષા વિના જે માણસનું પોતાનું લેણું સોળે આના વસૂલ જ છે, તે જો કદી એવો ન હોય તો આ સંસાર બિલકુલ જ મારવાડીની કાપડની દુકાન જેવો બની જાય. મને તો તારા મિત્રને જોઈને સાચે જ ખૂબ ઇર્ષ્યા આવે છે. ઠીક, પણ ડોસાની આવક કેટલી છે?'

એ જ વખતે સરોજિનીએ નિઃશબ્દ અંદર આવી, તેના ભાઈની ખુરશીની પીઠે ટેકો દઈ ઊભી રહી પૂછ્યું: કોની, દાદા?'

જ્યોતિષ બોલ્યો: 'સતીશ બાબુના પિતાની.'

ઉપેન્દ્ર બોલ્યો: 'બરાબર ખબર નથી. પણ લગભગ બે લાખ હશે.'

જ્યોતિષ આંખો ફાડી બોલ્યો: 'રાજા છે કે શું?'

ઉપેન્દ્ર બોલ્યો: ના, રાજા નહિ, પણ એવો જ ભારે મોટો જમીનદાર છે. વળી વૃદ્ધે એમાં ખૂબ વધારો પણ કર્યો છે.'

જ્યોતિષ ખુરશીમાં આડો થઈ પડી, નિઃશ્વાસ નાખી બોલ્યો: 'ખરેખર, સદ્ભાગ્યનો લાડકો દીકરો! સ્વાસ્થ્ય, રૂપ ઐશ્વર્ય!—માણસ જેની જેની કામના કરે, તે બધું જ એક સાથે.'

ઉપેન્દ્ર હસવા લાગ્યો. આખરે બોલ્યો: 'પણ એક ભયંકર દોષ પણ છે. જો પારકી પંચાત માથે વહોરી લઇ, કોક દા'ડો અકાળે વગર મોતે મરી ન જાય તો તમે કહો છો એ બધી વાત ખરી.'

જ્યોતિષ ટટાર થઈ બેસીને બોલ્યો: 'વગર મોતે મરી શું કરવા જાય?'

ઉપેન્દ્ર બોલ્યો: 'કંઈ અસંભવિત નથી. અને પહેલાં એવું બની પણ ગયું છે. ગુસ્સો જેમ એના શરીરમાં ભારોભાર છે, તેમ જીવનનો મોહ પણ પ્રમાણમાં એટલો જ ઓછો છે. આ કળિયુગમાં વાસ કરવા છતાં પણ જેની અન્યાય, અત્યાચારની સમજ સતયુગના જેવી હોય, અને મિજાજ જતાં જેને હિતાહિતનું ભાન ન રહે, એના જીવનની સલામતી માટે હું તો બહુ વિશ્વાસ નથી રાખી શકતો. સહન કરવાની શક્તિ એ એક ભારે સદ્‌ગુણ છે તેવી જ રીતે વગર બોલાવ્યા મદદ કરવા દોડી જવાનો લોભ ખાળી રાખવો, એ પણ અમુક પરિસ્થિતિમાં જરૂરી હોય છે. પણ એ તો એ સમજતો જ નથી. જાણે એ પેલા યુગનો યુરોપનો 'નાઈટ,' આ યુગમાં બંગાળમાં આવી જન્મ્યો ન હોય!'

જ્યોતિષ હસીને બોલ્યા: 'ગમે તેમ કહે, પરંતુ આ બધું સાંભળ્યા પછી એના તરફ માન થાય છે.'

'ના પણ થાય. દુનિયામાં રહેવું હોય તો અનેક નાની–મોટી ખરાબ વસ્તુનો ત્યાગ કરવો પડે છે—એ વાત હજી એ શીખ્યો જ નથી. કદી શીખશે કે નહિ એ ય ખબર નથી. પણ જો નહિ શીખે તો આખરે કડવાં ફળ ચાખવાં પડશે એને અને એનાં સગાંવહાલાં સૌને ય.'

જ્યોતિષ બોલ્યો: 'પણ તું તો એનો આત્મીય મિત્ર છે. તું શું કામ એને શીખવતો નથી?'

ઉપેન્દ્રના મુખ ઉપર હાસ્ય ફૂટી ઊઠ્યું. તે બોલ્યો: 'હું એનો મિત્ર છું એ સાચું, પણ એવું શીખવવાનો ભાર એવા મિત્રો ઉપર નથી. જે તમામ મિત્રોમાં સૌથી મોટું મિત્ર થશે, જે સમસ્ત આત્મીયમાં આત્મીય થશે, એ કદાચ આ વિદ્યા તેને શીખવશે, નહિ તો આખી જિન્દગી એને અશિક્ષિત જ રહેવું પડશે.'

સરોજિની આટલો સમય શાંતપણે સાંભળી રહી હતી. હવે તેણે મુખ ફેરવી સ્મિત છુપાવી લીધું.

ઉપેન્દ્ર બોલ્યો: 'પણ સતીશની વાત હવે પૂરી કરીએ. મારે ઊઠવું

પડશે. એક–બે કાગળો લખવાના છે.'

જ્યોતિષને પણ જરૂરી કાગળો જોવાના હતા. એને પણ બેસવાનો સમય ન હતો. એટલે એ પણ ઊઠું ઊઠું કરતો હતો. પણ સૌથી પહેલાં ઊઠી ગઈ સરોજિની.

એના મનમાં તો થયું કે ઉપેન્દ્રને કંઈક પૂછું. પણ છેવટે બોલી નહિ. કોઈને નમસ્કાર સુધ્ધાં કર્યા નહિ. અન્યમનસ્કની જેમ ધીરે ધીરે બહાર નીકળી ગઈ.

આજની બેઠક જેવી જામવાની કલ્પના હતી તેવી જામી શકી નહિ એ ખરું, તો પણ તે વિખરાઈ એથી યે ખરાબ રીતે.

ઉપેન્દ્ર કંઈ જાણતો ન હતો—તેણે કંઇ જાણ્યું પણ નહિ.

## [ ૧૨ ]

તીક્ષ્ણ બુદ્ધિમતી કિરણમયી પોતાના સ્વામીની માંદગીના દિવસો દરમિયાન ઉપેન્દ્રનો ઘનિષ્ટ પરિચય થવાથી તેને બરાબર ઓળખી શકી. એથી તેની પોતાને નુકશાન થવાની આશંકા બિલકુલ અદૃશ્ય થઈ એટલું જ નહિ પણ તેનું હૃદય આ અપરિચિત માનવીને માટે કોઈ એક ઊંડી શ્રદ્ધાના ભારથી, જલભારથી નમેલા મેઘની જેમ વર્ષણોન્મુખ બની ગયું. આવો માણસ તેણે કદી જોયો ન હતો. આવા કોઇ માનવીના સંસર્ગમાં આવવાના સદ્‌ભાગ્યની કદી ય તેણે કલ્પના કરી ન હતી. એથી જ આ થોડા સમયના જ પરિચયમાં તેણે પોતાના ભવિષ્યનું સકળ સુખદુઃખ નિઃશંક ચિત્તે તેના હાથમાં સોંપી દીધું, અને નિર્ભય થઈ નિશ્ચિંત બની રહેવું એટલે શું એનું આ પહેલી જ વાર જ્ઞાન થતાં તેના લાંબા વખતથી રુંધાયેલા પ્રાણે મુક્તિનો પ્રકાશ દેખ્યો!

ઉપેન્દ્ર સવારથી રાત સુધી મરણ–પથારીએ પડેલા મિત્રની સેવા કરતો હતો. પ્રયોજનની દૃષ્ટિએ આ સેવાની કિંમત ન હતી, કેમ કે હારાનના જીવનની આશા પહેલેથી જ ન હતી. પરંતુ આ સેવાએ કિરણમયીની દૃષ્ટિએ તેના સ્વામીનો શુષ્ક દેહ મહામૂલ્યવાન બનાવી દીધો! આ અર્ધમૃત દેહનો એકાએક તેને ખૂબ લોભ થઈ આવ્યો. તેના આચાર–વ્યવહારમાં

ન કલ્પી શકાય તેવો થયેલો આકસ્મિક ફેરફાર મૃત્યુને કિનારે ઊભેલો હારાન પણ જોઈ શક્યો.

નાનપણમાં પારકે ઘેર ઊછરી મોટી થયેલી કિરણ છેક નાનપણમાં એનાથી ય વધારે પારકા એવા સ્વામીને ઘેર આવી પહોંચી હતી. તેની સાસુ અઘોરમયીએ કદી ય એના ઉપર માયા–મમતા દાખવી ન હતી. ઊલટી તે બને એટલી સતામણી કરતી રહી હતી. સ્વામીએ પણ તેને કદી ચાહી ન હતી. દિવસે તો તેઓ નિશાળમાં ભણાવવા જતા હતા, અને રાત્રે પોતે ભણતા હતા, તથા પત્નીને ભણાવતા હતા. વિદ્યોપાર્જનનો નશો તેમને એટલો બધો ઘેરી વળ્યો હતો કે બન્ને વચ્ચે ગુરુશિષ્યના કઠોર સંબંધ સિવાય, પતિપત્નીના મધુર સંબંધનો રજમાત્ર પણ અવકાશ રહ્યો ન હતો. આમ ને આમ આ અનુપમ, પ્રખર બુદ્ધિશાળી રમણી બાળપણ વટાવી પરિપૂર્ણ યૌવનમાં આવી પહોંચી હતી—આમ ને આમ સંસારના સૌંદર્ય માધુર્યમાંથી દેશવટો પામેલી આ રમણી શુષ્ક અને કઠોર બની ગઇ હતી. અને આ રીતે સ્નેહ–પ્રેમથી વંચિત રહેવાથી નારીના શ્રેષ્ઠ ધર્મને પણ તિલાંજલિ આપવા તૈયાર થઈ ગઇ હતી.

અઘોરમયી બધું જાણતી હતી. પોતાની રૂપવતી પુત્રવધૂ સતીધર્મની સંપૂર્ણ મર્યાદા પ્રમાણે ચાલતી નથી, એ પણ તે જાણતી હતી. પરંતુ પુત્ર મરણ–પથારીએ હતો. અસહ્ય દુઃખના દિવસો પાસે આવી પહોંચ્યા હતા. એનો ખ્યાલ કરીને જ કદાચ વહુના અયોગ્ય આચાર–વ્યવહારની ઉપેક્ષા કરીને તે સહેતી હતી. જે ડોક્ટર હારાનની દવા કરતો હતો, તે કઈ આશાએ વગર પૈસે દવા–દારૂ કરતો હતો, શા માટે કુટુંબનો અર્ધોક ખર્ચનો ભાર ઉઠાવતો હતો એ તેનું છાનું નહોતું પરંતુ મરવા પડેલા પુત્રની ચિકિત્સા આગળ કોઇ પણ દોષને મોટા રૂપમાં જોવાની હિંમત તેનામાં ન હતી, એટલું શિક્ષણ પણ ન હતું. વધારામાં પુત્રવધૂ તેને ગમતી જ ન હતી. ઉપેન્દ્ર પણ આ જાળમાં ધીરે ધીરે બંધાતો હતો. છૂટથી પૈસા ખર્ચતો હતો. અને અથાક સેવા કરતો હતો. તેનો ગુપ્ત ક્લેશ, બાળપણની મૈત્રીને ઓળંગીને ગુપચુપ બીજે જ સ્થળે પોતાનાં મૂળ વિસ્તારી રહ્યો હતો, એ વિષે તેને સંશય પણ ન હતો, વાંધો પણ ન હતો.

ગઈ કાલનો ઉપેન્દ્ર આવ્યો ન હતો. અઘોરમયી ઘરના ઊમરા બહાર

એક જૂની મેલી ચાદર ઓઢી તેનો જ વિચાર કરતી બેઠી હતી.

શિયાળાનો સૂર્ય હજી અસ્ત થયો ન હતો, પણ આ ઘરમાં તો અત્યારથી અંધકારની છાયા જામી ગઇ હતી. સૂર્ય ક્યારે ઉદય પામે છે, ક્યારે અસ્ત પામે છે એની ખબર સારા દિવસોએ ય આ ઘરનાં લોક રાખતાં ન હતાં, અત્યારે દુઃખના દિવસોમાં એની સાથેનો તેમનો બધો સંબંધ જ જાણે કપાઈ ગયો હતો.

અઘોરમયીએ બૂમ મારીઃ 'વહુમા, સાંજ પડી ગઇ છે. દીવો સળગાવી જરા બેસ તો પાસે. થોડીક વાત કરવી છે.'

કિરણમયી એ જ ખંડમાં કંઈક કામ કરતી હતી તે બોલીઃ 'હજી સાંજ પડી નથી, મા, તમારી પથારી પાથરી હમણાં આવું છું.'

અઘોરમયી બોલીઃ 'મારી પથારી ! એ તો હું સૂવાને વખતે પાથરી લઇશ. તું તારે જા, મા. દીવો સળગાવી જરા નિરાંતે બેસ. રાત-દા'ડો કામ કરીને તારું શરીર તો અડધું થઇ ગયું છે. એના ભણી ય જરા જોવું જોઇએ ને, મા?' એમ બોલીને ઊંડો નિસાસો નાખીને તે મૂગી બેસી રહી.

થોડીવાર પછી વહુ પાસે આવી બેસવા જતાં તેણે તેને અટકાવી કહ્યુંઃ 'પહેલાં દીવો—'

વહુ થાકેલા અવાજે બોલીઃ 'તમે શું કામ અકળાઓ છો મા, હજી તો સાંજને બહુ વાર છે.'

અઘોરમયી બોલીઃ 'તે હશે--પણ નીચે કેટલું બધું અંધારું છે! દિવસ આથમતાં પહેલાં જ નિસરણીનો દીવો સળગાવી દેવો સારો. હમણાં કદાચ ઉપીન આવી પહોંચશે કાલનો આવ્યો નથી--અરે વહુ તેં તો હજી મોં હાથ ધોયું નથી, વાળ કંઈ હોળ્યા નથી—શુ કરતી હતી ત્યારની ?'

સાસુના અવાજમાં એકાએક આ પ્રકારની ખીજ જોઇને આશ્ચર્ય પામેલી વહુ થોડીવાર તેના મોં ભણી જોઇ રહી, જરાક હસીને બોલીઃ 'રોજ હું આ વખતે ક્યાં મો ધોઉં છું, કે કપડાં બદલું છું, મા ? હજી તો મારું રસોડાનું કામ જ પૂરું થયું નથી, પછી--'

સાસુ અકળાઈને બોલી : પછીની વાત પછી થશે. અત્યારે તો કહું છું, તે સાંભળ.'

વહુ જવાની તૈયારી કરતાં બોલી: 'જાઉં છું. દીવો સળગાવી તમારી પાસે આવીને બેસું છું.'

અઘોરમયી ચિડાઈ જઈને બોલી: 'મારી પાસે એમ નકામાં આવીને બેસવાથી શું થવાનું છે? કામ પહેલું કે બેસવાનું પહેલું? દહાડે દિવસે તો તું કોણ જાણે કેવી થતી જાય છે, વહુમા?'

તેના સ્નેહભર્યા શબ્દો એકાએક તિરસ્કારનું સ્વરૂપ ધારણ કરતાં અત્યંત રૂક્ષ અને કર્કશ બની કિરણમયીને કાને જઈ અથડાયા. તેણે પણ ગુસ્સો કરી જવાબ આપ્યો: 'તમે જ મને કેવી બનાવી રહ્યાં છો, મા? જ્યારે ત્યારે ઊલટાસુલટી વાત બોલો, પછી સાંભળું ય શું ને સમજાયે શું? કહેવું હોય તે ચોખ્ખેચોખ્ખું કહો ને?' એમ કહી જવાબની રાહ જોયા વિના એકદમ ચાલી ગઈ. વહુનું આમ ઝડપથી ચાલ્યા જવું એટલે શું, એ ઘરનાં સૌ જાણતાં હતાં, અઘોરમયી પણ જાણતી હતી.

કિરણમયી નીચે ને ઉપર દીવા સળગાવી, તેની સાસુના ખંડમાં દીવો સળગાવવા આવી ત્યારે સાસુ રડતી હતી. તેનું રડવું જ્યારે–ત્યારે, જે–તે કારણે ફૂટી નીકળતું હતું.

કિરણમયી જરા ખચકાઈને ઊભી રહી બોલી: 'તમારી માળા લાવું મા?'

સાસુ ચાદરના છેડાથી આંખો લૂછી ગદ્‌ગદ્‌ કંઠે બોલી: 'લાવ.'

તેણે બાજુના ઓરડામાં જઈ, દીવાલ પર ટીંગાડેલી માળા નીચે લાવી, સાસુના હાથમાં આપવા માંડી ત્યારે તેમણે માળા લેવાને બદલે વહુનો હાથ પકડી લઈ કહ્યું: 'જરા બેસ મા,' એમ બોલી, ખેંચી પોતાની પાસે બેસાડી, તેના મોંએ, કપાળે, માથે હાથ ફેરવી, તેની હડપચી પકડી, ચૂમી લીધી અને બહુ વાર સુધી તે કંઈ પણ બોલ્યા સિવાય રડવા લાગી. કિરણમયી અક્કડ બની આ બધો પ્રેમનો અભિનય સહન કરતી બેસી રહી.

થોડીવાર પછી અઘોરમયી છેડાવતી આંખો લૂછી બોલી: 'દુઃખ–શોકથી હું ગાંડી થઈ ગઈ છું, મા, હું સામાન્ય કંઈ બોલી એટલામાં તું ગુસ્સે શું કામ થઈ ગઈ?'

કિરણ સ્થિર ભાવે બોલી: દુઃખ–શોક તો તમને એકલાંને નથી, મા. અમે પણ માણસ છીએ એ ભૂલી જાઓ તો થોડું બોલવું ય પડે. નહિ તો ગમે તેટલું કહો ને, મને ગુસ્સો નથી થતો.'

અઘોરમયી આંખો લૂછતાં લૂછતાં બોલી: 'એ વાત શું હું નહિ જાણતી હોઉં, મા? જાણું છું. પણ મારાં તો એકે એકે બધાં જ ગયાં. હવે તો તું જ મારે બધું છે. તું તો મારે દીકરો–દીકરી જે કહો તે. હારાનના શોકમાં છાતી કઠણ રાખી શકીશ, તો તારું મોં જોઈને જ રતો.' એમ કહી ફરી છેડો આંખે દાબી રડવા લાગી!

પણ આ ઢોંગથી કિરણ છેતરાઈ નહિ. તે અંતરથી તો સળગી ઊઠી હતી પણ શાંત ભાવે બોલી: 'તમે તો શી રીતે છાતી કઠણ રાખી શકશો એ ય નક્કી કરી રાખ્યું છે. પણ હું શી રીતે છાતી કઠણ રાખી શકીશ, એનો તો તમે વિચાર જ કરતાં નથી, મા?' પણ એ ય પૂછી લઉં, કે આ બધી વાત અત્યારથી શું કરવા? જ્યારે સાચે જ છાતી કઠણ કરવાનો વખત આવશે ત્યારે કંઇ વખતની ખેંચ પડશે નહિ. એ વખત કંઈ એટલો ટૂંકો નહિ હોય મા, કે પહેલેથી નક્કી ન કરી રાખ્યું હોય તો સમયની ખેંચ પડે.'

વહુના શબ્દો મધુર ન હોવા છતાં એમાં કેટલો શ્લેષ હતો તે અઘોરમયીને ખબર પડી નહિ. એટલે બોલી: 'સમય આવવામાં હવે શું બાકી છે, મા. ઉપીન તે દિવસે ગોરા દાક્તર સાહેબને બોલાવી લાવ્યો હતો. એ પણ કંઈ આશા આપી ગયા નહિ. એટલે જ મને થાય છે વહુમા, કે ઉપીન જો એ વખતે ન આવી ચઢ્યો હોત, તો આપણી કેવી દુર્દશા થાત?'

વહુ મૂગી મૂગી સાંભળતી હતી, એ જોઈ જરા ઉત્સાહિત થઈ, અઘોરમયી આગળ બોલી: 'એને તો બચપણથી જ ઓળખું છું ખરીને! નવાખલીમાં એ બંને જણ સગા ભાઈની જેમ આવતા–જતા—ત્યારથી જ મને એ માસી કહેતો આવ્યો છે. મોટા માણસનો દીકરો, પોતે પણ નામ કાઢ્યું છે. દિવસે મને રડતી જોઈ બોલ્યો: 'માસી મા, મને હારાનદાનો નાનો ભાઈ જ ગણજો. એથી વધારે મારે કંઇ કહેવાનું નથી.' મેં કહ્યું: 'સાઈ, મને કોક તીરથે મૂકી આવ. જે થોડા દિવસ જીવીશ તેટલા દિવસ ગંગાસ્નાન કરતી કરતી મા ગંગાને ખોળે મારા હારાનની પાસે જઈ પહોંચીશ.'

અઘોરમયીથી વધારે બોલાયું નહિ એકદમ વ્યાકુળ બની રડી પડી. વહુ મૂગી બેઠી હતી, મૂગી જ રહી. થોડી વાર રડીને છાતીનો ભાર હલકો

ફરી, આંખો લૂછી, ભારે અવાજે અઘોરમયી બોલી: ‘રહી રહીને એ જ વાત યાદ આવે છે કે એ ન આવ્યો હોત તો! નીચે કોઈએ બૂમ મારી, વહુમા ?’

વહુ બોલી: ‘નીચે નોકરડી વાસણ ધૂએ છે. કોઇ આવશે તો બારણું ઉઘાડશે.’

સાસુ અસ્થિર બની બોલી: ‘ના, ના, વહુમા, તું જ જા. નોકરડી કામમાં હોય છે તો કંઈ જ સંભળાતી નથી.’

કિરણ કંઈ પણ ચિંતા વ્યક્ત કર્યા વિના બોલી: ‘મારે ય કામ છે મા, ખાવાનું તૈયાર—’

અઘોરમયી એકદમ સળગી ઊઠી: ‘ખાવાનું કંઇ નાસી જતું નથી! તું સમજતી કેમ નથી કંઈ? એ ના હોત તો—’

કિરણ ઊઠી ઊભી થઈ બોલી: ‘મારે સમજવાની પણ જરૂર નથી. આપણાં પોતાનાં સૌ કોઇ મરી પરવાર્યાં, તો યે આપણા દહાડા જાય છે, તો ઉપીન બાબુ નહિ હોય તો અટકી પડશે નહિ.’ એટલું બોલી તે રસોડા ભણી ચાલી ગઈ.

અઘોરમયી ઓરડામાં પાછી આવી નિર્જીવની જેમ પથારીમાં પડી. માંદા પુત્રની ખબર લેવા જેટલો પણ ઉત્સાહ તેનામાં રહ્યો ન હતો. ફરી ફરી તેને એ જ વિચાર આવવા લાગ્યો, કે ઉપીન કાલે આવ્યો ન હતો, આજે ય આવ્યો નહિ! સંભવિત-અસંભવિત અનેક કારણો શોધી જોયાં છતાં એ વાતનો તો તેને ખ્યાલ જ આવ્યો નહિ, કે ઉપીન કલકત્તાનો વાસી નથી. તેને બીજે ઘરબાર, આત્મીય સ્વજન છે. એટલે ત્યાં પણ ગયો હોય, એ સંભવિત છે.

વિચાર કરતાં કરતાં તેને એમ લાગ્યું કે ઉપીન ગુસ્સે તો નહિ થયો હોય? એ વિચાર ફરી ફરી મનમાં ઘોળાતાં તેનું અંતઃકરણ આશંકાથી ભરાઈ ગયું. અને વહુના થોડી વાર પહેલાંના આચરણની સાથે તેનો મેળ ખવડાવી જોતાં તેનો એ સંશય દૃઢ થયો—એમ જ. વહુએ જો એવું કંઈ—’

અઘોરમયી હવે વધારે સૂઈ રહી શકી નહિ. ઊઠી રસોડા ભણી ગઈ.

આ દરમિયાન ઉપેન્દ્ર ગામ પાછો ગયો હતો. સતીશ પણ પછી એક જ દિવસ ઉપેન્દ્રની સાથે હારાનને જોવા આવ્યો હતો. તે પોતાના જ

દુઃખમાં ડૂબેલો હતો. ઉપેન્દ્રે તેનો અન્યમનસ્ક ભાવ અને આ ઘરમાં આવવાની અનિચ્છા જાણી લીધા પછી તેને કદી સાથે બોલાવ્યો ન હતો. દવા વગેરેની વ્યવસ્થા તેણે એકલે હાથે જ કરી લીધી હતી. ફક્ત કલકત્તા છોડી ઘેર જવાને દિવસે જ સતીશને બોલાવી, કોઈ કોઈ વાર ખબર કાઢવા તથા કાગળ લખી જણાવવાનું કહી તે ચાલ્યો ગયો હતો. આજે સતીશ નિશાળેથી પાછો આવ્યો કે તેને ઉપેન્દ્રનો કાગળ મળ્યો. તેણે લખ્યું હતું: 'આશા રાખું છું કે તારું ભણવાગણવાનું બરાબર ચાલતું હશે—ઘણા દિવસથી હારાનદાના ખબર નથી એટલે ચિંતા થાય છે. જો કે જાણું છું કે ખબર આપવા જેવું કંઈ છે નહિ, એટલે તું આપતો નથી. પણ એમ છતાં તેમની દવા વગેરેનું કેમ ચાલે છે, તે લખી જણાવજે.'

સતીશની પીઠ પર જાણે કે ચાબુક પડી. તે એક પણ દિવસ ખબર કાઢવા ગયો ન હતો. આટલા દિવસમાં તો એ ઘરમાં શું નું શું થઈ ગયું હશે—વળી પોતાની જ ઉપર બધું છોડીને ઉપીનદા ઘેર ગયા હતા. તે એકદમ નીચે ઊતર્યો. બિહારી વાળુ લાવતો હતો. ધક્કો વાગતાં, હાથમાંની થાળી અને ગ્લાસ નીચે પડી ગયાં—સતીશે પાછું વળી જોયું પણ નહિ. રસ્તામાં એકાદ ખાલી ગાડી જોતાં ચડી બેઠો. અને જલદી હાંકવાનું કહી, રસ્તા ભણી સચિંત દૃષ્ટિએ જોઈ રહ્યો. એને બીક હતી કે કદાચ ગલી ઓળખી નહિ શકાય ને આગળ ચાલ્યા જવાશે. વીસેક મિનિટ બાદ તેણે ગાડીમાંથી ઊતરી નાની ગલીમાં પ્રવેશ કર્યો. સૂર્ય હજી અસ્ત થયો નહોતો. પગ નીચેની ગટર અને ચાલવાનો રસ્તો, તથા માથા ઉપરનું આકાશ અને અજવાળું હજી અંધારે એકાકાર થયું નહોતું. જલદી જલદી તેર નંબરના ઘર આગળ પહોંચતાં જ તેનું બારણું ખૂલી ગયું.—જાણે કોઈ તેની જ રાહ જોઈ રહ્યું હતું. સતીશની છાતી ધડકી ઊઠી, એકદમ અંદર જવા તેનો પગ ઊપડ્યો નહિ.

બારણા પાસે જ કિરણમયી ઊભી હતી. તેણે તેનું હસતું મોં જરા બહાર કાઢી, અત્યંત આદરપૂર્વક કહ્યું: 'આવો ઠાકુરપો, ઊભા રહ્યા કંઈ!'

વળી પાછું પેલું 'ઠાકુરપો!' શરમથી સતીશનું મોં લાલ થઈ ગયું. પરંતુ જરા સ્વસ્થ થઈ નમ્રતાથી તે બોલ્યો: 'હજી તમે મને માફી આપી નથી લાગતી'

કિરણમયી બોલી: 'ના, તમારે માફી ક્યાં જોઈએ છે તે? માગ્યા

પહેલાં માથે પડી આપીએ, તો સ્વમાની માણસનું અપમાન કર્યું કહેવાય. અને એવી અપમાન કરવા જેવી સસ્તી ચીજ તો તમે નથી, ઠાકુરપો.'

તેના આ પ્રસન્ન શબ્દોમાં પણ એવું એક ઊંડું કારુણ્ય સ્પષ્ટપણે તરી આવ્યું કે સતીશે મોં નીચું કરી, મૃદુ કંઠે કહ્યું: 'મારી તો એવી કંઇ જ કિંમત નથી, ભાભી! મારું કંઇ જ અપમાન થવાનું નથી—મને માફ કરો.'

કિરણમયી જરાક હસીને બોલી: 'એવી ચીજો ઘણી છે ઠાકુરપો, જેને માફી આપતાં તે નષ્ટ થઈ જાય છે. પણ જો આજે તમને ક્ષમા કરવા જતાં 'સતીશબાબુ' કહી બોલાવવા પડે, તો તો ઠાકુરપો. એવી ક્ષમા તમને નહિ મળે. તમને પકડી રાખવાની જે એકમાત્ર સાંકળ તમે પોતે મારા હાથમાં લાવી મૂકી છે એ—હવે મીઠા શબ્દોથી ભોળવીને પાછી લઇ શકો એટલી મૂઢ આ વહુ-ઠાકરુન નથી.' એટલું બોલી તેણે વિશિષ્ટ રીતે ડોક વાંકી કરી.

પરંતુ સતીશ ચમકી પડ્યો. આ સાંકળની ઉપમા તેને ગમી નહિ. ઉલટું એકાએક તેને લાગ્યું કે તેના અસાવધાનપણાનો લાભ લઇને આ સ્ત્રી જાણે સાચેસાચ જ કશાની મજબૂત સાંકળ તેના પગે જડી રહી છે. અને એ ખ્યાલે એક ક્ષણમાં જ તેની સમસ્ત બુદ્ધિશક્તિ આત્મરક્ષણાર્થે તૈયાર થઈ ગઈ. ઘરમાં પ્રવેશ કરતી વખતે તેની નજરે જે દૃષ્ટિ કર્તવ્ય-ત્રુટિના તિરસ્કારથી કુંઠિત તથા લજ્જાથી વિનમ્ર દેખાઈ હતી, તે આઘાત પામીને સંદિગ્ધ અને તીવ્ર બની ગઇ!

કિરણમયી બોલી: 'પણ તમારું મોં સૂકાઈ ગયેલું છે. ઠાકુરપો, હજી વાળુપાણી કર્યાં જ નથી લાગતાં. આવો ઉપર આવો. કંઈ ખાઓ, ચાલો.'

સતીશે કંઈ પણ બોલ્યા વિના આમંત્રણ સ્વીકાર્યું અને આ બધા રહસ્ય કૌતુકમાં સાચેસાચ કેટલું રહસ્ય હતું, સંશયપૂર્વક તેનો વિચાર કરતો તે આ રહસ્યમયી રમણીની પાછળ પાછળ ચાલ્યો.

ઉપર પહોંચતા પાછળ જોઈ વહુ બોલી: 'આજે મા દાસીને લઈ માતાએ ગયાં છે. રસોડામાં બેસી તમે મને પૂરીઓ વણી આપજો, હું તળી દઈશ—કેમ, કરશો ને?' એમ બોલી તે હસી પડી. તમે ના નહિ કહો, એ તો તમારા મોઢા ઉપરથી જ જણાય છે—ચાલો.'

સતીશે અંતરની ગડમથલ અટકાવી ડાહ્યા માણસની જેમ પૂછ્યું: ‘પૂરીઓ વણતાં આવડે છે એવું પણ મારા મોઢા ઉપર લખેલું છે શું, વહુ–ઠાકુરન?’

કિરણમયી બોલી: ‘લખેલું વાંચતાં આવડવું જોઈએ, ઠાકુરપો. પેલી રાતે મારા મોં પર શું કંઇ લખેલું હતું—છતાં તમે વાંચ્યું હતું?’

સતીશે નીચું જોયું. રસોડામાં જઇ પહેલાં તો આવી ધમાલ કરી અને પછી બંનેએ મળી ખાવાનું તૈયાર કર્યું ત્યાં સુધીમાં આ સંઘર્ષનો ઉત્તાપ ખૂબ શીતલ થઇ ગયો હતો. એ વખતે કિરણમયીએ પૂછ્યું: ‘તમારે વિષે તમારા ઉપીનદાને મોઢે ઘણું સાંભળ્યું છે. વારુ, ઠાકુરપો, તેઓ હવે અહીં નથી? ઘેર પાછા ગયા છે?’

સતીશે હા કહેતાં કિરણમયી બોલી: ‘હું જાણું છું, એ અહીં નથી. પણ માને વિશ્વાસ પડતો નથી. મા કહે છે કે એમને કહ્યા વિના ઉપેનબાબુ કદી જ જાય નહિ—એમને એકાએક જવું પડ્યું શું?’

સતીશને એવી કંઇ ખબર ન હતી. આજલગીમાં આ બે મિત્રો વચ્ચે આ લોકો સંબંધી જે કાંઈ અપ્રિય વાતચીત થઇ હતી એ પણ કહેવાય એમ ન હતું— એટલે સતીશ મૂંગો જ રહ્યો. ઉપીનદા કહ્યા કર્યા વિના કેમ જતા રહ્યા તેનું કારણ તે કેમે કલ્પી શક્યો નહિ.

પરંતુ કિરણમયીએ વાત દબાવા દીધી નહિ. તેણે કહ્યું: ‘તમારા દાદાએ એ ઠીક તો નથી કર્યું, ઠાકુરપો; કહીને ગયા હોત તો કોઇ એમને બાંધી રાખત નહિ બીજું કંઇ નહિ તો મા આમ ચિંતા તો કરત નહિ! હું કોઇ રીતે એમને સમજાવી શકતી નથી કે ઉપેન બાબુ હમેશાં આ દેશમાં રહેતા નથી. બીજે એમનાં ઘરબાર છે કામકાજ પણ છે—એ બધું છોડી માણસ ક્યાં લગી બીજાના કમનસીબ પાછળ હેરાન થયા કરે? પણ ઘરડા માણસને એવી દલીલ શાની ગળે ઊતરે?—એ લોકો તો પોતાના સ્વાર્થની પેલે પાર દુનિયામાં બીજું કાંઈ જોઈ જ શકતાં નથી.’

સતીશ આનો બરાબર જવાબ આપ્યા વિના બોલ્યો: ઉપીનદા આટલા દિવસ અહીં રોકાયા એ જ નવાઈ છે. ક્યાં ય વધારે દિવસ રોકાવાનો એમનો સ્વભાવ નથી. અને પરણ્યા પછી તો ક્યાં યે એમને એકાદ રાત રોકાતાં ય ભારે પડી જાય છે. પહેલાં તો બધી બાબતમાં એ અમારા આગેવાન હતા. હવે તો એક પછી એક બધું છોડી, ઘરનો ખૂણો જ સંભાળ્યો

છે—કોર્ટમાં ગયા વિના ચાલે જ નહિ, એટલે નછૂટકે જરાક જઈ આવે છે. આ જુઓને—'

વહુ વચમાં બોલી ઊઠી: 'રહો, ઠાકુરપો, તમને જમવાની જગા કરી આપી બેસું. તમે જમતાં જમતાં વાત કરજો, એ ઠીક પડશે.' એમ બોલી આસન પાથરી, થાળીમાં સફાઈપૂર્વક ખાવાનુ પીરસી કરી, પાસે આવી બેઠી.

સતીશ પૂરીનો ટુકડો મોંમાં મૂકી બોલ્યો: 'લગનની વાત કરતો હતો, વહુ ઠાકરુન, ઉપીનદા એમ તો એક જબરા ગોર જેવા છે. કંઈ કેટલા ય લોકોને એમણે પરણાવી આપ્યા છે. અમારી ટોળીમાંના એક છોકરાનું લગન હતું. ઉપીનદાએ છેક ગોરપક્ષથી માંડી બધી ગોઠવણ પોતાને હાથે કરી હતી. પણ લગનની રાતે દાદાની હાજરી જ નહિ. નાની વહુનું શરીર સારું નથી, કહી ઘરમાંથી બહાર જ નીકળ્યા નહિ. અમે બધાએ મળીને, ઓહ—કંઈ કેટલી વિનતિ કરી, બૌઠાકરુન, પણ બધું નકામું! પથ્થરના દેવ હોત તો એટલાથી અમને વરદાન આપ્યું હોત. પણ ઉપીનદાને પ્રસન્ન કરી શકાયા નહિ 'મને ઠીક છે' કહી નાનાં વહુએ જાતે એમને વીનવ્યા ત્યારે કહે કે તારું સુખદુઃખ સમજવાનો ભાર મારે માથે છે તારે પોતાને માથે નહિ. તું બોલીશ નહિ.'

કિરણમયીએ થોડીવાર તેનાં મોં ભણી જોઈ પૂછ્યુ: 'વારુ ઠાકુરપો, તમારા ઉપીનદા શું નાની વહુ ઉપર બહુ જ વહાલ રાખે છે?'

સતીશ તરત જ બોલ્યો: 'ઓહ, બેશુમાર.'

કિરણમયી ફરી થોડો વાર શાંત રહી બોલી: 'નાની વહુ દેખાવે કેવી છે, ઠાકુરપો? બહુ રૂપાળી છે?'

'હા, ખૂબ જ.'

કિરણમયી મૃદુ હાસ્ય કરી બોલી: 'મારા જેવી?'

સતીશ નીચું જોઈ રહ્યો. થોડીવાર પછી કંઈક વિચાર કરી ઊંચું જોઈ તેણે પૂછ્યું: 'તમારે ખરેખર એ જાણવું છે?'

'ખરેખર જ તો!'

'જુઓ, મારા અભિપ્રાયની બહુ કિંમત નથી, પણ જો કંઈ હોય, તો આ હું કહું છું કે તમારા જેટલું રૂપ આ ધરતી ઉપર બીજે ક્યાં ય નહિ હોય.'

કિરણમયી કંઈક જવાબ આપવા જતી હતી, પણ એટલામાં નીચેથી કંઈ બૂમો સંભળાતાં તે ઊભી થઈ ગઈ. મા માતાએથી પાછાં આવ્યાં હતાં.

સતીશ નાસ્તો પૂરો કરી બહાર નીકળ્યો કે સામે જ અઘોરમયીનાં દર્શન થયાં! તેણે તેના મોં સામે જોઈ વહુને પૂછ્યું: 'આ તો ઉપીનનો ભાઈ ને, વહુમા? ઉપીન ક્યાં છે?'

કિરણમયી બોલી: 'એ તો એમને ગામ પાછા ગયા.'

અઘોરમયી ટૂંકામાં 'ઠીક' બોલી તેના સિંદૂર અને ચંદનની અર્ચા કરેલું મુખ નિસ્તેજ કરી પોતાના માંદા દીકરાના ખંડમાં ચાલી ગઈ.

સતીશ બોલ્યો: 'હું જાઉં હવે, વહુ ઠાકરુન.'

કિરણમયી અન્યમનસ્ક ભાવે બોલી: 'આવજો.'

સતીશ એક–બે ડગલાં પાછો આવી બોલ્યો: 'ઉપીનદાનો કાગળ આવ્યો છે. પુછાવ્યું છે, કે હારાનદાની દવાનું કેમ ચાલે છે?'

કિરણમયી બોલી: 'દવાદારૂ બંધ કર્યાં છે. જે દાક્તર હતો, એને દેખાડવાની ના પાડી ગયા છે, પણ કોને દેખાડવું એ ય કહેતા ગયા નથી.'

સતીશ આશ્ચર્ય પામી બોલ્યો: 'આ શું! દવા છેક જ બંધ કરી બેઠાં છો?—આ કેવી વ્યવસ્થા?'

'વ્યવસ્થા તો કર્યા વિના એ ચાલ્યા ગયા છે. અમને તો એમ હતું—એક વાર એ એમ કહેતા ગયા હતા કે સતીશ અહીં છે, એ બધી વ્યવસ્થા કરી આપશે—અને તમે તો આવતા ન હતા, ઠાકુરપો?'

સતીશ થોડીવાર અવાક્ બની ઊભો રહ્યો. પછી બોલ્યો: 'કાલે જ સવારે હું આવીશ.' અને એટલું બોલી તે ચાલ્યો ગયો.

સતીશ ચાલ્યો ગયા પછી કિરણે સ્વામીના ખંડનું બારણું ખોલી જરાક જોયું તો તે એક મોટા તકિયાને અઢેલી બેઠા બેઠા માની સાથે ધીમે ધીમે વાત કરતા હતા. તેમને આજે પણ સાંજે તાવ આવ્યો ન હતો, એટલા સમાચાર જાણી તે ચુપચાપ પાછી આવી અને બહાર અંધારે અંધારે શાંત બેસી રહી.

અત્યંત મમતાપૂર્વક તે એકનીએક વાત મનમાં રમાડ્યા કરતી હતી. આજે સતીશને મોઢે ઉપેન્દ્રનો ઇતિહાસ સાંભળી તેનું હૃદય અત્યંત માધુ-

યથી ભરાઈ ગયું હતું. અને એથી જ એની સામે જે કંઈ આવી પડતું તે બધું તેને અવર્ણનીય રસથી તરબોળ કરી નાખતું હતું.

## [ ૧૩ ]

34739

તે રાતે સતીશ ચાલ્યો ગયો, પછી ઘણી વાર સુધી કિરણમયી અંધારા વરંડામાં ચુપચાપ બેસી રહી. આખરે થાકીને ઊઠી રસોડામાં ગઈ અને રસોઈ ઢાંકી આવી પાછી સ્તબ્ધ બની બેસી રહી.

આજે સતીશ તેના હૃદયની અંદર અજાણે એક રંગભૂમિ સર્જી ગયો હતો, અને સુરબાલા વગેરે અપરિચિત નરનારીનું ટોળું લાવીને કોઇ એક અદ્‌ભુત નાટકના અસ્પષ્ટ અભિનયને શરૂ કરી સરકી ગયો હતો. કિરણમયી નિર્જન ખંડની અંદર એકલી બેઠી બેઠી આ રંગભૂમિનો સ્પષ્ટ ખ્યાલ કરવા માટે અત્યંત ઉત્સુક બની હતી. બીજી કોઇ અગમ્ય શંકાથી તેના હાથ, પગ, આંખો એકદમ ભારે થઈ ગયાં હતાં. એને જાણે અંધારી રાતનાં ભયંકર ભૂતો કોઇ આમ તો કોઈ તેમ, ખેંચી રહ્યાં હતાં. આમ ને આમ વિચિત્ર સ્વપ્નજાળની અંદર તે અત્યંત ડઘાઈ ગયેલી સ્થિતિમાં હતી, તેવામાં કોઈકનાં પગલાંના અવાજથી તે ચમકી પડી. અને જોયું તો બારણામાં દાક્તર અનંગમોહન આવી ઊભા હતા.

કિરણમયી માથાનો છેડો જરા વધારે ખેંચી લઇ ઊભી થઇ ગઈ. દાક્તરે એ જોઈને ભવાં ચઢાવ્યાં.

આજ પહેલાં, આ જ દાક્તર, બરાબર આ જ ઠેકાણે ઘણીવાર આવ્યા હતા, અને કમલમુખીના પોયણા જેવા હાથની રસોઈ ચાખવાના લોભે અતિથિ બનીને આવવાનું પોતાનું મન તેમણે અનેક વખત જાહેર કર્યું હતું—એ જની મશ્કરી પાછી તાજી થશે, એવી કલ્પના કરતાં જ કિરણમયીનું મન ખાટું થઇ ગયું. તે કઠોર બનીને એ પ્રસંગની રાહ જોતી ઊભી રહી.

પરંતુ દાક્તરે મજાક કરી નહિ. ક્રુદ્ધ ગંભીર મુખ રાખી થોડીવાર ઊભા રહ્યા. પછી બોલ્યા : 'દસ–બાર દહાડા બહારગામ હતો, એટલે

હારાનબાબુની મને ખૂબ ચિંતા થતી હતી. પણ અહીં આવીને જોઉં છું, તો ચિંતાનું કંઇ જ કારણ નહોતું.'

કિરણમયી માથું ધુણાવી બોલી: 'હા, એમને સારું જ છે.'

'સારું હોય એટલે બસ. હવે મારી જરૂર નથી, ખરું ને?'

કિરણમયી તેના જવાબમાં માથું ધુણાવી બોલી: 'ના.'

દાક્તરે કહ્યું: 'તમારે મન જરૂર નહિ હોય પણ મારે મન જરૂર હજી ઊભી છે. એટલું કહેવા સારુ જ હું આટલે આવ્યો છું.'

કિરણમયી ઊંચું જોયા વિના જ ધીમેથી બોલી: 'ભલે તો મા હજી જાગે છે. એમને જઇને કહો. મને કહેવું નકામું છે.'

દાક્તરે અત્યંત ભીષણ ચાળો કરી ફરી કહ્યું: 'હું એમની પાસેથી જ આવું છું. એમણે પણ કહ્યું કે હવે જરૂર નથી. જરૂર નથી એ તો હું ય જાણું છું. પણ દાક્તરને વિદાય કરવો, એ એક કઠિન બાબત છે. એ ભૂલી ગયે નહિ ચાલે.'

કિરણમયી ચુપ રહી.

દાક્તર કટાક્ષ કરી બોલવા લાગ્યા: 'આજે પાંચ–છ મહિના પછી જવાબદારી બધી તું લે, કે તારી સાસુ લે. એ તમે સમજો. પણ જાઓ કહેવાથી દાક્તર કંઈ જાય નહિ, કિરણ.'

દાક્તરના મોઢામાંથી પોતાનું નામ બહાર આવતાં જાણે કિરણની છાતીમાં તીર ભોંકાયું. એ એટલી તો કંપી ઊઠી કે આ આછા પ્રકાશમાં પણ દાક્તર તે જોઈ શક્યા.

કિરણમયીએ મૃદુ કંઠે પૂછ્યું: 'આપને શું જોઇએ, પૈસા?'

દાક્તર હસવાનો ડોળ કરી બોલ્યા: 'આપ—શું કરવા, કિરણ? અત્યારે કોઈ હાજર નથી. 'તું—તમે' કહેશે, તો ય કંઇ વાંધો આવવાનો નથી. પણ આટલા દિવસ હું કઇ આશાએ રહ્યો હતો, કહે જોઉં? પૈસાની?'

ફરી કિરણમયીને અંગે કાંટા ભોંકાયા.

દાક્તર બોલ્યા: 'પૈસા નથી જ જોઇતા એમ કહેવું તો અઘરું છે. અત્યારે તારે એની ખોટ નથી, તો ભલે પૈસા આપીને વિદાય કર. હું એ રીતે છેતરાવા તૈયાર નથી. પરતુ તું આટલે દિવસે મારા મનની વાત સમજી ગઈ એટલા માટે તને ધન્યવાદ તો આપું જ છું. આજે હવે વધારે હેરાન નહિ કરું. કાલે ફરી આવું તો વાંધો નથી ને?'

આ માણસ અંતરમાં કેવો બળતો હતો અને આ બધું વર્તન એની જ ઊની રાખ સમાન હતું. કિરણમયી એ બધું જાણતી હતી. તેણે શાંત દૃઢ સ્વરે ઊંચું જોઈ કહ્યું: 'ના. આપ જરા ઊભા રહો, હું હમણાં જ લાવી દઉં છું.' એમ બોલીને પાસેનું બારણું ખોલી તે ઉતાવળે પગલે ચાલી ગઈ.

દાક્તરને શંકા તો પડી. કિરણને એ ઓળખતા હતા. એ ક્યાં, શું લેવા ગઈ હતી, અને આટલી મોડી રાતે શીની શી ધાંધલ કરીને ક્યાંની વાત ક્યાં પહોંચાડશે, એની કલ્પના કરતાં જ તે ઠંડા પડી ગયા. કિરણ આઘાત પામીને ચાલી ગઈ હતી, પાછી આવીને તે સામો ઘા મારશે જ મારશે, એવા કોક નિષ્ઠુર બદલાની કલ્પના કરી, અનંગમોહન સ્તબ્ધ બની ગયા.

પાછાં આવતાં કિરણમયીને વાર લાગી નહિ. તેણે ચુપચાપ, નીચે મોંએ, છેડામાં બાંધેલાં કેટલાંક ઘરેણાં દાક્તરના પગ આગળ પાથરી દીધાં, અને ધીમેથી બોલી: 'આ લો આપ. આપનું લેણું કેટલું છે એનો હિસાબ આટલે વખતે કરવો નકામો છે. એટલો વખત પણ મને નથી, એટલી ધીરજ પણ નથી. જે કંઈ મારી પાસે હતું તે બધું આપને આપી દઉં છું. આટલું લઈને ય મને છૂટી કરો. આપ જાઓ.'

દાક્તર ફિક્કે મોઢે ચુપચાપ ઊભા રહ્યા.

કિરણ બોલી: 'રાહ કોની જુઓ છો? વિશ્વાસ રાખો. આથી વધારે મારી પાસે નથી. જે કાંઈ હતું તે બધું આપી દીધું છે. રાત થઈ ગઈ છે, આપ પધારો.'

દાક્તર ભયપૂર્વક બોલ્યા: 'મેં તો તારાં ઘરેણાં માગ્યાં નહોતાં, મારે તો પૈસા જોઈએ છે માત્ર. તે પણ—'

કિરણ અત્યંત અસહિષ્ણુ બની બોલી ઊઠી: 'ઘરેણાં એટલે પૈસા જ, એટલું સમજવા જેટલી ઉંમર તો તમારી થઈ છે. નકામાં બહાનાં કાઢી શું કામ મોડું કરો છો?'

દાક્તર જોરપૂર્વક માથું ધુણાવી બોલ્યા: 'ના, હું કદી ય આ ઘરેણાંને તો અડવાનો નથી જ.'

કિરણમયી થોડે દૂર બેઠી હતી. તે એકદમ વિદ્યુત વેગે ઊભી થઈ જઈ બોલી: 'શું કામ અડવાના નથી? તમે દયા કોના ઉપર કરો છો?

તમને જે હું આપી ચૂકી છું તે કેમે કરી હું પાછી લેવાની નથી, એ વાત નક્કી જાણજો.' થોડી વાર શાંત રહી પાછી બોલી: 'તમે નહિ લો તો હું મારા સ્વામીનું અમંગળ થવા દઈશ નહિ.' એમ બોલી ઘરેણાં પગ વડે જરા આઘાં ઠેલીને બોલી: 'લો, લઈ લો બધાં.'

આ શબ્દો એટલા બધા કઠોર હતા, કે હતબુદ્ધિ અનંગમોહને નીચા વળીને બધાં ઘરેણાં લઈ લીધાં.

કિરણમયી થોડીવાર તેના ભણી જોઈ રહી. પોતાની ઉગ્રતાને શાંત કરી, અનહદ ઘૃણાપૂર્વક બોલી: 'લઈ જાઓ. આ બધું મારા ઘરમાં હશે ત્યાં લગી મને ખાવું ભાવશે નહિ, ઊંઘ આવશે નહિ.'

દાક્તર ઘરેણાં લઈ ઊભા રહ્યા. કિરણમયીએ અધીરી બની કહ્યું: 'રાત ખૂબ થઇ ગઈ છે.'

દાક્તરે કહ્યું: 'હું તો જાઉં છું. પણ તું ખોટું કરે છે. આ ઘરેણાં કંઇ મેં આપેલાં નથી. બધાં તારાં પોતાનાં જ છે. તો ય હું ન લઈ જાઉં તો તું ગરીબગુરબાંને વહેંચી નાખવાનું શા માટે કહે છે, તે મારાથી સમજાતું જ નથી. મને માફ કર, કિરણ.'

કિરણ દાક્તરને ધમકાવી નાખતી બોલી: 'પાછું મારું નામ લીધું! હા, એ ઘરેણાં મારાં પોતાનાં જ છે. એ વાત સાચી, પણ એને જ લોભે તો મેં તમારી મદદ લીધી હતી—પણ રાત બહુ વીતી ગઈ છે, દાક્તર બાબુ.'

દાકતરે પોતાનું છાપેલું કાર્ડ ખિસ્સામાંથી કાઢી કહ્યું: 'આ મારું ઘરનું ઠેકાણું—'

'લાવો' બોલી કિરણમયીએ હાથ લંબાવી કાર્ડ લીધું, અને પાછી ફરી બળતી સગડીમાં નાખી દઇ બોલી: 'હવે મારે એની જરૂર પડશે નહિ. આપે હમણાં જ ક્ષમા માગી હતી ને? આપને પૂરેપૂરી ક્ષમા આપવા માટે જ આપનું તમામ ઋણ, સમસ્ત સંબંધ ખલાસ કરી નાખ્યો. જતી વખતે એટલું જ કહેતા જાઓ કે મને કોઇ દિવસ યાદ નહિ કરો.'

આટલું બોલી, કશા સવાલ-જવાબની અપેક્ષા રાખ્યા સિવાય અવાજ કરી બારણું બંધ કરી દઈ કિરણમયી રસોડામાં પોતાની જગ્યાએ જઇ બેઠી.

બહાર દાક્તરનાં પગલાં જ્યારે સંભળાતાં બંધ થયાં ત્યારે તેણે દીર્ઘ

નિઃશ્વાસ નાખી સગડી ભણી જોયું, તો અંગારા લગભગ બુઝાવા આવ્યા હતા. ફૂંક મારી, દેવતા સળગાવી ફરી તેણે ઊંડો નિસાસો નાખ્યો અને ચૂપ બેસી રહી.

તરસથી ગળું સુકાતું હતું, પણ તે ઊઠી શકી નહિ. તેના મનમાં થવા લાગ્યું કે બહારના અંધારામાં કોઈ ભયંકર ભૂતાવળ જાણે હાથ લંબાવીને તેની જ રાહ જોતી ઊભી છે. કિરણના હૃદયમાં એટલી બધી અશાંતિ ફેલાઈ ગઈ કે તેણે બંને હાથે છાતીને જોરથી દબાવી રાખી. આ વારંવાર વિદાય આપવાનો હવે અંત લાવવો પડશે, એમ તે ચોક્કસ જાણતી હતી. કેમકે આ અંતરવેલે તેના સમસ્ત દેહ ઉપર વિસ્તરીને તેણે તેને સંપૂર્ણપણે ઢાંકી નાખી હતી. એ વાત જેમ જેમ તે મનમાં યાદ કરતી હતી તેમ તેમ તેનું મન તીખું ને કડવું બની જતું હતું. તેમ છતાં આ બીભત્સ પાશ-બંધનમાંથી પોતાની જાતને છોડાવવા જેટલી શક્તિ તેને પોતાની અંદર શોધી જડતી ન હતી.

આટલા દિવસ એમ ને એમ વહી ગયા હતા—આટલા દિવસ તેણે સહન કર્યા કર્યું હતું, અને કંઈ જ કરી શકી ન હતી, આવડું મોટું સખત કામ આજે આટલી સરળ રીતે પતી ગયું, તેનો કિરણમયી શાંતિપૂર્વક હૃદયમાં અનુભવ કરતી હતી. પોતાની ગરજે જે પાપ તે ઘેર બોલાવી લાવી હતી, તે આજે 'જાઓ' કહેતાં ચાલ્યું ગયું હતું. આવી અસંભવિત વાત આજે કેવી રીતે બની ગઈ હતી! માનભિક્ષા, રડારડ, વિયોગની મર્મસ્પર્શી કાકલૂદી-વિનતી વગેરે વિયોગ-પ્રસંગની આવશ્યકતાઓ જે તેને આજ લગી હરહમેશ શૂળની જેમ વીંધતી હતી, તે તો હજી બાકી જ રહી ગઈ હતી. અને તે એક જ દિવસને માટે નહિ, પરંતુ સદાયને માટે નિઃશેષ બની ગઈ હતી.

એકાએક બારણું ઊઘડવાના અવાજથી કિરણે ચોંકી ઊઠી સામે જોયું તો દાસી બોલતી હતીઃ 'સગડી તો ઠરી ગઈ છે મા, રાત પણ ઓછી ગઈ નથી.'

કિરણમયીએ જલદી ઊભી થઈ દાસીને કાનમાં પૂછ્યુંઃ 'દાક્તર ગયા કે છે?'

'એમને ગયે તો બે કલાક થયા.' હાથમાંનો દીવો જરા તેજ કરીને દાસી બોલીઃ 'પણ તમને કહું છું, વહુમા—'

એકાએક તેની જીભ તાળવે ચોંટી ગઈ. દીવો ઊંચો કરી દાસી બિલકુલ આભૂષણ વિનાની વહુને માથેથી તે પગ સુધી જોઈ રહી. જમીન ઉપર ધબ થઈને દીવો પછાડતી, પોતે બેસી પડી બોલી: 'આ શું વહુમા?'

# [ ૧૪ ]

હારાનનો જીવન-મરણનો સંગ્રામ ધીમે ધીમે એક કરુણ નાટક જેવો બની ગયો હતો. ભૂખ્યા સાપની જેમ મૃત્યુ તેને જેમ જેમ ઓહિયાં કરી જવા પોતા ભણી ખેંચતું હતું તેમ તેમ તે દેડકાની જેમ સાપના બે જડબાંને જકડી રાખીને ભારે કુશળતાપૂર્વક દિવસો ઉપર દિવસો મૃત્યુને પાછું ઠેલતો હતો અને જાણે એમ જ લાગતું હતું કે એનો અશેષ પ્રાણ કદી પણ કેમે કર્યો પૂરો થવાનો જ નથી.

હારાનની આ સ્થિતિમાં સતીશ મદદ કરવા આવ્યો હતો. પરંતુ કિરણમયીની સ્વામીસેવા જોઈને તે દિગ્મૂઢ બની ગયો. તેણે અનેક માણસોને બીજાની સેવા કરતા જોયા હતા; સ્ત્રીને માટે તેના પતિથી અધિક બીજું કશું જ નથી એ પણ તે જાણતો હતો, તેમ છતાં, કોઈ પણ માનવી પરિણામની પૂરી ખબર હોવા છતાં આટલી સેવા, આટલી ઢોર જેટલી મહેનત કરી શકે એની એ કલ્પના જ કરી શકતો ન હતો.

કેટલી અદ્‌ભૂત સેવા! હરહમેશ—રાતોની રાતો સુધી એકધારી રીતે પથારી પાસે અથાગ પરિશ્રમ! અને તેમ છતાં મોં પર થાક કે કંટાળાનું ચિહ્ન સુધ્ધાં નહિ! મોં જોઈ એમ લાગે જ નહિ કે એના માથા ઉપર ભયંકર આપત્તિ ઝૂકી રહી હશે.

સતીશ આ વહુ ઠાકરુનને પોતાની સગી બહેનની જેમ ચાહતો હતો. આ અથાગ, લેશમાત્ર ઉદ્વેગ વિનાની પતિસેવા જોઈ તેના દિલમાં અતિશય દુ:ખ થતું હતું કેમકે તે જોતો હતો કે, ગમે તે કારણે પણ કિરણમયીના દિલમાં પોતાનો સ્વામી બચી જશે એવી જુઠ્ઠી આશા જન્મી છે. આને લીધે છેવટે આશા ફોગટ નીવડતાં તેને કેટલો ભયંકર આઘાત થશે એની કલ્પના કરીને તે પોતે જ વ્યાકુળ થતો હતો. અને એ અપ્રિય સત્ય કિ

આગળ કેવી રીતે વ્યક્ત કરી શકાય એની તેને દરેક ક્ષણે ચિંતા થતી હતી.

એક દિવસ એવો પણ હતો, જ્યારે સતીશ ભારે વિશ્વાસપૂર્વક માનતો હતો કે પોતે ઘણો બુદ્ધિમાન છે; માણસોનો સ્વભાવ પારખવામાં એક્કો છે. પરંતુ સાવિત્રીને હાથે થપ્પડ ખાધા પછી એનો એ ગર્વ ઓગળી ગયો હતો. સાવિત્રી તેને છોડીને વિપિન પાસે ચાલી ગઈ, એ પણ જો આ દુનિયામાં સંભવિત હોય તો પછી લોકમાનસ જાણવા વિષેનો તેનો દાવો નકામો હતો. માણસના મનમાં શું છે ને શું નથી, એ જાણી લેવાની શક્તિ માટે ભલે બીજું કોઈ બડાઈ કરે, પણ સતીશ તો હવે નહિ જ કરી શકે. એવી બડાશની પાછલી વાત યાદ કરતાં જ તેની શરમ અને પશ્ચાતાપનો પાર રહેતો નહિ. એ જ બુદ્ધિના ગર્વ ઉપર તો તેણે આ કિરણમયીને વિષે કંઇ કેટલું માની લીધું હતું, અને ઉપીનદાને તે શિખામણ પણ આપી ચૂક્યો હતો.

આજે સવારે સતીશે એ ઘરમાં પગ મૂકતાં જ જોયું તો કિરણમયી અત્યંત પ્રસન્ન, શાંત, ઉજ્જવલ મુખે ગૃહકાર્ય કરી રહી હતી. બે-ત્રણ દિવસથી સાસુ માંદી હતી. ગઈ રાતે તાવ ચઢ્યો હતો એથી આજે તે પથારીમાંથી ઊઠી જ ન હતી.

કિરણમયીના મોં પરથી કદી કશું સમજાતું ન હોઈ હમેશાં બધું પૂછીને જાણવું પડતું હતું. આજે પૂછવા માંડતાં જ તેણે કામમાંથી ઊંચું જોઈ, થોડીવાર ટગી રહી કહ્યું: 'ઠાકુરપો, હવે મોડું કરવાનો અર્થ નથી. તમારા દાદાને એકવાર આવી જવા લખી નાખો.'

સતીશે ગભરાઈ જઇને પૂછ્યું: 'શા માટે, બૌદાન?'

કિરણમયીના મુખ ઉપરથી શરદ ઋતુનું નાનું વાદળું જાણે પસાર થઈ ગયું! જેને આ મુખનો વિશેષ પરિચય ન હોય તેને તો આ ક્ષણિક છાયા નજરે પડે જ નહિ. તે નિસાસો નાખી બોલી: 'હવે દુ:ખનો છેડો આવી ગયો લાગે છે. તમે તાર કરી દો.'

સતીશ થોડી વાર મૂગો જોઇ રહી બોલ્યો: 'એની મને ખબર હતી, બૌદાન, પણ રખેને તમે ગભરાઈ જાઓ એટલે હું કહેવાની હિંમત કરતો ન હતો.'

કિરણમયી સહજભાવે બોલી: 'ગભરાવાનું તો ખરું જ તો, ઠાકુરપો!

પરમ દિવસે એમનો શ્વાસ ખૂબ ચઢી ગયો હતો. કાલે રાતે એથી ય વધારે ચઢ્યો હતો. હવે એ વધતો જવાનો— એટલે જ એકવાર એમને બોલાવવાનું કહું છું.'

સતીશને આ કશી ખબર ન હતી. તે ચોંકી પડીને બોલ્યો: 'હેં, મને તો કંઇ ખબર પડી નહિ. તમે પણ કહેતાં નથી !'

કિરણમયીએ કહ્યું: 'એટલો ધીમે ધીમે ચઢે છે કે બીજાને ખબર પડે એમ નથી. જો કે આજે ખાસ ભય જેવું નથી. પણ એક મુશ્કેલીમાં બીજી—કાલથી માનો તાવ પણ વિફર્યો છે. હજી હમણાં ૭૪ જોયો તો પુષ્કળ તાવ છે—વચમાં વચમાં ગમે તેમ બકે પણ છે.' એમ બોલી તે જરાક હસી. પણ એ હાસ્ય જોતાં જ માણસ રડી પડે, એવું એ હતું !

સતીશની આંખોમાં પાણી આવ્યાં. તેણે ગદ્‌ગદ્‌ કંઠે ધીમેથી કહ્યું: 'તો ઉપીનદાને બોલાવીએ.'

કિરણમયી બોલી: 'બીજી એક વાત કહું, ઠાકુરપો ?'

સતીશ મૂગો મૂગો જોઈ રહ્યો. કિરણમયી બોલી: 'પરમ દિવસે સાંજે એક વકીલનો કાગળ આવ્યો છે. એ ઉપરથી ખબર પડી કે એએક વરસ પહેલાં એમણે એક મિત્રના જામીન થઇને ત્રણેક હજાર રૂપિયાનું કરજ કર્યું હતું. મિત્ર દેવાળું કાઢી વ્યાજસહિત ચારેક હજારનું દેવું આમને માથે નાખીને પોતે ઝેર ખાઈ મરી ગયો છે. એટલા પૈસા આ ભાંગ્યું-તૂટયું ઘર વેચીને યે વસૂલ થઇ શકશે કે કેમ એની વકીલને ખબર નથી.' એમ બોલી ફરી તે પહેલાંની જેમ હસી પડી.

સતીશ ભોંય ભણી નીચું જોઈ રહ્યો. ઊંચું જોવાની તેની હિંમત જ ચાલી નહિ. વાતનો કશો જવાબ આપવાનું તેનાથી બન્યું નહિ.

સતીશ ઉપેન્દ્રને તાર કરી પાછો આવ્યો ત્યારે દસ વાગી ગયા હતા. ધીમે ધીમે રસોડા આગળ ગયો. કિરણમયી સાસુ માટે ચોખાની કાંજી તૈયાર કરતી હતી. તેણે ઊંચું જોઈ કહ્યું: 'બેસો ઠાકુરપો!'

કિરણમયીનો અવાજ ભારે હતો. સતીશે ધ્યાનપૂર્વક જોયું તો આંખમાં આંસુ ન હતાં પણ પાંપણો ભીંજાયલી હતી. તે પાસે જ જમીન ઉપર બેસી પડ્યો. કિરણમયીએ આજે આસન લેવાનું પણ કહ્યું નહિ. એ ક્યાં બેઠો, શું કરતો હતો, કશું એણે જોયું સરખું નહિ.

સતીશ આટલા દિવસથી આવ-જા કરતો હતો, આટઆટલી ધમાલ

હોવા છતાં એક પણ દિવસ બૌઠાનના સરળ સહજ વ્યવહારમાં સૌજન્યનો રજમાત્ર અભાવ, લેશમાત્ર અનડાપણું તેને શોધ્યું જડયું ન હતું. એથી જ આજે આટલી પણ બેદરકારી જાણે આંખમાં આંગળી ઘોંચી તેને કહી રહી હતી કે બૌઠાનનું ચિત્ત આજે અતિશય ભારથી લદાઇ ગયું છે.

બંને જણ લાંબો વખત મૂગાં રહ્યાં. એકાએક કિરણમયી પોતે પોતાની મશ્કરી કરતી હોય એમ હસી ઊઠી. કદાચ આટલો વખત તે આ જ વિચારમાં મગ્ન હશે.

તેણે પૂછ્યું: 'બોલો, ઠાકુરપો, જમરાજ સાથેની આ બધી લેણદેણ પતાવી દીધા પછી મારે ક્યાંક નોકરી કરવી સારી કે ભીખ માગવી સારી?'

સતીશ એનો મર્મ સમજ્યો. તેણે કહ્યું: 'ઉપીનદાને પૂછી જોજો—એ જવાબ આપે તે ખરો.'

કિરણમયીએ કહ્યું: 'પૂછ્યા વિના ય હું જાણું છું કે દયા કરી એ મને બે મૂઠી ધાન તો આપશે, પણ એવી રીતે પારકા ઉપર આધાર રાખી જીવવું એનું જ નામ ભીખ માગવી, ઠાકુરપો!'

સતીશ એનો જવાબ આપવા ગયો. પણ કંઇ સૂઝયું નહિ એટલે શાંત રહ્યો.

કિરણમયી તેના મનનો ભાવ સમજી જઈ જરાક હસીને બોલી: મોંફાટ આવું બોલવું ખરાબ લાગે એ હું જાણું છું ઠાકુરપો; પણ સાચું છે.'

થોડીવાર અટકી પાછી બોલી: 'એમ ન માનતા કે તમારા દાદાને હું ઓળખતી નથી. હું એમને સારી પેઠે ઓળખું છું. મને ખબર છે કે, અનાથ સ્ત્રીને આશ્રય આપતાં એમને આવડે છે. પણ એકલું આપ્યે તો ચાલતું નથી, લેવું પણ પડે છે! કદી આપી જોયું તો નથી ઠાકુરપો, પારકાનું મન ખુશ કરી રાખવું એ કંઇ ઓછું મુશ્કેલ નથી, એ વાત મારી રગેરગમાં ઊતરી ગઈ છે.'

સતીશને હજી કંઈ બોલવું સૂઝયું નહિ. પરંતુ કિરણમયી બોલવામાં લીન બની ગઈ હતી, સામાના ઉત્તરની એને જરૂર ન હતી. તેણે આગળ ચલાવ્યું: 'આ દુનિયા સાથેનો મારો સંબંધ બહુ લાંબો નથી—પણ લેણદેણ ચૂકવવાનું હજી મારે ઘણું બાકી છે. આ લાંબા જીવનનો હિસાબ ફેરવા જતાં એમાં કંઇ ભૂલચૂક, દોષ નીકળે પણ ખરો! એ વખતે તમારા

દાદા યે શું કહેવાના, અને હું પણ કયે ગોઢે હાથ લાંબો કરી માગવા જવાની ? એ વખતે મારે જ શ્રીગણેશ કરી મારો રસ્તો લેવો પડશે.'

સતીશ આટલો વખત અત્યંત શ્રદ્ધાપૂર્વક, અતિશય વ્યથાપૂર્વક તેની વાત સાંભળતો હતો. પણ છેલ્લા શબ્દો સાંભળી આંચકો લાગ્યો હોય એમ એ ચમકી ઊઠ્યો. બોલ્યો: 'એ શું બોલો છો, બૌઠાન ? ભૂલચૂક સૌની થાય, એમાં દોષ શું થવાનો હતો ?'

કિરણમયી સતીશનું આશ્ચર્ય જોઈ હસી ઊઠી. ક્ષણમાં જ પોતાનો વ્યગ્ર, ઉત્તપ્ત કંઠસ્વર શાંત કોમલ કરી દઈ બોલી: 'કોણ જાણે, ઠાકુરપો ? હું પણ માણસ છું !'

તેને હસતી જોઇ સતીશ પોતાની ભૂલ સમજ્યો. ક્ષણિક ઉત્તેજનામાં તેનું મન ખરાબ અર્થ ગ્રહણ કરવા લલચાયું હતું તેથી શરમાઈ જઇ માથું નીચું નાખી ધીમેથી બોલ્યો: 'મને માફ કરો, બૌઠાન, હું જેવો મૂઢ છું, તેવો જ અપવિત્ર પણ છું.'

કિરણમયી કંઈ જ ન બોલી. ફરી પાછી હસી જ માત્ર.

એકાએક સતીશનું પશ્ચાત્તાપી અપરાધી મન ઉત્તેજિત થયું. તે બળપૂર્વક બોલ્યો: 'એકલા ઉપીનદાની વાત શું કામ કરો છો ? એ જ એક બધું છે—હું કશા જ હિસાબમાં નથી શું ? હું તમને એમને આશ્રયે જવા નહિ દઉં.'

કિરણમયી હસીને બોલી: એ તો એકનું એક થયું, ઠાકુરપો ! તમે ને તમારા દાદા કંઈ જુદા નથી. તમારે આશ્રયે રહી તમારું મન રાજી રાખી મારે ભીખી ખાવાનું.'

સતીશ બોલ્યો: 'ના, એમ નહિ બને, કેમકે, હું તમારો નાનો ભાઈ છું—જ્યારે ઉપીનદા તો તમારા સ્વામીના મિત્ર છે. જરૂર પડશે હું જ મારી બેનનો ભાર ઉપાડી લઈશ.'

'પણ જો તમારું મન સાચવી ન ચાલી શકી તો ?'

'હું પણ તમારું મન સાચવી નહિ વરતું.'

કિરણમયીએ પૂછ્યું: 'જો કંઈ ગુનો, વાંક કરી બેસું તો ?'

સતીશે જવાબ આપ્યો: 'તો ભાઇ–બહેન વચ્ચે ઝગડો થશે.'

કિરણમયીએ ફરી પૂછ્યું: 'જીવનમાં કદી દોષ થઈ જાય, તો એની પણ શું આ મારો નાનોભાઈ માફી આપશે ?'

સતીશ મોં ઊંચું કરી થોડીવાર જોઈ રહી એકાએક અત્યંત વ્યથિત-સ્વરે બોલ્યોઃ 'આ દોષનો માયનો મારાથી સમજાતો નથી, બૌઠાન; નાના-ભાઈને અર્થ કહેવા જેવો હોય તો કહો. ના કહેવા જેવો લાગે તો કંઇ નહિ. ગમે તેમ, એનો અર્થ ગમે તે હોય, પણ જે ભૂલથાપની હું મનમાં કલ્પના પણ કરી શકતો નથી એ પણ કદાચ બની બેસે, તો પણ હું નહિ ભૂલું દીદી, કે હું તમારો નાનો ભાઈ છું !'

સતીશને સાવિત્રીની વાત યાદ આવી. તે બોલ્યોઃ 'બૌદિ, આ તમારા નાનાભાઈના અહંકારને આજે ક્ષમા આપજો—પણ, જે અપરાધની આ જીવનમાં હું એક જણને ક્ષમા આપી ચૂકયો છું, તે અપરાધની ક્ષમા આપતાં કદાચ ભગવાનનું હૈયું યે ધડકી જાત !' એટલું બોલી તેણે જોયું તો કિરણમયીની બંને આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

સતીશ જરાક આમતેમ હલનચલન કરી ગાઢ સ્વરે બોલ્યોઃ 'આજે મને બરાબર ઓળખો, દીદી ! જે સતીશે પોતાની દુર્બુદ્ધિના અહંકારમાં 'બૌઠાન' કહી તમારી મશ્કરી કરી હતી, એ આ તમારો ભાઈ ન હોય'

બોલતાં બોલતાં તેનું આખું મોં પ્રદીપ્ત બની ગયું. તેણે જોરપૂર્વક માથું ધુણાવી કહ્યુંઃ 'ના, ના, એ હું નથી. એ તમને કદી ય ઓળખી શકયો જ ન હતો, કદી ય તમારા તરફ ભાવભક્તિ રાખતાં શીખ્યો ન હતો, એટલે જ તેણે ભગવાનની મૂર્તિને લાકડાની પૂતળી કહીને મશ્કરી કરી હતી. એ સતીશ તો પોતાનો મહાપાપનો ભારો લઇને ડૂબી ગયો, બૌદિ; એ હવે નથી.'

એટલું બોલી માથું નીચું ઢાળી તે પોતાનું અંતર તપાસવા લાગ્યો.

કિરણમયી અનિમેષ નયને તેની ભક્તિ જોઇ રહી. ત્યાર બાદ ધીમે ધીમે અતિ મૃદુકંઠે તેણે પૂછ્યુંઃ 'શી રીતે મને ઓળખી, ભાઈ?'

સતીશ માથું નીચું નાખી બોલ્યોઃ 'એ વાત વડીલો આગળ ન કહે-વાય બૌદિ.'

'ન કહેવાય ? એ શું ? એકાએક સંશય અને ભયથી કિરણમયીનું મુખ ફિક્કું પડી ગયું. તેણે મોટેથી બૂમ મારી, 'ઠાકુરપો !'

'કેમ, બૌદિ ?'

'મોં ઊંચું કરો, જોઉં !'

સતીશે થોડીવાર સ્તબ્ધ રહી મોં ઊંચું કર્યું.

કિરણમયી થોડીવાર એકીટશે જોઈ રહી બોલી: 'ઠાકુરપો, તમે હૃદયમાં કોઇ ભારે વ્યથા સંઘરી આવો છો, જાઓ છો એ હું ઘણા દિવસથી સમજી ગઇ છું, પરંતુ પૂછવાનો અધિકાર નથી ધારી પૂછ્યું ન હતું. પરંતુ આજે તમે મારા નાનાભાઈ થયા છો—કહો, શું થયું છે?'

સતીશ નીચું મોં રાખી બોલ્યો: 'એ ભારે શરમની વાત છે, બૌઠાન.'

કિરણમયી બોલી: 'ભલે શરમની વાત હોય. તોપણ તમારી આ બેનને—એમાં ભાગ આપવો પડશે. તમને એકલા એકલા એ વ્યથા સહેવા નહિ દઉં.'

ત્યારબાદ કિરણમયીએ ધીમે ધીમે એ વ્યથાપૂર્ણ ઇતિહાસનો ઘણો ભાગ જાણી લઈ, આખરે કહ્યું: 'પણ શું કામ એવું કર્યું?'

સતીશ કંઇ બોલ્યો નહિ.

કિરણમયીએ પૂછ્યું: 'કોણ છે એ?'

સતીશ મોં નીચું રાખી અસ્ફુટકંઠે બોલ્યો: 'અભાગણી--'

'પણ ક્યાં છે એ?'

'ખબર નથી.'

'તપાસ નથી કરતા?'

સતીશ મૃદુ સ્વરે બોલ્યો: 'ના, એવી શી જરૂર? સાંભળ્યું છે કે એ મઝામાં છે.'

કિરણમયી વ્યથિત થઇ બોલી: 'મઝામાં છે! છિઃ છિઃ જાનને એમ છેતરાવા શું કામ દીધી?'

હવે સતીશે ઊંચું જોયું. સુસ્પષ્ટ કંઠે જવાબ આપ્યો: 'હું છેતરાયો નથી, બૌદિ, કેમકે હું તો એના પ્રેમમાં પડ્યો હતો. પણ ઠગાઇ છે તો એ—એ પ્રેમમાં નહોતી પડી.'

'પછી?'

સતીશ બોલ્યો: 'પહેલાં તો એ પોતાનું જ મન સમજી શકી ન હતી. પણ જ્યારે સમજી, ત્યારે ચાલી ગઇ!'

'કહ્યા કર્યા વિના અદૃશ્ય થઈ ગઈ?'

સતીશે માથું ધુણાવી કહ્યું: ના, એમ પણ નહિ, જતાં પહેલાં સાવ-

ધાન કરી ગઈ હતી, કે: 'એક અસ્પૃશ્ય કુલટા ઉપર પ્રેમ કરીને ભગવાનના આપેલા આ જીવન ઉપર મેશ ન લગાડતો !'

કિરણમયીએ અતિશય આશ્ચર્ય પામી ટટાર બેસી પૂછ્યું: 'શું કહી ગઇ હતી?'

સતીશે ફરી એનું એ કહ્યું. કિરણમયી એનું એ વાક્ય ફરી ફરી અસ્પષ્ટપણે રટી એકદમ બોલી ઊઠી: 'પણ ફરી જો કદી ભેગી થઈ જાય ઠાકુરપો, તો મારી સાથે એનો મેળાપ કરાવી આપશો ?'

સતીશ વિપિનની વાત યાદ કરી બોલ્યો: 'હવે તો મેળાપ થવાનો જ નથી, બૌદિ.'

કિરણમયીના નીચલા હોઠ ઉપર મ્લાન હાસ્ય દેખાયું. તે બોલી: 'ના, ફરી મેળાપ થશે જ.'

'ક્યારે થશે ? ના થાય એમાં જ કલ્યાણ !'

કિરણમયીએ માથું હલાવી કહ્યું: 'ક્યારે એ તો જાણતી નથી. પણ જ્યારે દુ:ખમાં હશો, વિપદમાં હશો, ત્યારે જરૂર એનો મેળાપ થશે—એ મિલનમાં કલ્યાણ જ થશે. કશું જ અકલ્યાણ નહિ થાય ! ઠાકુરપો, એ ગમે ત્યાં હોય, તમારા પોતાના કરતાં પણ એ તમારું વધારે કલ્યાણ ઇચ્છે છે, એ વાત કદી ભૂલશો નહિ.'

## [ ૧૫ ]

વાણી કે હાવભાવ દ્વારા કદી ય કોઈની પણ આગળ સતીશે સાવિત્રીનો ઉલ્લેખ કર્યો નહોતો. એથી જ, જ્યારથી કિરણમયીની પાસે એની વાત તે કરી ચૂક્યો હતો, ત્યારથી તેના અંગઅંગમાં જાણે અમૃત-સ્રોત વહેવા માંડ્યો હતો. સતીશ કિરણમયીને દેવી સમાન ગણતો અને તેના એકેએક શબ્દને તે અત્યંત શ્રદ્ધાપૂર્વક સ્વીકારતો.

કિરણમયીએ કહ્યું હતું: 'દુ:ખના દિવસે જરૂર એનો ભેટો થશે ?' ત્યારથી તેનો હૃદયનો ગુપ્ત શોકપૂર્ણ વિયોગ એ પરમ મનવાંચ્છિત દુ:ખના દિવસની આશાએ અધીર બની ગયો હતો. કયું દુ:ખ, કયે પ્રકારે, ક્યારે

દર્શન આપી તેના પર દયા કરશે, તેના વિચારમાં જ ધીમે ધીમે ચાલતો ચાલતો, રાતના આઠેક વાગે તે ઘેર આવી પહોંચ્યો.

બધે જ એક પ્રકારની સ્વચ્છતા અને સુઘડતાનું લક્ષણ જોઇને, સતીશને અત્યંત તૃપ્તિ થઈ. પરંતુ વૃદ્ધ બિહારીના આ આકસ્મિક રુચિ-પરિવર્તનનું કંઈ પણ કારણ તેને શોધ્યું જડયું નહિ. તેણે બૂમ મારી: 'બિહારી !'

બિહારી આડમાં ઊભો હતો. તે સામે આવી બોલ્યો: 'જી.'

સતીશે કહ્યું: 'શાબાશ—તું આટલું બધું સ્વચ્છ ને સુંદર કરી શકે છે, તો આટલા દિવસ શું કામ ઘરને ઉકરડો બનાવી રાખ્યું હતું ?

બિહારી વિનયપૂર્વક માથું નીચું રાખી બોલ્યો: 'જી, આપનો એક તાર આવ્યો છે.'

'કયાં છે !' બોલી, આમતેમ દૃષ્ટિ કરતાં જ ટેબલ ઉપર રાખેલું પીળું પરબીડિયું નજરે પડયું. ઉઘાડીને જોયું તો ઉપીનદાના ખબર હતા. તેઓ સાડા નવની ગાડીમાં હાવરા સ્ટેશને ઊતરવાના હતા. ઘડિયાળમાં લગભગ સાડાઆઠ વાગ્યા હતા. તેણે વ્યગ્ર બનીને કહ્યું: 'જલદી દોડ, ગાડી લઈ આવ. ઉપીનદા આવે છે.'

'ઉપીનદા સીધા હારાનબાબુને ત્યાં જ જશે, એ વિષે સતીશને જરા ય સદેહ ન હતો. કેમકે તે તેમની પત્ની સાથે આવવાના છે, એવું કંઈ તારમાં ન હતું.

'સતીશ આ દરમિયાન પાસેના ટેબલ ઉપર પડેલી થાળીમાંથી એક–બે પૂરીઓ ઉડાવી ગયો હતો. બિહારીએ આડમાં રહીને જ કહ્યું: 'બાબુ. એક વાત આપની પાસે રજુ કરવાની છે.'

કંઇ વિનતિ કરવાની હોય ત્યારે બિહારી પંડિતાઇની ભાષા વાપરતો.

સતીશે ઊંચું જોઈ પૂછ્યું: 'શું કહેવાનું છે ?'

બિહારી 'જી.' એટલું બોલીને જ ચુપ રહી ગયો.

સતીશે કહ્યું: 'જી, શું ? બોલ ને ?'

બિહારી અચકાતો અચકાતો બોલ્યો: 'તીસેક રૂપિયા—'

સતીશ આશ્ચર્ય પામી બોલ્યો: 'આ પરમ દિવસે તો તીસ રૂપિયા લીધા'તા. ઘેર મોકલાવી આપ્યા ?'

'એક જણ બહુ દુ:ખમાં આવી પડયું છે. તેને—'

'તે એને કરજે જોઈએ છે?'

'જી. કરજે તો એને શું આપીએ!'

સતીશ અધીરાઈપૂર્વક ઊભો થઈ જઈ બોલ્યોઃ 'તારી પાસે હોય તો આપ, બિહારી. હું તો કંઈ એવો મોટો પૈસાદાર નથી કે રોજ રોજ પૈસા ફેંકી દઉં. મારાથી નહિ અપાય.'

આ વખત બિહારીએ હઠ કરીને કહ્યુંઃ 'આપ ન આપી શકો તો કંઈ નહિ. મારા પગારમાંથી આપો.'

પગારની વાત સાંભળતાં જ સતીશ એને ધમકાવતો બોલ્યોઃ 'પગાર-માંથી? આજ લગી કેટલા ઊપાડ્યા છે, કહે તો?'

બિહારીએ પોતાની ઓરડીમાં જઈ કહ્યુંઃ 'મા, સંધ્યાપૂજા કરી જરા નાસ્તો કર, કાલે સવારે હું ગમે તેમ કરીને આપીશ.'

સાવિત્રી ઓરડીમાં જ જમીન ઉપર લૂગડું પાથરી સૂઈ ગઈ હતી. ઊઠીને બેઠી થઈ તેણે પૂછ્યુંઃ 'બાબુએ ના આપ્યા?'

બિહારીએ કહ્યુંઃ 'જાણે તો છે, મા, બીજાના દુઃખની વાત કરી મેં માગણી કરી છે, એટલે જરૂર મળશે જ. મારા શેઠ તો દાનેશ્વરી કર્ણ છે! અત્યારે આપ્યા વિના સ્ટેશને ચાલ્યા ગયા છે, પણ કાલે સવારે પાછા આવશે, ત્યારે પોતે મને બોલાવીને આપશે. તારે કશી ચિંતા કરવાની જરૂર નથી, મા, ઊઠીને જરા નાસ્તો કર. આખા દિવસની ભૂખી છો.'

સાવિત્રીના કૃશ ફિક્કા મુખ ઉપર હાસ્ય ફૂટ્યું! તે બોલીઃ 'સારું થયું કે આજે રાતે એ આવવાના નથી. એટલે કાલે બપોરની ગાડીએ કાશી જતાં રહેવાશે. 'કેમ ખરું ને, બિહારી?'

બિહારીએ કહ્યુંઃ 'ખરું, મા.' અને નિસાસો નાખી પાછો બોલ્યોઃ 'મારા શેઠ પણ શેઠ છે, ને તારો શેઠ પણ શેઠ છે! દેશમાંથી મારી ડોસીએ રોદણાં રડતો કાગળ લખ્યો હતો—બાબુ પાસે વંચાવવા ગયો. વાંચીને એ બોલ્યાઃ 'બિહારી, તારી પાસે કંઈ નથી?' મેં કહ્યુંઃ 'ગરીબ દુઃખિયારા પાસે શું હોય, બાબુ?' એ કંઈ જ બોલ્યા નહિ. ચાર દહાડા પછી છસો રૂપિયા મારા હાથમાં મૂકી મને દેશમાં મોકલી દીધો—મેં થોડી જમીન બમીન ખરીદી, ગાય બળદ વસાવ્યાં. ઘરબાર બાંધ્યાં—છોકરાંના હાથમાં બધું સોંપી બાબુને ચરણે આવીને રહ્યો. અને ક્યાં

તારો શેઠ ! તું માંદી પડી ને છ-સાત રૂપિયાનું ખરચ થયું એટલે એણે પોતે જ કહી નાખ્યું: 'દેવું પતાવીને જા !' નોકરી કરવા જતા કેટકેટલું દુઃખ તેં વેઠયું છે, મા ! અને અમે તો જાણ્યા કર્યા વિના બિપિનબાબુનું નામ લઈ તારી કંઇ કેટલી નિંદા કરી છે ! માફ કર, મા, નહિ તો મારી જીભ તૂટી પડશે.'

બિપિનનો ઉલ્લેખ સાંભળી સાવિત્રી ઘૃણાથી રોમાંચિત બની અસ્ફૂટ સ્વરે છિઃ છિઃ કરી ઊઠી. પરંતુ તરત જ આવેશ દબાવી દઇ હસીને બોલી: 'નાહી લઉં, બિહારી. બદલવા લૂગડું મળશે ?'

'લૂગડું ?' બિહારી કાળો પડી જઇ બોલ્યો: 'તારા આશીર્વાદે એક તો શું પણ પાંચ લાવી દઉં. બીજો તો કંઇ વાંધો નથી, મા, પણ શુદ્રનું પહેરેલું લૂગડું તને કેવી રીતે પહેરવા દઉં ? પણ ચાલ, બાબુનું એકાદ ધોયેલું કપડું કાઢી આપું.'

બિહારી દેવ અને દ્વિજ પ્રત્યે અત્યંત ભક્તિ રાખતો હતો એટલે એની દલીલનો પ્રતિવાદ કરવો નકામો છે એમ સમજી સાવિત્રી સંમત થઈ તેની પાછળ પાછળ બહાર નીકળી.

સ્નાન કરી સાવિત્રી સતીશનું ધોયેલું દેશી વસ્ત્ર ધારણ કરી મનમાં મનમાં હસવા લાગી. તેના ખડમાં તેનાં જ સાધનોથી પૂજા વગેરે કરી અને બિહારીએ અતિશય પ્રેમપૂર્વક ખરીદી આણેલા વિલાયતી ખાંડના પેંડા તેણે આખા દિવસના ઉપવાસ પછી આરોગ્યા અને સ્વસ્થતા પામી.

તેને પાન અને તમાકુ ખાવાની ખરાબ ટેવ હતી. પરંતુ તે દુકાનનું તૈયાર કરેલું પાન ન ખાતી, એમ જાણીને બિહારી પાન–સોપારી વગેરે લઈ આવ્યો હતો. અને એ બધું એક થાળીમાં લઇને તે સાવિત્રી આગળ હાજર થયો. સાવિત્રીએ હસીને કહ્યું: 'બિહારી, તું મને જરાય ભૂલી ગયો નથી ?'

બિહારીએ જવાબ આપ્યો: 'હું તો માણસ છું. પશુપક્ષી ય તને એક વાર જુએ, તો ભૂલી ન શકે, મા ! એમ બોલીને ટેબલ ઉપરથી દીવો લાવીને તેણે બારણા આગળ મૂક્યો, અને થાળી તેની પાસે મૂકી, પાન તૈયાર કરવાનું કહી. તમાકુની શોધમાં તે રસોડામાં હિન્દુસ્તાની રસોયા પાસે પહોંચ્યો.

દીવાના અજવાળામાં સાવિત્રી જમીન ઉપર બેસીને પાન તૈયાર કરતી

હતી. માથા પર લૂગડું ન હતું. તેનો કેશકલાપ સમસ્ત પીઠ–પ્રદેશને વ્યાપીને જમીન ઉપર પથરાઈ ગયો હતો—વાળની એકેક લટો લૂગડાની કાળી કિનાર સાથે મળી જઇને સ્કંધપ્રદેશ પર થઈ, ખોળામાં ઝૂલી રહી હતી. નારીના રોગક્લિષ્ટ દુર્બળ, ફિક્કા મુખમાં ય જે પોતાનું ગુપ્ત માધુર્ય હોય છે, તે આ સદ્યસ્નાત—કૃશાંગીના મુખ ઉપર બિરાજમાન હતું. તે કંઇ અન્યમનસ્ક ચિંતામગ્ન હતી.

એકાએક દૂરથી જોડાનો અવાજ પાસે આવતો લાગ્યે; તો પણ તેને કાને પહોંચ્યો નહિ. અને જ્યારે પહોંચ્યો ત્યારે તો ઉપેન્દ્ર અને સતીશ દરવાજા આગળ આવી પહોંચ્યા હતા. ધ્યાનભંગ બની મુખ ઊંચું કરતાં સાવિત્રી ફિક્કી ભાન ભૂલેલી જેવી બની ગઇ. અને આ ઓચિંતા પ્રસંગે બંગરમણીના જન્મજન્માન્તરના અંધ સંસ્કારે તેને અપરિસીમ લજ્જાથી એકદમ મૂઢ બનાવી દીધી. અને બીજે જ ક્ષણે તેણે તેના લાલ મુખ ઉપર છાતી સુધી ઘૂમટો તાણી લીધો.

સતીશ હતબુદ્ધિની જેમ બોલી ઊઠ્યોઃ 'સાવિત્રી? તું?'

સુરબાળા આ દરમિયાન દીવાના અજવાળામાં બિહારી અને દિવાકરની સાથે ઉપર જઈ પહોંચી હતી. ઉપેન્દ્રે પાછા ફરી ઊભા રહી કહ્યુંઃ 'બસ, આગળ જઇશ નહિ. સુરબાળા, ત્યાં જ ઊભી રહે.'

સુરબાળાએ આશ્ચર્ય પામી પૂછ્યુંઃ 'કેમ?'

ઉપેન્દ્ર એ પ્રશ્નનો જવાબ આપ્યા વિના બોલ્યોઃ 'દિવાકર, તારી ભોદીને ગાડીમાં પાછો લઈ જા. સતીશ, હું પણ જાઉં છું.'

કહી તે ધીમે પગલે બહાર ચાલ્યો ગયો.

## [ ૧૯ ]

ઉપેન્દ્રનો પગરવ ક્ષીણ થતો થતો શાંતીમાં મળી ગયો. થાકેલો, ભૂખ્યો અને સ્ત્રીસહિત હોવા છતાં—અંધારી રાતે—લગાર અમથો સંશય, બિન્દુમાત્ર દ્વિધા તેના મનમાં જાગી નહિ. સતીશના ખંડમાં બેસીને તેરે

તરુણીએ ભયંકર લજ્જા અને ભયનાં માર્યાં આમ મોં ઢાંકી દીધું હતું, તે વિષે પ્રશ્ન પૂછવા જેટલું પ્રયોજન સુધ્ધાં તેને જણાયું નહિ. ઘૃણાથી એનું મન ભરાઈ ગયું અને પાછા ફરી જોવાની એને ઈચ્છા સુદ્ધાં થઇ નહિ.

પણ આ શું બની ગયું ! થોડીવારે આખી પરિસ્થિતિ બરાબર સમજતાં સાવિત્રી કંપી ઊઠી. સહસ્ત્ર પુરુષોના દેખતાં પણ લજ્જા પામવાનો તેને જરા ય અધિકાર ન હતો, આ વાત એક ક્ષણ માટે ભૂલી જઇને આજે તેણે કેવી ભયંકર ભૂલ કરી હતી? તેના મનમાં થવા લાગ્યું કે, શરમના આ તદ્દન તુચ્છ મુખાવરણે ક્ષણવારમાં તો દિગંતમાં વ્યાપી જઇને તેને નખશિખ હલકી લજ્જાથી ભરી દીધી હતી ! જરી અમથી લજ્જાનું રક્ષણ કરવા જતાં લજ્જાનો આખો પહાડ તેના માથા ઉપર આમ તૂટી પડશે, એ વાતની મુહૂર્ત પહેલાં કોને કલ્પના હતી?

શ્વાસ રૂંધાવા માંડતાં માનવી મુખ બહાર કાઢવાનો જેમ પ્રાણપણે પ્રયત્ન કરે છે, તેવી જ રીતે સાવિત્રીએ પણ તેના મુખ ઉપરનો ઘુમટો માથા ઉપર જોરથી ખસેડી નાખ્યો અને તે સ્વસ્થ બની બેઠી.

તેણે પૂછ્યું: 'એ કોણ હતું?'

સતીશ ઘેનમાં હોય તેમ બારણા પાસે ઊભો હતો. ઘેનમાં જ તેણે જવાબ આપ્યો: 'ઉપીનદા અને બૌઠાન.'

'હેં એ ઉપીનદા? પેલાં બૌઠાકરુન? એ હતાં?' સાવિત્રી તીરની જેમ ઊઠી ઊભી થઈ જઈ ચીચિયારી પાડી બોલી: 'ખસો, ખસો, એમને હું બોલાવી લાવું. છિઃ છિઃ હું તો અહીંની કેવળ દાસી જ છું—બીજી કોઈ નથી. ખસો, ખસો—'

ઉપેન્દ્ર વિષે સાવિત્રી બરાબર જાણતી હતી. સતીશની વાતચીતમાં ઘણો પરિચય થઇ ગયો હતો.

આટલી વારે સતીશનું ઘેન જાણે ઊડી ગયું. આ ચિચિયારીએ, આ મહા વ્યગ્રતાએ તેને સમસ્ત વિહ્વળતાને ક્ષણવારમાં ઉડાવી દીધી અને એકદમ જાગ્રત બનાવી દીધો. તેણે સ્થિર ઊભા રહી બંને હાથ લાંબા કરી બારણું રોધી કહ્યું: 'ના.'

સાવિત્રી વ્યાકુળ બની બે હાથ જોડી બોલી: 'ના શું? સર્વનાશ કરો નહિ, સતીશબાબુ રસ્તો છોડો! મારી સાચી ઓળખાણ એમને આપવા દો.'

સતીશે રસ્તો છોડ્યો નહિ. પરંતુ તેના સખત ભીડેલા ઓષ્ઠાધર ઉપર જાણે સર્પજિહ્વાના જેવી દ્વિધારહિત વિષપૂર્ણ હાસ્યની અતિસૂક્ષ્મ આભા દેખાઇ!

તેણે કહ્યું: 'ના, ના, એ બાબતમાં તું નિશ્ચિંત રહે. પણ તારો ખરો પરિચય પહેલાં મને તો કહે.'

સાવિત્રી એકદમ જવાબ આપી શકી નહિ. કેવળ જોઈ રહી. આ મૂક જોઇ રહેવાનું સતીશે પહેલાં પણ અનુભવ્યું હતું. પરંતુ એ આ ન હતું! આજે આવડો મોટો આઘાત થવા છતાં યે આ દૃષ્ટિમાં અગ્નિ સળગતો હતો! આ શું પેલી આશ્ચર્ય સ્નિગ્ધ કરુણ બે આંખો હતી? આ શું પેલી જ સાવિત્રીની હતી?

થોડી વાર પછી તે ધીમે ધીમે બોલી: 'મારો પરિચય? આ કહ્યું તો ખરું—ઘરની દાસી. સતીશબાબુ, દયા કરો, હું એમને પાછાં બોલાવી આવું છું. આ અંધારા, અજાણ્યા શહેરમાં એ લોકો શું રસ્તા પર આથડશે? એ શું સારું કહેવાય?'

સતીશ તલમાત્ર ચલિત થયા વિના બોલ્યો: 'સારા–અસારાની વાત એમના ઉપર જ છોડી દે. પણ રસ્તે રસ્તે આથડવું એ ય ઘણું સુંદર છે—ગમે તેમ પણ હું બૌઠાનને ફરી આ ઘરમાં પગ મૂકવા નહિ દઉં.'

'શાથી નહિ? હું આ ઘેર આવી ચઢી છું એટલે? સતીશબાબુ! મા વસુંધરા પણ શું મારા સ્પર્શથી અપવિત્ર થઈ જાય છે?'

સતીશે થોડીવાર શાંત રહી પ્રશ્ન કર્યો: 'તું અહીં આવી શું કરવા?'

સાવિત્રી મોં ઊંચું કરી જોઇ ન શકી. જમીન ભણી જોઈ રહી અશ્રુપૂર્ણ કંઠે બોલી: 'તમે મારા જૂના શેઠ છો. એટલે જ, દુઃખની વેળાએ કંઇક ભીખવા આવી હતી.'

સતીશ મશ્કરી કરતો હસ્યો. બોલ્યો: 'દુઃખની વેળાએ ભીખ માગવા? પણ શેઠ તો તારે કંઇ એક નથી, સાવિત્રી! આટલા દિવસમાં એક પછી એક બધા શેઠને ત્યાં રખડી આવી હશે!'

સતીશના આ નિષ્ઠુર આઘાત સાવિત્રીના હૃદયમાં શૂળની જેમ ભોંકાવા લાગ્યો પરંતુ તેણે ઊંચું જોયું નહિ—કંઇ જ બોલી નહિ.

સતીશ ફરી બોલ્યો: 'બિપિનબાબુએ તને કાઢી શું કામ મૂકી? એમનો શોખ ઊતરી ગયો શું?'

સાવિત્રી એવી જ નિરુત્તર રહી.

એકાએક સતીશને બિહારીની વાત યાદ આવી. તેણે પૂછ્યું: 'શું જોઇએ છે? ત્રીસ રૂપિયા ને?'

સાવિત્રીએ માથું નીચું રાખી સંમતિ આપી. કંઇ બોલી નહિ.

'ઠીક—' એટલું બોલી સતીશ તિજોરી પાસે જઈ ઊભો અને પલકારામાં ખંડને ચારે ખૂણે જોતો જરાક થંભ્યો.

આંખો ફેરવી લઈ, જલદી જલદી તિજોરી ઉઘાડી થોડીક નોટો બહાર કાઢી સાવિત્રીના પગ આગળ ફેંકી દઈ તે બોલ્યો: 'જા, ચાલી જા, લઇને વિદાય થા—ફરી કદી આવતી નહિ.'

સાવિત્રી માત્ર ત્રણ નોટ ગણી લઇને ઊભી થઈ ગઈ. સતીશ આટલો સમય ચુપચાપ જોઈ રહ્યો હતો. સાવિત્રી ઊભી થતાં જ તેને તે કંઈક કહેવા જતો હતો પરંતુ અકસ્માત તેનો કંઠ રુંધાઈ ગયો.

હાય રે! એની તો એને ખબર જ ન હતી! પૂરા થતા જેઠ માસના પ્રખર તાપની જેમ તેનો તપ્ત ક્રોધ જ્યારે આ હતભાગિનીને નિરુપાય નિર્વાક ધરિત્રીની જેમ બાળતો હતો તે વખતે અદૃશ્ય આકાશમાં ટીપે ટીપે વારિસંચય થઇને એક પ્રચંડ મેઘ સર્જાઈ રહ્યો હતો,—તે હવે આમ અજ્ઞાતપણે આટલો જલદી, આટલો નિઃશબ્દપણે તેને ઘેરી વળશે, એવી કશી સતીશને ખબર ન હતી. તેનો કંઠ, તેનું મુખ, તેની આંખો જાણે કશાના અદૃશ્ય આક્રમણથી રુંધાઈ જવા લાગ્યાં—એકાએક તેણે પ્રબળ પ્રયત્નપૂર્વક પોતાની જાતને મુક્ત કરી બૂમ મારી: 'સાવિત્રી?'

'જી.'

'વાર્તાઓમાં સાંભળ્યું હતું કે કોઇ કોઇનો તિરસ્કાર કરે છે. પણ હું કદી માનતો નહિ. મને એમ થતું કે એ કેવળ ક્રોધને લીધે જ થતું હશે. હજી યે ખ્યાલ કરી શકતો નથી, કે માનવી શી રીતે માનવીનો તિરસ્કાર કરી શકે. આજે જોઉં છું કે કરી શકે—માનવી માનવીનો તિરસ્કાર કરી શકે. સાવિત્રી, શપથ ખાઇને કહું છું કે હું મોતના મુખમાંથી બચવા પણ હવે કદી તને સ્પર્શ નહિ કરું.'

સાવિત્રી નિર્વાક્!

'વારુ સાવિત્રી, આ દુનિયામાં પૈસાથી મોટું તારે તો કંઈ નથી. નહિ તો આ ત્રણ નોટને તું કેમે હાથ અડકાડી શકત નહિ—આજે મારી

પાસે જે કંઈ છે એ બધું ય હું તને આપી દઉં. એક વાત મને સાચે-સાચ કહેતી જા.'

'પૂછો.'

'પૂછું.' બોલી સતીશ ક્ષણવાર મૂંગો રહ્યો. પછી બોલ્યોઃ 'પૂછતાં ય શરમ આવે છે, તો ય જાણવાનું મન છે. સાવિત્રી, કદી ય, કોઈ પણ દિવસ તેં કોઈને ય પ્રેમ કર્યો નથી?'

સાવિત્રી પળવાર મૂંગી રહી, મૃદુ છતાં સ્પષ્ટ કંઠે બોલીઃ 'મારી વાત જાણી આપને શું ફાયદો?'

સતીશને આનો કંઇ જવાબ સૂઝ્યો નહિ.

સાવિત્રી બારણા ભણી આગળ વધી બોલીઃ 'દુનિયામાં ઘણું તમે જાણતા નથી, અને છતાં ય તમારા દિવસો વીતે છે—આ પણ નહિ જાણો તો તમને કંઈ ઉણપ આવવાની નથી.'

'કદાચ નહિ આવે.' બોલી સતીશે દીર્ઘ નિઃશ્વાસ દબાવી રાખવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સાવિત્રીને કાને તે પહોંચી ગયો. તે મોં ફેરવી ઊભી રહી કે તરત જ તેના બીમાર, ફિક્કા, દુબળા મુખ ઉપર સતીશની આંખો પડી. ચમકીને તેણે પૂછ્યું: 'તું બીમાર છે, સાવિત્રી?'

સાવિત્રી પલકમાં મોં નીચું કરી દઇ બોલીઃ 'ના.'

'બહુ બીમાર લાગે છે જાણે.'

'એવું કંઇ નથી.' બોલી સાવિત્રીએ જવા માટે પગ ઉપાડ્યો.

'જાય છે?'

સાવિત્રી ચુપચાપ બારણા બહાર આવી પહોંચી. ખંડની અંદરથી એક રૂંધાયેલા કંઠની બૂમ સંભળાઈ: 'સાવિત્રી, સાચે જ, એક દિવસ માટે ય કદી તેં મને ચાહ્યો નથી?'

સાવિત્રી બારસાખને ટેકો દઈ ઊભી. તેણે સામું જોયું નહિ.

અંદરનો અશ્રુરુદ્ધ કંઠ રુદનમાં ફેરવાઈ ગયો—'સાવિત્રી એક વાર કહેતી જા. શું મેં કેવળ ઊંઘના ઘેનમાં જ દુઃખનો બોજો ઉપાડી ઉપાડી આટલા દિવસ ફર્યા કર્યું છે? મારા નસીબમાં શું બધું જ જૂઠું હતું? બધું જ મિથ્યા હતું? આ અપરિસીમ દુઃખ પણ શું મારા નસીબમાં કેવળ છેતરપીંડી જ છે?'

સાવિત્રી થોડીવાર વિચાર કરી, પાછી ફરી ઊભી રહી બોલીઃ 'બાબુ,

હું ભારે વિપદમાં આવી પડતાં બિહારી પાસે પૈસા ઉછીના લેવા આવી હતી. સાચું જ કહું છું તમને, કે આવા તોફાનમાં આવી પડવાની કલ્પના હોત તો બિલકુલ જ ન આવત.'

સતીશ બોલ્યો નહિ. સાવિત્રીનો આ કંઠસ્વર શાંત અને મૃદુ હતો. પરંતુ કોમલતાનો અંશ માત્ર ન હતો. થોડીવાર પહેલાં તેણે આ સ્વરે તેની પાસે ભિક્ષા માગી ન હતી.

તેણે ફરી કહ્યું: 'તમે સમ ખાઈને બોલ્યા, કે મારો તિરસ્કાર કરો છો. આપની ખુશીમાં આવે તો પ્રેમ પણ કરી શકો છો. ગુસ્સો આવે તો પાછા તિરસ્કાર પણ કરો—તમે લોકો કરો છો પણ એવું. પરંતુ અમારા તો હાથપગ બંધાયેલા છે. આ રસ્તે પગ દીધો છે, એટલે પછી એ સુપથ હોય કે કુપથ હોય, એ જ પથે ચાલ્યા વિના છૂટકો જ નથી.'

સતીશ નિર્વાક્ સ્તબ્ધ રહ્યો. કેવળ વિહ્વળ—ફાટેલી આંખે તેની ભણી અનિમેષ જોઈ રહ્યો.

સાવિત્રી આ દૃશ્ય સહન કરી શકી નહિ. બીજી બાજુએ મોં ફેરવી તે ઊભી રહી. તેના પોતાના જ શબ્દો, પોતાની જ છાતીમાં મૃત્યુશલ્યની જેમ અથડાવા લાગ્યા. તો પણ મરણિયા સૈનિકની પેઠે છેલ્લી વાર સતીશના શરમજનક પ્રણયની ઉપર ખડગનો આઘાત કર્યો.

તે બોલી: 'તમે પૂછ્યું, કે કદી યે મને તમારા પર પ્રેમ થયેલો કે નહિ? કહું છું, ના, નથી થયો. એ બધી મારી છલના હતી: હું કોને ચાહું છું એ ખબર તો તમને મળી ગઈ છે.'

સાંભળીને સતીશને એકદમ એમ લાગ્યું કે જાણે તેની ગૃહપ્રતિમાને નદીના પાણીમાં ફેંકી દઈને, દળી, પીસીને તેનો પીંડ બનાવીને કોઈક તેની આંખો ઉપર ફેંકી ગયું! તેણે આંખો ફેરવી લઈ કહ્યું: 'દીસતી રહે—જા, તું મારા મોં આગળથી'

સાવિત્રી ઉંબરા ઉપર માથું રાખી, પ્રણામ કરી નિ:શબ્દ ચાલી ગઈ. સતીશે જોયું નહિ. કેવળ અત્યંત મૃદુ છેલ્લો પગરવ સાંભળી રહ્યો.

નીચે બિહારીની ઓરડીમાં એક દીવો ઝાંખો બળી રહ્યો હતો, એ જ ઓરડીમાં સાવિત્રી અર્ધી મીંચેલી આંખોએ ડોલતી ડોલતી દાખલ થઈ. તેણે બે હાથ લંબાવી જાણે કશુંક પકડવા પ્રયત્ન કર્યો અને બીજી જ ક્ષણે ભોંય પર ઊંધે માથે તે મૂર્છા ખાઈ પડી.

બિહારી ઉપેન્દ્ર વગેરેને જ્યોતિષના ઘર ભણી થોડેક સુધી વળાવી આવીને પાંચેક મિનિટ પહેલાં પાછો આવ્યો હતો અને અંધારે છુપાઇને સાવિત્રીના આખરના શબ્દો સાંભળતો હતો. આજે આખો દિવસ તેણે તેની સાથે કેટકેટલી વાતો કરી હતી—નિષ્ઠુર ગૃહસ્થને ઘેર કામ કરવા રહી તેણે કંઈ કેટલું દુઃખ ભોગવ્યું હતું. બીમાર પડી પાર વિનાની યાતના સહી હતી, એ બધું સાંભળતાં બિહારી રડી પડી અસ્વસ્થ બની ગયો હતો. આમ છતાં, આ હમણાં જ બાબુની આગળ સાવિત્રી શા માટે ઘર-મૂળથી જુઠ્ઠું બોલી, તેનું કંઈ કારણ તે વૃદ્ધ સમજી શક્યો નહિ.

સાવિત્રી નીચે ઊતરી જતાં તે પણ અંધારે અંધારે બાબુની દૃષ્ટિ ચુકાવી નીચે આવ્યો. તેને ન જોતાં રસ્તા ઉપર દોડી પહોંચ્યો. પરંતુ આમતેમ ક્યાં ય ન દેખાતાં ફરી ઘરમાં આવી પોતાની ઓરડીમાં તપાસ કરવા આવ્યો ને સ્થિર બની ઊભો રહી ગયો. પછી આચર્વીને આગળ આવી દીવો જરા મોટો કરી સાવિત્રીના મોં નજીક જઇ બોલ્યોઃ 'આમ જમીન ઉપર કેમ પડી છે, મા?'

જવાબ ન મળતાં સસ્નેહ કંઠે તે બોલ્યોઃ 'માંદુ શરીર, શરદી લાગી જશે, મા! ઊઠ બેઠી થા, હું સાદડી પાથરી આપું છું.'

સાવિત્રી મૂગી, જડ જેવી હતી!

બિહારી આશ્ચર્ય પામ્યો. બરાબર દેખાતું ન હતું. એટલે દીવો મોં આગળ લાવી જરા નીચા નમી બરાબર તપાસીને જોતાં એ ડોસો ચીત્કાર કરી ઊઠ્યોઃ 'હાય રે! આ શું કર્યું, મા?'

સાવિત્રીની આંખો બંધ હતી. આખું મુખ કાળું થઈ ગયું હતું. આવડી મોટી ચીસ સાંભળીને ય એણે જવાબ આપ્યો નહિ—એમ ને એમ મૃતવત્ પડી રહી.

ઉપરના ખંડમાં સતીશ હજી એમ ને એમ મૂર્તિની માફક બેસી રહ્યો હતો. બિહારીની ચીસ સાંભળી તે ચમકી પડ્યો. રાંધવાનું પડતું મૂકી રસોયાએ દોડતા આવી ખબર આપી.

સતીશ બિહારીની ઓરડીમાં દાખલ થઈ સાવિત્રીના માથાની પાસે ઘૂંટણવાળી બેઠો. અને દીવો લઇ મોં તરફ જોતાં જ તે સમજી ગયો કે સાવિત્રી મૂર્છાવશ છે.

તેણે કહ્યું: 'બૂમો ન પાડ, બિહારી, એના મોં ઉપર ને આંખો ઉપર

થોડું પાણી છાંટ—રસોયાને કહે કે પંખો લાવી પવન નાખે.'

જરા હિંમત પામી બિહારી જોરથી પાણીના છાંટા નાખવા લાગ્યો અને ઉત્તર હિંદુસ્તાનનો રસોયો જોરથી પંખો નાખવા લાગ્યો.

થોડીક વારે સાવિત્રીએ શ્વાસ લીધો અને આંખો ઉઘાડી માથા ઉપર છેડો ખેંચી લઈ તે બેઠી થઇ ગઇ.

સતીશે કહ્યુંઃ 'મહારાજ, થોડું દૂધ બરાબર ગરમ કરી લાવો અને ભીનું લૂગડું જલદી બદલી નાખવાનું કહે બિહારી.'

મહારાજ દૂધ આણવા ગયો. બિહારીએ મૃદુસ્વરે કપડાં બદલવાનું કહ્યું.

મિનિટેક શાંત રહી સતીશ ફરી બોલ્યોઃ 'સારું થતાં ક્યાં જવાની છે એ પૂછીને એકાદ ગાડી લાવજે, બિહારી—પાછી ચાલીને ન જાય.'

સાવિત્રીનું સર્વાંગ કંપી ઊઠ્યું. પરંતુ આછા પ્રકાશમાં કોઇએ એ જોયું નહિ. તેણે જેમ તેમ કરી પોતાની જાતને કાબૂમાં રાખી અને ચુપચાપ બેસી રહી.

સતીશ વળી એકાદ મિનિટ શાંત રહી બોલ્યોઃ 'જો શરીરે ઠીક ના લાગે તો—તો—મારા ખંડમાં જ સૂવાનું કહે; મારે હમણાં બહાર જવું છે.'

સાવિત્રીનું શરીર ફરી કંપી ઊઠ્યું ને તેને લાગ્યું કે હવે તે કેમે કરી પોતાને કાબૂમાં રાખી શકશે નહિ.

સતીશ એક નાનકડી ચાવી બિહારી પાસે નાખીને બોલ્યોઃ 'જો, તિજોરીની ચાવી આ તને આપી; જે કંઈ રૂપિયા જોઇએ એ જતી વખતે લઈ જાય, માંદે શરીરે—'

સતીશની વાણી વિષ અને અમૃતથી મિશ્રિત થઇને સાવિત્રીના કંઠ સુધી ક્ષીણ બની વ્યાપી ગઇ. સતીશે કહ્યુંઃ 'હું પાથુરઘાટ જાઉં છું, બિહારી—કાલે મોડો પાછો આવીશ.'

અને એક ડગલું પાછળ ભરી તેણે કહ્યુંઃ 'સાવિત્રી! કંઈ સંકોચ રાખતી નહિ જે જરૂર હોય તે લેજે—હું જાઉં છું.'

સતીશ ચાલ્યો ગયો!

સાવિત્રી ફરી પાછી ધરણી ઉપર ઢળી પડી. હૃદયફાટ રુદનભર્યા કંઠે તે બોલીઃ 'ઓ રે! આ પાપિષ્ઠા પર તમે શું કામ આટલો પ્રેમ રાખ્યો?

તમે હમણાં જ સોગન ખાધા હતા કે મને ઘૃણા જ કરશો—આ તમારી ઘૃણા કે? તમને આટલા રંજાડ્યા, આટલું જૂઠું બોલી, એ બધું ય શું તમારા પ્રેમપાવકમાં બળીને ખાખ થઈ ગયું? મને કોણ સમજાવશે કે શું કર્યાથી તમને મારા પર ઘૃણા થાય?'

બિહારી આ રુદનનો લેશમાત્ર અર્થ સમજ્યો નહિ. જરાક પાસે આવી સાંત્વનાપૂર્ણ કંઠે બોલ્યો: 'વારુ, મા, બાબુ પાસે શું કામ આટલું જૂઠું બોલી? જ્યાં ગઈ નથી, જે દોષ કર્યો નથી, એ બધું માથે વહોરી લઈ શું કામ અપરાધી બની બેઠી?'

સાવિત્રી રડતાં રડતાં બોલી: 'ભગવાન જાણે છે, બિહારી, મારી બધી વાત જૂઠી હતી. એ બોલતાં હૈયું ફાટી પડતું હતું છતાં ય બોલવું પડ્યું! પણ એ તો કંઈ કામ ન લાગ્યું, બિહારી, કંઈ કામ ન લાગ્યું!'

બિહારી મૂઢની જેમ તેના મોં સામું જોઈ બોલ્યો: 'જૂઠું વળી શા કામમાં આવે મા?'

સાવિત્રીએ ઊઠી બેઠી થઈ આંખો લૂછી નાખી. બિહારીના મોં ભણી જોઈ બોલી: 'ખરેખર, બિહારી, કશા કામમાં આવે નહિ?'

બિહારી થોડી વાર વિચાર કરીને બોલ્યો: 'ના, શું કામ આવે? કચેરીમાં જૂઠું બોલ્યે તો કામ ચાલે છે. ત્યાં તો જૂઠાણાનો જ જયજયકાર થાય છે.'

સાવિત્રીએ જવાબ આપ્યો નહિ; બહુવાર સ્થિર બેસી રહી બોલી: 'શું કામ આટલું જૂઠું બોલી, એ કદાચ કોક દિવસ તને સમજાશે પણ જવા દે એ વાત. મારા બે શબ્દો માનીશ, બિહારી?'

'વાહ! એ શું બોલી? કહે.'

'એક તો એ કે હું ચાલી જાઉં પછી પણ કદીયે બાબુને કહીશ નહિ કે મેં એમને બધું જૂઠું કહ્યું છે.'

બિહારી મૌન રહ્યો. સાવિત્રીએ કહ્યું: 'અને બીજું મારું ઠેકાણું તને લખી જણાવીશ. જો કદી ય તને એમ લાગે કે મારે આવવું જરૂરી છે. તો મને જણાવજે. તને કહેતાં મને શરમ નથી આવતી બિહારી, મારા વિના કોઈ એમને કબજે રાખી ય શકશે નહિ, મારા સિવાય બીજું કોઈ દુઃખના દિવસમાં એમની સેવા પણ કરી શકશે નહિ.'

બિહારી રડી પડ્યો. આંખો લૂછી ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યોઃ 'બધું' જાણું છું, મા.'

સાવિત્રી ઊઠી ઊભી થઈ બોલીઃ 'તો હું જાઉં. એમને તારા હાથમાં જ સોંપી જાઉં છું—સંભાળ રાખજે બિહારી, મારી એ એ વાત માનજે. ભગવાન તમને સુખી રાખે—મારું આ બળ્યું મોં લઇને તમારી સામે મારે આવવું ન પડે.' બોલીને સાવિત્રી આંખો લૂછી આગળ ચાલી.

રસ્તા પર આવી ગાડી ભાડે કરી સાવિત્રીને અંદર બેસાડી બિહારીએ નમીને પ્રણામ કર્યાં. આંખો લૂછી ગળું સાફ કરી બોલ્યો: 'મા, મારી યે એક અરજ છે. આજે જેમ દીકરો સમજીને મને યાદ કર્યો, ફરી જરૂર પડયે એ રીતે યાદ કરીશ ?'

'યાદ કરીશ જ તો !'

ગાડી ચાલી. બિહારી ફરી એકવાર રસ્તા ઉપર માથું અડકાડી પ્રણામ કરી અંગરખાના છેડાવતી આંખો લૂછી નાખી ઘર ભણી પાછો વળ્યો.

## [ ૧૭ ]

'પાથુરેઘાટ જાઉં છું'—કહી રાતના અગિયાર વાગે સતીશ ઘરની બહાર નીકળી થોડેક ગયો ત્યારે એને જણાયું કે એને પારવિનાનો થાક ચઢ્યો હતો અને પગ આગળ ચાલે એમ ન હતા. આખું અંગ પથ્થરની જેમ ભારે થઈ ગયું હતું ! આજે તેના દેહ અને મનમાં કેટડો ભારે શોક વ્યાપી ગયેલો હતો !

થોડા દિવસ પહેલાંની આવી જ એક રાતનું તેને સ્મરણ થયું. જે દિવસે બિહારીએ સાવિત્રીને ઘેરથી પાછા આવી કહ્યું હતું કે: એ નથી, બિપિન બાબુને ત્યાં જતી રહી છે.' તે દિવસે એ ખબરે એને કેટલીક ક્ષણો સુધી તો અવશ કરી મૂકયો હતો. અને એ પછી બીજી જ ક્ષણે અભિમાન અને અપમાનનો જે ભીષણ અગ્નિ પ્રજ્વલિત બની ઊઠ્યો હતો, તે કિલ્લાના એકાંત ખૂણામાં, શાંત આકાશ હેઠળ આંખનાં આંસુમાં

હોલવાઇ ન ગયો હોત તો ગમે ત્યારે ગમે ત્યાં હોય તો પણ સાવિત્રીને બાળી મેલ્યા વિના શાંત પડત નહિ. આજે ય એવી જ રાત આવી હતી પણ એવો અગ્નિ આજે શાથી પ્રજ્વળી ન શક્યો?

એક ખાલી ગાડી જતી હતી. બૂમ મારી પૂછ્યું: 'પાથુરેઘાટ આવીશ?'

ગાડીવાને ગાડી અટકાવી રસ્તા પરના પ્રકાશમાં સતીશ ભણી જોઇને ધાર્યું કે પીધેલ છે.

તેણે કહ્યું: 'એ તો બહુ દૂર છે. રૂપિયા ત્રણ થશે, બાબુ—પૈસા છે?'

'છે' એટલું બોલી સતીશ ચઢી બેઠો. અને ગાડીને એક ખૂણે માથું રાખી આંખો મીંચી દીધી. થાક એટલો તો લાગ્યો હતો કે વધારે બોલવાની તેની હોંશ ન હતી. ઘણી વાર પછી ઘણો રસ્તો ફેરવ્યા પછી ગાડીવાને કંટાળીને પૂછ્યું 'કયી જગાએ જવું છે, બાબુ, બરોબર કહો. અમસ્તો આમથી તેમ ક્યાં લગી ફરું?'

સતીશે પોતાના જ ઘરનું ઠેકાણું આપ્યું. થોડી વારે ગાડી ત્યાં આવી પહોંચી. બહુ વાર લગી બૂમો પાડ્યા પછી બિહારીએ આવી બારણું ઉઘાડ્યું.

સતીશે આસ્તેથી પૂછ્યું: 'બિહારી! સાવિત્રી મારા ખંડમાં છે?' બિહારી વિહ્વળની જેમ જોઈ રહી બોલ્યો: 'ના, બાબુ, એ તો નથી. પછી તરત જ એ તો ગઇ.'

'ગઇ?'

'હા, બાબુ, એ તો ગઇ.'

સતીશ નિસાસો નાખી બિહારીની પથારી પર બેસી પડ્યો. સાવિત્રી નથી એ સુખની વાત છે કે દુઃખની, તે એ પોતે જ બરાબર સમજી શક્યો નહિ.

બિહારી થોડી વારે મૃદુ સ્વરે બોલ્યો: 'મેં ગાડી કરી આપી હતી. ચાલો, આપના ખંડમાં દીવો સળગાવી આપું.'

'ના, રહેવા દે, હું જાતે સળગાવી લઈશ.' બોલી સતીશ ઊઠી ગયો.

સતીશ પાથુરેઘાટને રસ્તે નીકળી પડી વિચારવા લાગ્યો: 'ઉફ્! કેવી શયતાન! હાશ બચી ગયો! મારી ગરદન ઉપરથી ભૂત ઊતરી ગયું' રસ્તે ચાલતાં ચાલતાં તેણે વિચાર કર્યો કે: 'ઉપીનદાને આજે મોં બતાવી શકીશ

શી રીતે? કેમકે અંગારમાં હાથ નાખ્યે શું થાય, એ જેમ તે બરાબર જાણતો હતો, તેવી જ રીતે તેના આ બાલસખા ઉપીનદાને પણ તે બરાબર ઓળખતો હતો. એમની આગળ આ બધા અપરાધની ક્ષમા નથી, જન્મભરનો સ્નેહ ખરચવા છતાં પણ રજમાત્ર આંખમીંચામણાં ખરીદી શકાય એમ ન હતું, એની ખબર સતીશથી વધારે બીજા કોને હતી?

કિરણમયીના ઘરનું બારણું ઉઘાડું હતું. ત્યાં આવી સતીશ શાંત ઊભો રહ્યો. અને અંદર પ્રવેશ કરતાં પહેલાં તે બધી વાતનો ફરી પૂરેપૂરો વિચાર કરવા લાગ્યો.

એને થયું કે: 'શું ઉપીનદા જ માત્ર મારા પરમ મિત્ર, ગુરુ અને આદર્શ નથી? એમના સિવાય બીજું કોણ યથાર્થ રીતે મારું છે? એ જ ઉપીનદાની પાસે જઈ માથું ઊંચું રાખી ઊભવાનો રજમાત્ર માર્ગ રહ્યો નથી!' તેને કલ્પના કરતાં એમ પણ સ્પષ્ટ જણાયું કે: 'આજે ભેટો થતાંવેંત તેમની અત્યંત કઠોર સ્વચ્છ ચક્ષુઓની જ્વલંત દૃષ્ટિ આજ લગીનું અમારું આજન્મ બંધુત્વ, સ્નેહ, પ્રેમ સમસ્ત નિઃશેષ બાળી નાખશે—બિલકુલ ક્ષમા કરશે નહિ.'

'અને એટલું જ ક્યાં બસ છે? એ ઘરનાં બારણાં મારે માટે સદાનાં બંધ થઇ જશે! અને જઇશ તો પ્રવેશ પણ કયે મોઢે કરીશ?'

પરંતુ આટલી ખોટ, આટલી લાંછના કોને માટે?—આટલો મોટો સર્વનાશ જે કરી ગયું એ એનું કોણ હતું? જે પોતે પકડયા વિના બીજાને બાંધી ગઈ, પોતે દુઃખી થયા વિના બીજાને દુઃખના સાગરમાં ડુબાડી ગઈ!—જેને સત્ય તરીકે સ્વીકારી શકાય નહિ અને છતાં મિથ્યા ગણી ઉડાવી દેવાનું પણ જેને માટે અસાધ્ય છે!!

નિઃશ્વાસ નાખી સતીશ મનમાં મનમાં બોલ્યો: સાવિત્રી, તેં દુઃખ આપ્યું છે, એનું મને દુઃખ નથી—પરંતુ સત્ય–અસત્યનો ગોટાળો કરીને તું આ કેવી વિષમ ઘટનામાં મને બાંધીને ચાલી ગઈ છો!'

દાસીએ મોં દાખલ કરી કહ્યું: 'વહુમા બોલાવે છે તમને.'

સતીશે ચમકીને જોયું. પૂછ્યું: 'ઉપેનબાબુ આવ્યા છે?'

'હા, કાલે મોડી રાતે'

'એમનો નાનો ભાઈ? બીહારીન?'

દાસીએ માથું ધુણાવી કહ્યું: 'ના રે—એ તો એકલા જ આવ્યા છે આવ્યા ત્યારના મારા બાબુ* પાસે જ બેઠેલા છે.'

'બાબુને કેમ છે?'

દાસી નિસાસો નાખી બોલી: 'બાબુને? એ તો હવે ખલાસ થાય ત્યારે.'

સતીશ થોડી વાર મૌન રહી બોલ્યો: 'બૌઠાન ક્યાં છે?'

'એ તો હમણાં જ સ્નાન કરી રસોડામાં ગયાં.'

સતીશ કંઈ પણ પૂછ્યા વિના બિલકુલ અવાજ ન થાય એમ પગલાં ભરતો રસોડે ગયો. કિરણમયી જાણે તેની રાહ જ જોતી હોય એમ સતીશ બારણા આગળ આવતાં જ તેણે ઉત્સુક બની પૂછ્યું: 'ઘરમાં આવવાને બદલે બહાર ઊભા રહી—આ શું, ઠાકુરપો આંખ ને મોં છેક ઊંડાં ઊતરી ગયાં છે—રાતે ઊંઘ્યા લાગતા નથી?

આ પ્રશ્ન સતીશના કાને પહોંચતાં જ તેનું મોં ક્રોધથી અગ્નિવર્ણું બનીને એ જ ક્ષણે બુઝાઈ જઈ રાખ જેવું બની ગયું. તે બોલ્યો: 'હા, આખી રાત જાગી એની સાથે મોજમજા માણી છે. સાંભળીને સંતોષ થયો ને? હવે પછી હું અહીં ન આવું. એમ ને? પણ એ હલકા મનના ઉપીનબાબુને કહો કે, મને પૂછ્યું હોત તો હું સાચેસાચું જ કહી નાખત. દુનિયામાં એમના સિવાય સાચું બોલનાર લોકો હોય છે. અને એ સિવાય પણ, એ કંઈ મારા એવા કોઈ નથી કે એમની બીકે બીકે મારે જૂઠું બોલવું પડે. કહો એમને—સમજ્યાં બૌઠાન? એમ બોલીને સતીશ પાછો ફર્યો.

એકાએક સતીશનો આ ભાવ, આ અતિ ઉગ્ર કંઠસ્વર સાંભળી કિરણમયી ભાનભૂલ્યા જેવી બની ગઈ. સતીશ મોટા ખંડનું બારણું ઓળંગીને બહાર ચાલ્યો જતો હતો જોઈ કિરણમયીએ વ્યસ્ત બની બહાર આવી બૂમ મારી: 'જાવ નહિ, ઠાકુરપો, સાંભળો—'

સતીશ પાછો ફરી ઊભો રહી, રાડ પાડી બોલ્યો: 'સાંભળ્યાથી શું? સાચું કહું છું, બૌઠાન, એ આટલા બધા હલકા હશે એવું તો મેં સ્વપ્ને ય ધાર્યું ન હતું. એ જ્યાં હોય ત્યાં મારાથી નહિ રહેવાય. આજે સમજાય છે કે પેલા દિવસે મારા બાપુએ શાથી એકાએક એવો પત્ર લખ્યો હતો. પણ એમને કહેજો કે મેં એનો કદી સ્વીકાર જ કર્યો નથી.'

---

* શેઠ

કિરણમયીએ વ્યાકુલ બની પૂછ્યું: 'કોનો ? તમે શું બોલો છો ઠાકુરપો ?'

'ખરું કહું છું, બૌઠાન, ખરું કહું છું. એમને તમે આટલું કહેશો એટલે એ સમજી જશે. પણ તમને ય આજે કહેતો જાઉં છું કે—વિના વાંકે તમારા ઘરનું બારણું મારે માટે બંધ કર્યું તો ભલે—પણ એક દિવસ સમજાશે—સતીશ ગમે તેટલો હલકટ હોય પણ એક વાર એનો વિશ્વાસ રાખી કોઈ કદી ઠગાયું નથી. બીજી પણ એક વાત એમને કહેજો, એમની ઇચ્છામાં આવે—થાય એટલું કરીને મારો સર્વનાશ કરવાનો પ્રયત્ન કરે, પણ હું ય હવે એમને મોં બતાવનાર નથી, એ ય હવે મને—' એકાએક સતીશ બારણા ભણી જોઈ અટકી ગયો. અને બીજી જ પળે મોં ફેરવી ઝંઝાવાતની જેમ ભાગી છૂટ્યો.

અને એની જ દૃષ્ટિને અનુસરી કિરણમયીની બંને આંખો પથ્થરની મૂર્તિ સમા ઊભેલા ઉપેન્દ્રના મુખ ઉપર જઈ થંભી. રાડારાડ સાંભળી ઉપેન્દ્ર રોગીની પથારી આગળથી ઊઠીને બારણું જરાક ઉઘાડીને સાંભળતો હતો.

કિરણમયીને થયું કે ઉપેન્દ્ર શું છે એમ પૂછશે. પરંતુ તે કંઈ જ બોલ્યો નહિ. ચૂપચાપ બારણું બંધ કરી દઈ અંદર ચાલ્યો ગયો.

કિરણમયીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ તે કેવી ઘટના ! સતીશ તેના ઉપીનદાનું તેમના મોઢા ઉપર જ અપમાન કરી ચાલ્યો ગયો શી રીતે ? શાને માટે ? રસોડામાં જઈ બધું હાથનું કામકાજ સ્વપ્નસ્થની જેમ તે કરવા લાગી. પરંતુ મનની અંદર તો એક ગંભીર ક્ષુબ્ધ વિસ્મય સહસ્રરૂપ ધારણ કરીને સતત રીતે ચક્કર ચક્કર ફરવા લાગ્યો હતો. પોતાના જ ઘરમાં એક મહાન વિપત્તિ પડેલી જ છે, તે પણ ક્ષણવાર માટે તો તે ભૂલી ગઈ અને કેવળ વિચારવા લાગી કે : 'કાલે સાંજ પછી તો સતીશ અહીંથી ઘેર ગયો હતો. ત્યાર પછી આ એક જ રાતની અંદર એવી તે શી ઘટના બની શકે કે તે આમ ઉન્મત્ત આચરણ કરી ચાલ્યો ગયો ?'

અને ઉપેન્દ્રે કશી વાત જાણવાની ઇચ્છા સુધ્ધાં કરી નહિ ! કિરણમયીને લાગ્યું કે થોડીવાર તો ઉપેન્દ્રના શુષ્ક કઠોર મુખ ઉપર દુઃસહ વિસ્મય ફૂટી ઊઠ્યું હતું; પરંતુ તેની આ કલ્પના સાચી હતી કે માત્ર પોતાના મનની કલ્પના જ હતી, એ પણ કોણ જાણે ?

ઉપેન્દ્ર પાછો જઈ મુમુર્ષુની પથારી આગળ પહેલાંની જગાએ બેઠો. તે સ્વભાવે શાન્ત પ્રકૃતિનો હતો. કોઈની વાતમાં તે તેના તરફેણનો કે વિરુ-

લગભગ રાતના દશ વાગ્યા હતા. કિરણમયી જરાક પાસે આવી મૃદુ સ્વરે બોલી: 'તમે એક વાર ત્યાં જઇ આવો એ ય જરૂરી છે.'

ઉપેન્દ્રે ક્યાંય જોયા વિના કહ્યું. 'એવી કંઇ જરૂર નથી. એ સૌ જાણે છે.'

કિરણમયીએ કહ્યું: 'તો પણ એકવાર જઇ આવો. હમણાં તો કંઈ ભય નથી—દરમિયાનમાં સ્નાન કરી આરામ લઈ પાછા આવી શકશો.'

ઉપેન્દ્ર કંઈ બોલ્યો નહિ. કિરણમયી મૃદુ છતાં દૃઢ કંઠે બોલી: 'જરાક વિચાર કરી જુવો, સ્નાનાહાર કર્યા વિના ભૂખ્યાભૂખ્યા આમ ને આમ બેસી રહ્યે ઊલટા માંદા પડશો. સતીશ—ઠાકુરપો ય નથી. અત્યારે તમે જો—

ઉપરાંત તમે અત્યારે પુષ્કળ થાકેલા જણાઓ છો. હું બેઠી છું—એટલી વાર તમે જરા જઈ આવો. જરા સાંભળો—ઊઠો.'

ઉપેન્દ્રે એકાએક મોં ઊંચું કરી તરત જ દૃષ્ટિ નીચી નાખી દીધી. આ પ્રકારે આટલી વાત કિરણમયીએ કદી તેની આગળ કરી ન હતી. આ કંઠસ્વરમાં શુભાકાંક્ષાની અતિશયતા ન હતી—છતાં તે કેટલો દૃઢ હતો! કેવો કોમલ હતો! ઉપેન્દ્રના કાનમાં કિરણમયીની આ સ્નેહભરી વિનંતી અજબ રૂપ ધારણ કરી બેઠી. અનેક દિવસો પૂર્વે એક રાતે જે તીવ્ર કંઠ, જે કઠોર ભાષા એને જ મોઢે સાંભળી ગયો હતો, એની સાથે સરખાવતાં આ કેટલી બધી આશ્ચર્યભરી જુદી હતી!

ઉપેન્દ્રે ક્યાંય જોયા વિના પૂછ્યું: 'તમારું આજે કેમ થશે?'

કિરણમયીએ કહ્યું: 'એ બધું શું કામ પૂછો છો? અમારો આજે દુઃખનો દહાડો છે—બીજું કોઇ એમાં ભાગ પડાવી શકનાર નથી. પણ તમે હવે મોડું કરો નહિ. ચાલો, અત્યારે જ ઊઠો.'

સાચી વાત બોલી નાખવાનો આ તે કેવો શાંત કઠોર મુખભાવ! ક્ષણવાર તો ઉપેન્દ્રે બધું ભૂલી જઇ આશ્ચર્યથી ફાટેલી બંને આંખો કિરણમયીના મુખ ઉપર ઢાળી દીધી. પહેલાં જ નજર પડી તેના સેંથાના અગ્ર ભાગમાંથી સિંદૂરની ઉજ્જ્વલ રેખા ઉપર—નારી સૌભાગ્યનું સર્વશ્રેષ્ઠ નિદર્શન! આ જીવનનું પરમ શ્રેય હજી નિશ્ચિહ્ન થયું નથી! ભવિષ્યનું સમસ્ત ગૌરવ ધારણ કરીને હજી ય વિદ્યમાન છે! પ્રબળ બાષ્પોચ્છ્વાસથી ઉપેન્દ્રનું આખું શરીર એકવાર કંપી ઊઠ્યું.

સ્વામીને દૂધ પિવડાવી તે ફરી ઉપેન્દ્રને કહેવા જતી હતી ત્યાં ઉપેન્દ્ર જ ઊઠી ઊભો થઈ ગયો અને જલદી જલદી સ્નાનાહાર પતાવી પાછો આવું છું કહી બારણે પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં તો કિરણે મૃદુ કંઠે પૂછ્યું: 'આવતી વખત સતીશ ઠાકુરપોને ઘેર થઈને આવશો કે?'

ઉપેન્દ્રે પાછો ફરી પૂછ્યું: 'કેમ?'

કિરણે કહ્યું: 'મારી પાસે તો કોઈ માણસ નથી કે એમને ઘેર કોઇને મોકલું. એટલે કહેતી હતી કે તમે જો એકવાર—'

ઉપેન્દ્રને એકાએક ખ્યાલ આવ્યો કે સતીશને બોલાવી લાવવાના આ પ્રસ્તાવ દ્વારા તેને પોતાને જ એક પ્રકારનો ટાણો કરવામાં આવ્યો હતો. એટલે તીક્ષ્ણ કંઠે પ્રશ્ન કર્યો: 'તમારે એનું કંઈ ખાસ કામ છે?'

આ કંઠસ્વર અને તેનું તાત્પર્ય કિરણમયીથી અજાણ્યું રહ્યું નહિ. પરંતુ તેમ છતાં પોતાના કંઠસ્વર દ્વારા તેણે તેને વ્યક્ત સ્વરૂપ આપ્યું નહિ. કેવળ બોલી: 'આ દુઃસમયે તો મારે સૌની જરૂર છે જ ને, ઉપીન-બાબુ! એ સિવાય પણ તે શાથી તમારા ઉપર આટલો ગુસ્સો કરી આમ ચાલ્યા ગયા, એ ય જાણતી નથી. એટલે જ વિચારું છું કે, એકવાર એમને બોલાવી લાવવાનો પ્રયત્ન કરવો ઠીક નથી શું?'

ઉપેન્દ્ર મનમાં અકળાઇને બોલ્યો: 'તમે એ માટે ચિંતા ન કરતાં. એ તો મારો મિત્ર છે. અમારી વચ્ચેનું સારું નરસું અમે જ બરાબર ગોઠવી લઇશું. તેમ છતાં તમારે જો ખાસ કામ હોય તો, કોક માણુસને મોકલી આપું. મને પોતાને તો જવા જેટલો વખત મળશે નહિ.'

કિરણમયી મૃદુસ્વરે બોલી: 'ઠીક તો કોકને મોકલજો. એ આવે એમ હું ઇચ્છું છું. મિત્રની સાથે મિત્રનો ઝઘડો થઇ જાય તો ભલે થતો, પણ હું તો એની બહેન છું. મારા આવા ભારે વિપદના દિવસોમાં હું તમને મને સજા કરવા દઇશ નહિ.'

'ના, ના, એવી જરૂર શી છે—હું ખબર મોકલાવી દઇશ.' એમ બોલી ઉપેન્દ્ર ચાલ્યો ગયો. અલબત્ત, ભાઈ-બહેનનો નૂતન સંબંધ કેવી રીતે વિકાસ પામશે એ નક્કી કરવાનો ભાર તેની પોતાની ઉપર નથી, એ વાત તેણે પોતાના મનમાં કબૂલ કરી લીધી. પરંતુ જે આત્મીયતાની ધારા કેવળ તેની જ દ્વારા માર્ગ મેળવી શકી હતી, તે જ આજે તેને જ વટાવી જઈને વહી રહી છે, એ વાત તેને આઘાત કર્યા વિના રહી શકી નહિ. પોતાના મિત્ર સંબંધી તે ફાવે તેમ વર્તે, પરંતુ તેમના આ ભાઈ-બહેનના નિકટના સંબંધની વચમાં કિરણમયી કોઈ પણ મિત્રને ડખલ કરવા દેશે નહિ, એ વાત જણાવી દેવામાં તેણે લેશમાત્ર અસ્પષ્ટતા રાખી ન હતી.

## [ ૧૮ ]

સ્ત્રી વિષેના ઉપેન્દ્રના અભિપ્રાયમાં ફેરફાર કરવાનો સમય હવે આવી પહોંચ્યો હતો. આજે તેને મનમાં મનમાં સ્વીકાર કરવો પડ્યો કે

સ્ત્રીઓ વિષેના તેના જ્ઞાનમાં જબ્બર ભૂલ હતી. એવી ય સ્ત્રી હોય છે જેની આગળ પુરુષનું અભ્રભેદી શિર પણ આપોઆપ ઝૂકી પડે. સામું જોર ચાલે નહિ, માથું નીચું રાખ્યે જ છૂટકો. કિરણમયી એવી સ્ત્રી હતી!

પેલી પ્રથમ પરિચયની રાતે કિરણમયી વિષે જ ઉપેન્દ્રે સતીશની આગળ મોઢેથી ભળતું કહ્યું હતું પણ અંતરમાં તો કરુણાપૂર્ણ અવજ્ઞાપૂર્વક તેણે માન્યું હતું કે, આ પણ એવી જ એક ઉગ્ર સ્વભાવની રમણી છે, જે અત્યંત સામાન્ય કારણ હોવા છતાં ભાન ભૂલી જઈ ઉન્મત્ત બની ઝેર ખાઈ લઇ ગળામાં ફાંસો નાખી ભયંકર તોફાન કરી બેસે. પણ આજે સમજાયું કે, ના, એવું નથી. આ લોકો તો ભયંકર સંકટમાં પણ મગજ ઠેકાણે રાખી શકે છે અને લેશમાત્ર ઉગ્ર થયા વિના અનાયાસે પોતાની ઇચ્છા મુજબ વર્તી શકે છે. આ ઘેર સતીશનું આવવું-જવું ઉચિત હો કે અનુચિત પણ કિરણમયીએ તેને બોલાવ્યો છે એ ખબર તેને કહેવા જ પડશે!

થોડા દિવસ પહેલાં જ ઉપેન્દ્રે પોતાના ઘરમાં બેસીને સતીશનાં કર્મોનો ઉલ્લેખ કરતો એક નનામો પત્ર વાંચ્યો હતો. એ પત્ર રાખાલનો લખેલો હતો. જ્યારે બંને જણ વચ્ચે સદ્‌ભાવ હતો ત્યારે સતીશને પોતાને જ મોંએ રાખાલે સતીશના પરમ મિત્ર ઉપેન્દ્રની અત્યંત અસાધારણ વાતો જાણી હતી—અસામાન્ય વિદ્યાબુદ્ધિ અને તેના તુષારશુભ્ર અકલંક ચારિત્ર્યની ખ્યાતિની, અને સૌથી વધારે ગર્વ લેવા જેવા તેના ઉપીનદા માટેના અપાર સ્નેહની! એ સ્નેહ ઉપર ઘા કરવા સરખો મારાત્મક આઘાત સતીશના જીવન ઉપર બીજો કોઈ હોઇ ન શકે, એ વાત ધૂર્ત રાખાલ બરાબર જાણતો હતો.

પરંતુ એ દિવસોમાં તો એના એ પત્રે કશી જ અસર કરી નહિ. ઉપેન્દ્રે કાગળ વાંચી ફાડી ફેંકી દઇ કાગળ મોકલનારને ઉદ્દેશી હસીને બોલ્યો હતો: 'તું ગમે તે હો, અને સતીશની ગમે તેટલી ગુપ્ત વાતો જાણતો હો, હું તારા કરતાં ય તેને વધારે ઓળખું છું. અને ત્યાર બાદ એએક દિવસે સતીશના પિતાએ પૂછતાં જવાબમાં તેણે હસીને કહ્યું હતું: 'સતીશ મજામાં છે. હા, કોકની સાથે ઝગડો બગડો કરી મૂળનું ઘર ખાલી કરીને બીજે રહેવા ગયો છે. કોઈ આદમીએ નનામા કાગળ દ્વારા એને વિષે ભળતુંસળતું લખ્યું છે.'

વૃદ્ધે ચિંતાપૂર્ણ મુખે પૂછયું હતું: 'કેવી રીતનું ભળતુંસળતું ઉપેન?'

ઉપેન્દ્રે જવાબ આપ્યો હતો: 'એ બધી નકામી વાતો કરી આપનો સમય હું નષ્ટ કરવા માગતો નથી. સતીશને તો મેં મારે હાથે ઉછેરી મોટો કર્યો હતો. મને ખબર છે, એ એવું કશું જ નહિ કરે, જેને કારણે એને એનું માથું નીચું નાખવું પડે. આપ નિશ્ચિંત રહો.'

તેના આ વિશ્વાસ ઉપર વજ્રપાત થયો જે દિવસે તેણે સાવિત્રીને આંખોઆંખ જોઈ ત્યારે. સતીશના નિર્જન ખંડમાં શૃંગારરત એકાકી રમણી! એની સુગભીર અદ્દભુત લજ્જા! અને સમસ્ત લજ્જાથી આવરેલી પેલી એ વિશાળ આંખોની વ્યથિત વ્યાકુલ દૃષ્ટિમાંથી ફૂટી નીકળતી અકળામણ! પોતે દોષ કર્યાની એ અકળામણ હતી શું? એક ક્ષણમાં જ ઉપેન્દ્રના મનમાં રાખાલનો પેલો વિસારાઈ ગયેલો પત્ર પહેલેથી છેલ્લે સુધી અગ્નિના અક્ષરોએ ઝળહળી ઊઠયો. પ્રશ્ન પૂછવાનું, સંશય કરવાનું હવે પ્રયોજન રહ્યું ન હતું.

એ પત્રને વિશ્વાસયોગ્ય બનાવવામાં રાખાલે મણા રાખી ન હતી. એમાં સાવિત્રીનું નામ તો હતું જ. એટલું જ નહિ પણ તેના વિવિધ પ્રકારના વર્ણનની અંદર તેનાં ભવાં ઉપર એક નાનો કાળો તલ છે, એ વાતનો પણ ઉલ્લેખ કરવાનું તે ભૂલ્યો ન હતો. અને એ ચિહ્ન એટલું તો સુસ્પષ્ટ હતું કે આંખ પડતાં જ ઉપેન્દ્ર તે જોઇ લીધા વિના રહી શકયો ન હતો.

સતીશને બોલાવતા જવાનું અપ્રિય કાર્ય રસ્તે જતાં પતાવી નાખવું કે નહિ તે નક્કી કરતાં કરતાં જ ભાડાની ગાડી જ્યોતિષના ઘર આગળ આવી પહોંચી અને દરવાજામાં પ્રવેશ કરતાં જ તેની ઉત્સુક દૃષ્ટિ શાથી પણ જમણા હાથ પરની બીજે માળની એક ઓરડી ભણી ખેંચાઈ.

ઉપેન્દ્રે મોં ઊંચું કરી જોયું તો જેની અસંશય આશા રાખી હતી તે જ નજરે પડી. ઉઘાડી મોટી બારી પકડી એક સ્તબ્ધ પ્રતિમા આ રસ્તા ઉપર જ જાણે સમસ્ત પ્રાણમન પાથરીને ઊભેલી હતી. આટલે દૂરથી બરાબર જોવું સંભવિત ન હતું. તો પણ તેના મનઃચક્ષુને પેલી બારીમાં બેઠેલીના ધ્રૂજતા ઓઠથી માંડીને આંખોની પાંપણ સુધી વહી રહેલી આંસુની રેખા દેખાયા વિના રહી નહિ. તેની આટલા વખતની ચિંતાજ્વાલા, અભિમાન, અને અપમાનના આઘાત–પ્રત્યાઘાતની વેદના

લૂછી નાખી કેવળ એક જ વાત મનમાં જાગ્રત થઈ. સુરબાળાની આખી રાત અને આ સવારનો બધો વખત કોણ જાણે કેવી રીતે વીત્યો હશે! જે સ્ત્રી, પોતાથી બને તો તેને ઘરની બહાર સુધ્ધાં જવા દે નહિ, તે જ આ અપરિચિત શહેરમાં મોડી રાતે તેના બીમાર સ્વામીને ઘરની બહાર જવા દઈને આટલા વખત સુધી એણે શું શું કર્યું હશે, તેનો વિચાર કરીને એક બાજુથી તેને હસવું આવ્યું, બીજી બાજુથી આંખમાં પાણી ભરાઈ આવ્યાં.

સરોજિનીને ખબર પડતાં તે પોતે જ અંદરથી બહાર આવી વરંડામાં ઊભી રહી હતી. ઉપેન્દ્રને જોતાં જ તેનાં આંખ–મુખ હાસ્યથી ભરાઈ ગયાં. ગાડીમાંથી ઉપેન્દ્ર ઊતરતાં ઊતરતાં જ તે બોલી ઊઠી: 'હવે બહાર ક્ષણવાર પણ ઊભા ન રહો, સીધા ઉપર આવો.'

ઉપેન્દ્ર બને તેટલું ગંભીર મુખ રાખી કારણ પૂછવા જતાં તે પોતે જ હસી પડ્યો.

સરોજિનીએ હસીને કહ્યું: 'ખરા માણસને તમે મારા કબજામાં સોંપી ગયા હતા—ન પોતે ઊંઘ્યાં, ના મને ઊંઘવા દીધી. આખી રાત ગાડીનો અવાજ સાંભળ્યા કર્યો અને બારી ઉઘાડી ઉઘાડીને જોયા કર્યું—અરે, કાગળ લખવા બેસી ગયા, કંઈ? ના, ના, એમ નહિ ચાલે—એકવાર મળી આવી પછી જે ફાવે તે કરો—હમણાં નહિ.'

બહારના વરંડામાં એક નાના ટેબલ ઉપર લખવાનાં સાધનો પડેલાં હતાં. ઉપેન્દ્રે એક કાગળ ખેંચી લઈ કહ્યું: 'પહેલાં ચિઠ્ઠી લખવા દો, પછી ફાવે તે કહો, હું કરીશ. એ પહેલાં નહિ. પાંચ મિનિટથી વધારે નહિ લાગે. જો તમારી ઈચ્છા હોય તો તમે જઈને ખબર આપો.'

સરોજિની એવા ને એવા હાસ્યપૂર્ણ મુખે બોલી: 'મારે ખબર આપવાની જરૂર નથી—તેમણે જ મને ખબર આપવા બહાર મોકલી છે. વારુ, પાંચ મિનિટ હું ઊભી રહું છું—તમને સાથે જ લઈને જઈશ.'

ઉપેન્દ્ર કંઈ જવાબ આપ્યા વિના પત્ર લખવા લાગ્યો. લખતાં લખતાં તેના મુખ ઉપરની વ્યથા અને અકળામણની સ્પષ્ટ રેખાઓ પાસે ઊભેલી સરોજિની જોઈ રહી હતી. તેની તેને ખબર પણ પડી નહિ.

પત્ર પૂરો કરી પરબીડિયામાં પૂરી ઉપર સરનામું લખી ઉપેન્દ્રે ઊંચું જોયું. ગાડીવાને આવીને સરોજિનીને ઉદ્દેશીને કહ્યું: 'ગાડી તૈયાર છે.'

ઉપેન્દ્રે પૂછ્યું: 'તમે બહાર જાવ છો કે શું?'

સરોજિનીએ કહ્યું: 'હા. મારો નાનો પિયાનો મરામત કરવા આપ્યો છે, એ જોઇ આવવો છે.'

ઉપેન્દ્રે આનંદ પામી કહ્યું: 'સરનામું લખેલું છે, જરા તકલીફ લઈ આ કાગળ ગાડીવાન સાથે મોકલાવી દેશો?' એમ કહી ઉપેન્દ્રે સરોજિનીના લંબાવેલા હાથમાં પત્ર મૂકી દીધો.

સરોજિની કાગળ લઈ થોડીવાર તેના સરનામા ભણી ટગી રહી! આ ટૂંકું સરનામું વાંચતાં કંઇ વાર લાગે એમ ન હતી. તેણે મોં ઊંચુ કરી પૂછયું: 'સતીશ બાબુ આ વખત અમારે ત્યાં ઊતર્યા કેમ નહિ?'

'એ અમારી સાથે આવ્યો નથી—સતીશ તો ઘણો વખત થયાં અહીં જ રહે છે.'

સમાચાર સાંભળી સરોજિની ચમકી પડી. આ બધું બરાબર ધ્યાનપૂર્વક જોવા સાંભળવા જેવી ઉપેન્દ્રના મનની સ્થિતિ ન હતી. હોત તો તેને આશ્ચર્ય થાત.

સરોજિનીએ પોતાની શરમ દબાવી દેવા સહજભાવે બોલવાનો પ્રયત્ન કર્યો: 'એ કદી ય આ બાજુ આવતા જ નથી—આટલા દહાડા આટલા પાસે રહેતા હોવા છતાં!'

ઉપેન્દ્ર અન્યમનસ્ક બની બીજો જ કંઇક વિચાર કરતો હતો. તે બોલ્યો: 'મને લાગે છે કે તમારો એને ખ્યાલ નહિ હોય.' આ શબ્દો કેટલા સરળ હતા? પરંતુ સાંભળનારને એ કેટલા કઠોર લાગ્યા!!

'ઠીક કહ્યું, દિવાકર ક્યાં? એને જોયો નહિ કંઈ?'

'એ તો દાદાની સાથે હાઇકોર્ટ ગયો છે. ચાલો, પહેલાં તમને સાથે અંદર લઇ જઉં.' એમ બોલીને સરોજિની ઘરમાં ગઈ.

વીસેક મિનિટ બાદ તે જ્યારે ગાડીમાં બેઠી અને આદેશ મુજબ સતીશના ઘર ભણી રવાના થઇ ત્યારે સરોજિનીનું હૈયું અંદરથી કંપતું હતું. અને ગાડી જેમ જેમ આગળ જવા લાગી તેમ તેમ તેનો હૃદયકંપ દુર્નિવાર થવા લાગ્યો.

તેને જાણે બરાબર એમ જ લાગવા માંડયું કે પોતે કોકાભારે બોજો વહન કરીને જઇ રહેલી છે—જે કાર્યની સિદ્ધિ ઉપર તેના પોતાના સમસ્ત ભવિષ્યનો બધો શુભાશુભ આધાર રહેલો છે.

થોડી વારમાં ગાડી સતીશના ઘર આગળ આવી અટકી અને ગાડીવાન પત્ર હાથમાં લઇ ઊતરી પડ્યો. સરોજિનીએ ગાડીના એક છેડે ખસી જઇને અક્કડ બેસીને કાન માંડી બારણા ઉપરનો ગાડીવાનનો ટકોરો સાંભળ્યો. થોડીવારે બારણું ઊઘડવાનો અવાજ અને ગાડીવાનના અંદર જવાનો અનુભવ કર્યો. અને ત્યાર બાદ કોઇનો ગંભીર સુપરિચિત કંઠસ્વર કાને આવવાની આશંકા અને આકાંક્ષાથી તે પ્રતિક્ષણ સ્તબ્ધ કંટકિત બની બેઠી. તે ચોક્કસ જાણતી હતી કે ગાડી અને ગાડીની અંદર બેઠેલાની જાણ ગાડીવાન પાસેથી થતાં સતીશ જરૂર પોતે જ આવી હાજર થશે. તે સમજી જ શકી નહિ કે માણસ આટલે પાસે આટલો વખત રહેતાં છતાં પણ આમ ભૂલી જઈ શકે. એવી ખબરે પણ એને રજમાત્ર ચલિત કરી નહિ.

ફરી ગાડીવાનનો અવાજ બારણા આગળ સંભળાયો. ફરી બારણું બંધ પણ થઈ ગયું અને થોડીવારમાં તે પત્ર હાથમાં લઈ એકલો પાછો આવ્યો ને બોલ્યો: 'બાબુ ઘરમાં નથી.'

'ઘરમાં નથી?' ક્ષણવાર માટે તો સરોજિનીએ સ્વસ્થ બની નિરાંત અનુભવી. પછી મોં ફેરવી કહ્યું: 'કાગળ પાછો શું કામ લાવ્યો, મૂકી આવ.'

ગાડીવાને કહ્યું: 'બાબુ કલકત્તામાં નથી. દસ વાગ્યાની ગાડીએ દેશમાં ઊપડી ગયા છે.'

આ ખબર સાંભળી તેનું આ ઘર એક વાર જાતેજાત જોઇ આવવાની દુર્દમ ઇચ્છા તેને શાથી થઈ, તેનું કારણ તે પોતે જ બરાબર સમજી શકી નહિ. પરંતુ તે ગાડીમાંથી તરત જ નીચે ઊતરી અને બારણું ઉઘાડી અંદર દાખલ થઇ. હિન્દુસ્તાની રસોયાને ઘરબાર સાચવવા રાખવામાં આવેલો હતો. તેની મદદથી આખું ઘર ફરીને જોઇને નીચે આવતાં રસ્તામાં દોરડાની વરગણી ઉપર લટકાવેલી એક મેલી પહોળી કિનારવાળી સાડી ભણી સરોજિનીની દૃષ્ટિ પડી. કુતૂહલપૂર્વક તેણે પ્રશ્ન પૂછતાં રસોયાએ પોતાની ઢબે જવાબ આપ્યો: 'એ લૂગડું માજીનું છે.'

સાવિત્રીએ બપોરે સ્નાન કરી પહેરેલું ભીનું લૂગડું સુકાવવા માટે નાખ્યું હતું. તે હજી એમ ને એમ લટકાવેલું જ હતું. સરોજિનીએ આશ્ચર્ય પામી કંઈ કેટલાક પ્રશ્નો દ્વારા માજી સંબંધી જે જાણ્યું તેથી

તે ઊલટી વધારે આશ્ચર્ય પામી. જે વસ્તુ સહજ રીતે બનતી નથી હોતી અને જેની અંદર પાપ છુપાયેલું હોય છે, તેની ભલે છેક ઊંડે ઊંડેની સમજ ન પડે છતાં દરેક માણસ પોતાની બુદ્ધિ અનુસાર અમુક રીતે તો એ વસ્તુ સમજે જ છે.

આ હિન્દુસ્તાની રસોયો પણ પત્ની સહિત ઉપેન્દ્રનું આવવું અને એ જ ક્ષણે એકાએક ચાલ્યા જવું તથા આજે સવારે શેઠ એકાએક જે રીતે ચાલ્યા ગયા—તે બધા બનાવોની સાથે આ માજીનો સંબંધ છે એવું અનુમાન કરી ચૂકચો હતો. ઉપરાંત સતીશનું ઉન્મત્ત વર્તન કોઈ માણસની દૃષ્ટિ બહાર ગયું ન હતું તેથી તેણે સાવિત્રીની માંદગી સંબંધની વાતો પણ કરી. અને તેને જોવા મળવાને અંગે જ તેના શેઠને એકદમ વ્યગ્ર અને વ્યાકુળ બની બહાર ચાલ્યા જવું પડયું હતું, એ વાત પણ તેણે અમુક રીતે દર્શાવી દીધી.

સરોજિનીને એક નવી વાત સમજાઈ કે ઉપેન્દ્ર વગેરે સૌ પહેલાં અહીં આવ્યાં હતાં અને સરસામાન પણ ઉતારવામાં આવ્યો હતો. પણ એ જ ક્ષણે બધું પાછું ઊંચકાવી લઈ તે તે જ ગાડીમાં ત્યાંથી ચાલી નીકળ્યો હતો. આમ છતાં તેમાંથી કોઈએ સતીશનું નામ સુધ્ધાં ઉચ્ચાર્યું ન હતું. ત્યાર બાદ આ પત્ર!—બધું સ્પષ્ટ સમજાઈ ગયું. ઉપેન્દ્ર તેનો મિત્ર એકાએક ચાલ્યો ગયો છે, એ વાત જાણતો ન હતો.

અધીર ઉત્સુકતામાં ડૂબી જઈને તેણે ધીમે ધીમે પેલી રમણી સંબંધી અનેકવિધ પ્રશ્નો કરી તેની ઉંમર અને તેના સૌંદર્યનો જે ખ્યાલ મળ્યો એ સત્ય હકીકતથી ક્યાં ય આગળ વધી ગયેલો હતો! આખરે પાછી ફરી તે જ્યારે ગાડીમાં બેઠી ત્યારે તેનો પિયાનો સમરાવવાનો ઉત્સાહ ચાલ્યો ગયો હતો. અને અજ્ઞાત ભારે બોજાથી તેનું હૃદય દબાઈ ગયું હતું.

આ રહસ્યમયી કોણ હતી અને કેવી રીતે તેની સાથે સંબંધ થયો હતો તે વિષે તે કંઈ જાણી શકી નહિ. પરંતુ એક ગુપ્તતાનો ભાવ તેના હૃદયમાં દૃઢ મુદ્રિત બની રહ્યો.

*

સતીશ અને કિરણમયી ઉપર ઉપેન્દ્રને ગમે તેટલી ચીડ અને અણગમો હોય પરંતુ તેને મહત્ત્વ આપી કર્તવ્યની અવહેલના કરવાનો સ્વભાવ

તેનો ન હતો. એટલે જ આહારાદિ પછી પાથુરેઘાટ જવાની તેની ઇચ્છા હતી. પરંતુ ભયંકર થાક આજે તેનો કબજો લઇ બેઠો હતો. વધારામાં સુરબાળા પણ એવી હઠ કરી બેઠી હતી કે તેને ગણકાર્યા વિના જવું પણ અસાધ્ય થઈ ગયું હતું.

કલાકેક પછી જ્યારે તેની અસ્વસ્થ ઊંઘ ઊડી ગઈ ત્યારે સાંજ પડવા આવી હતી. ધડફડ કરી બેઠો થયો ત્યાં જ સામે ટીપોય ઉપર એક પત્ર પડેલો હતો. હાથમાં લઇ જોયું તો પત્ર એમ ને એમ બંધ હતો—ગમે તે કારણ હોય પણ તે સતીશના હાથ સુધી પહોંચ્યો ન હતો. બૂમ મારતાં સુરબાળાએ અંદર આવી કહ્યું: 'સતીશ ઠાકુરપો અહીં નથી. દસ વાગ્યાની ગાડીએ દેશ ચાલ્યા ગયા છે.'

ખબર સાંભળી ઉપેન્દ્રનું મોં કાળું પડી ગયું. સૌથી પહેલાં તેને ખ્યાલ આવ્યો કે આ અજાણ્યા શહેરમાં હારાનની ઉત્તરક્રિયા હવે તેણે એકલાએ જ કરવી પડશે! ઉહ, એ તે કંઈ ઓછું કામ છે! અને કેવું ભયંકર ત્રાસદાયક કામ! લોકોને બોલાવવા.સરસામાન તૈયાર કરવો, નવ-વિધવા અને માતાના ખોળામાંથી તેના એકમાત્ર સંતાનનો મૃતદેહ ઉપાડી લઇ જવો! આ મર્માન્તક શોકના દૃશ્યની કલ્પના કરતાં જ તેનું સમસ્ત અંગ પથ્થરના જેવું ભારે અને સમસ્ત હૃદય પાથુરેઘાટ ભણી ઉત્સુક બની ઊભું રહ્યું. પોતે જ ન જાણે તેમ તેણે મનમાં મનમાં સતીશ ઉપર કેટલો આધાર રાખ્યો હતો તે અત્યારે અભિમાન અને અપમાનનાં પડો ભેદીને તેની નજર સમક્ષ ખડાં થયાં.

આ બધું કામ બિલકુલ ઉપેન્દ્રના સ્વભાવ વિરુદ્ધનું હતું. પોતાથી બને તો તે કદી એવામાં પડવા ઇચ્છે નહિ. જ્યારે સતીશ માટે તો એ કામ તદ્દન સહજ હતું. દેશમાં એવું ભાગ્યે જ કોઈ મર્યું હશે કે જેની ઉત્તરક્રિયામાં સતીશ તેનું કર્મપટુ સ્વસ્થ સબળ શરીર લઇને સૌની આગળ જઇ પહોંચ્યો ન હોય અને સમસ્ત અપ્રિય કાર્ય બોલ્યાચાલ્યા વિના, વિના આડંબરે પાર ન પાડ્યું હોય. એવે દુ:સમયે સૌ એને શોધતું અને તેના આવતાં શોકાર્ત અને વિપત્તિમાં પડેલાં કુટુંબીઓ એવા દુ:ખમાં પણ સાંત્વના અને હિંમત પામતાં. આવો સતીશ જ્યારે એકાએક કલકત્તા છોડીને ચાલ્યો ગયો ત્યારે ક્ષણવારને માટે તો ઉપેન્દ્રને ચારે બાજુ નજર નાખવા છતાં કંઇ રસ્તો સૂઝ્યો નહિ.

સુરબાળાએ સ્વામીના મુખનો ભાવ સમજી જઇને હારાનની સ્થિતિ સંબંધી પ્રશ્ન કર્યો પણ સતીશની વાત કાઢી નહિ. સરોજિનીએ પાછી આવીને વાત જાણવા માટે જે કંઇ કહ્યું હતું, તેના ઉપરથી જ તેણે ગઇ રાતના પ્રસંગનું અનુમાન કરી લીધું હતું. સતીશ તેના સ્વામીનો કેટલો ઘનિષ્ટ મિત્ર હતો તે તે જાણતી હતી અને એથી જ અત્યારે તેની વ્યથા બહાર જણાઇ આવી.

સુરબાળાની વ્યવહારું બુદ્ધિ ઉપર ઉપેન્દ્રનો રજમાત્ર વિશ્વાસ ન હતો, તેથી જ તે કોઇ દિવસ તેની આગળ કોઈ સમસ્યાનો ઉલ્લેખ કરતો નહિ. પરંતુ અત્યારે તો તે પોતાને એટલો બધો દુ:ખમાં પડેલો માનતો હતો કે, તે ક્ષણે તેણે બધી વાત કહી નાખી, વ્યાકુળ બની કહ્યું કે: 'તે મને આમ વિપદમાં નાખી ચાલ્યો જશે, સુરો, એવો તો મેં સ્વપ્ને ય ખ્યાલ કર્યો ન હતો. આ અજાણી જગાએ હવે હું શું કરું ?' એમ બોલી ઉપેન્દ્ર અસહાય બાળકની જેમ તેની સ્ત્રીના મુખ ભણી જોઈ રહ્યો.

પરંતુ આશ્ચર્ય તો એ છે કે, પોતાના પતિને આવડી ભારે વિપદમાં પડેલો જોવા છતાં સુરબાળાના મુખ ઉપર લેશમાત્ર ઉદ્વેગ જણાયો નહિ. તેણે પાસે આવી ઉપેન્દ્રનો હાથ પકડી ફરી તેને બિછાના ઉપર બેસાડી દઈ ધીરભાવે કહ્યું: 'એમાં આટલી બધી ચિંતા શું કામ કરો છો? આ કલકત્તામાં કોઇને લીધે કશું અટકતું નથી. તમારી ચા તૈયાર થઈ ગઈ છે. હાથ-મોં ધોઇ ચા પી લો. નાના ઠાકુરપોને સાથે લઈ હું ય આવું છું, ચાલો.'

ઉપેન્દ્રે અવાક બની પૂછ્યું: 'તું આવે છે?'

સુરબાળાએ દૃઢસ્વરે કહ્યું: 'આવું જ છું તો ! બાઈ માણસના દુ:ખના સમયે બાઈ માણસે પાસે હોવું એ એનો ધર્મ છે.' એમ બોલી તે અનુમતિની રાહ જોયા વિના પાસેના ખંડમાંથી ચા લઈ આવી. અને દિવાકરને ખબર આપી પોતે તૈયાર થવા માટે જલદી ચાલી ગઇ.

ગૃહસ્થને ઘેરઘેર જ્યારે સંધ્યાદીપ સળગી ઊઠ્યો હતો બરાબર એ જ વખતે આ સૌએ પાથુરેઘાટના ઘરમાં પ્રવેશ કર્યો. મુખ્ય બારણું ઉઘાડું હતું પરંતુ નીચે કોઈ ન હતું. અંધારભર્યું ઘર સ્મશાનસમું સ્તબ્ધ હતું.

બંનેને સાવચેતીપૂર્વક પોતાની પાછળ આવવાનો ઇશારો કરી ઉપેન્દ્ર

નિઃશબ્દ ઉપર જઈ હારાનના બંધ ઓરડા સામે આવી પહોંચી ક્ષણવાર માટે સ્તબ્ધ બની ઊભો રહ્યો. અંદરથી કેવળ એક મર્મભેદી દીર્ઘ નિઃશ્વાસ કાને આવી અથડાયો. કંપતા હાથોએ બારણું ઉઘાડી જોતાં જ અંધારી પથારી ઉપર પગથી માથા સુધી ઢાંકેલો હારાનનો મૃતદેહ નજરે પડ્યો. તેના બંને પગોમાં મોં નાખી દઈને સદ્ય વિધવા ઉબડક પડી હતી—તેણે એકવાર માથું ઊંચું કરી જોયું અને તરત જ વિદ્યુતવેગે ઊભી થઈ આર્તકંઠે 'મા' એવી ચીસ નાખી તે ઉપેન્દ્રના પગમાં મૂર્છા ખાઈ પડી. અને એ જ ક્ષણે પલકમાત્રમાં સુરબાળાએ ઉન્મત્ત હતબુદ્ધિ સ્વામીને એક બાજુ ખસેડી દઈને ખંડમાં પ્રવેશી કિરણમયીનું મુખ પોતાના ખોળામાં ઊંચકી લીધું.

## [ ૧૯ ]

અસ્થિ–માંસ–મેદ–મજ્જા રક્તના બનેલા આ માનવદેહમાં દરેક વસ્તુની સીમા હોય છે. માતૃસ્નેહ પણ અસીમ નથી. એને પણ સીમા છે. અહર્નિશ અખંડપણે ભારે બોજો વહી વહીને જ્યારે લોહી વહેતું બંધ થઈ જવા આવે છે, ત્યારે એ સીમારેખાને એક છેડે ઊભીને માતા સુધ્ધાં પણ સંતાનને લઈને એક ડગલું પણ આગળ ભરી શકતી નથી. સ્નેહના અભાવને કારણે, કે શક્તિના અભાવને કારણે એમ બને છે, એ રહસ્યનો ભાર તો અંતર્યામીના હાથમાં છે, માતાના હાથમાં નહિ.

એથી જ તે દિવસે હારાનનો મૃતદેહ માતૃગોદ છોડીને સ્મશાને ચાલ્યો ગયો ત્યારે અઘોરમયીની છાતી ચીરીને એ જ દીર્ઘશ્વાસ એ જ અસીમના ચરણોમાં આ મૃત્યુની કથા પહોંચાડી આવ્યો હતો, પણ તેની સાથે બીજું ય કંઈ ઘસડી ગયો હતો કે નહિ, એનું અનુમાન કરવાની શક્તિ માનવીની નથી!

અઘોરમયી ભરચક તાવમાં પડી હતી ત્યારે હારાનનું અવસાન થયું હતું. ત્યાર પછીના આઠ–દસ દિવસ કેમ વીત્યા હતા એની એને પોતાને જ ખબર રહી ન હતી.

શ્રાદ્ધ વગેરે પતી જતાં તેણે ઉપેન્દ્રને પકડી કહ્યું: 'બાબા, પડોશના માલિકની મોટી વહુ કાશી, વૃન્દાવન પ્રયાગ જાય છે, એમની સંગાથે મારું જવાનું ન બને?'

'શું કામ ન બને, માસી? જરૂર બની શકે. પણ—' એટલું બોલી તેણે કિરણમયીના મોં ભણી જોયું.

કિરણમયી સમજી જઈ બોલી: 'મારી ફિકર ન કરશો, ઠાકુરપો, હું તો દાસી સાથે નિરાંતે રહી શકીશ'

પરંતુ ઉપેન્દ્ર એ જ વખતે એનો જવાબ આપી શક્યો નહિ, મૂગો બેસી રહ્યો.

કિરણમયીએ તેના મુખ ભણી થોડીવાર જોઈ રહી કહ્યું: 'ઊલટું, એ તો નિરાંતે થઈ શકશે. દિવાકર ઠાકુરપોએ તો કલકત્તા રહીને જ બી. એ. ભણવાનું નક્કી કર્યું છે, તો એમને મારી પાસે જ શું કામ ન મૂકી જાવ? કોઈ અજાણ્યે ઠેકાણે રહેવા કરતાં મારી આંખ આગળ રહે, એ તો ઘણું જ સારું. સગવડે ય મળશે અને કલકત્તામાં એકલા રહેવામાં જે બધા ભયો છે એ ભય પણ રહેશે નહિ.' એમ બોલી તે ઉપેન્દ્રના મોં ભણી સ્થિર દગે જોઈ રહી.

અઘોરમયી સંપૂર્ણ સંમતિ આપતી બોલી: 'એમ થાય તો તો પછી કંઈ સવાલ જ નથી, ઉપીન—એમ જ રાખને ભાઈ, એમ જ. એ છોકરાની ય સંભાળ રખાશે અને આ હતભાગી ય જેમતેમ કરી મનખો કાઢશે.'

ગમે તે પ્રકારે, અઘોરમયીને જરા આશ્વાસન મળતાં જીવ શાંત પડે એમ હતું. એટલે જ આટલો જલદી તથા આટલો સરળ રસ્તો નીકળતાં તેણે નિશ્ચિંતતાનો શ્વાસ લીધો. પરંતુ ઉપેન્દ્ર કિરણમયીની હિંમત જોઈ એકદમ સ્તબ્ધ બની ગયો. આવો બિલકુલ અવિચારણીય વિચાર તેણે કેમ કરી વ્યક્ત કર્યો, એની જ પહેલાં તો એને સમજ પડી નહિ. દિવાકર ગમે તેવડો હોય પણ હવે એ કંઈ બાળક તો ન હતો જ—પ્રાપ્તયૌવન પુરુષ હતો. તેમ છતાં જાણે કોઈ એક બાળકની જેમ તેને આ એકાકી નિર્જન ઘરમાં લાલનપાલન કરી મોટો કરવાની બધી જવાબદારી વિન સંકોચે ઉઠાવવાની આ સ્વરૂપવાન યૌવના રમણીની તૈયારી જોઈ ઉપેન્દ્રના મુખમાંથી સારો-નરસો કશો જ અભિપ્રાય વ્યક્ત થયો નહિ, આ રમણી

કેટલી બુદ્ધિશાળી હતી એ તો તે જાણી ચૂકેલો હતો. સંસારમાં સારું શું ને ખોટું શું તથા સામાજિક વિધિવ્યવસ્થા પણ તે બરાબર જાણતી હતી, તેમ છતાં તેણે જાણીજોઇને આ પ્રસંગ ખોલ્યો હતો એ વિષે પણ ઉપેન્દ્રને સંશય ન હતો –તો પછી, આ શું બન્યું? કેવી રીતે તેણે આમ બોલી નાખ્યું?

થોડી વાર બંને જણ એકબીજાના મોં સામું મૂગામૂગા જોઈ રહ્યાં—એમાં જ બંને જણ વચ્ચે નવો પરિચય થઇ ગયો. ઉપેન્દ્રને લાગ્યું કે આવી શુદ્ધ, શાંત અને બિલકુલ આત્મભૂત વૈરાગ્યની મૂર્તિ તેણે જાણે કદી જોઈ જ ન હતી. રાત દિવસ એની ટાપટીપ જોઇને થોડા દિવસ પહેલાં નવાનવા આવેલા ઉપેન્દ્ર તથા સતીશની આંખો ચોંકી ઊઠી હતી; એ વખતે એમ થયું હતું કે, આ બાઈની તો સરખામણી થાય એમ નથી—આની જેમ ટાપટીપ કરે ત્યારે જ ખરી ટાપટીપ થઈ કહેવાય; અને આજે વળી તેનો આ રૂક્ષ શિથિલ છૂટો કેશકલાપ તથા વિધવાના સાજ જોઈ થયું કે આવી તો એ કદી દેખાઈ જ ન હતી! એકાએક નવું ચેતન આવે તેમ આ એક વાત ઉપેન્દ્રની રગેરગમાં વહી ગઈ કે અનંત સૌંદર્યનો આ રાશિ, જાણે બરાબર અગ્નિશિખાની જેમ તરંગિત બની ઊંચે ઊછળી રહ્યો છે—એને માત્ર દૂરથી બે આંખે જોઈ જ શકાય; એનો સ્પર્શ ન થઈ શકે; સ્પર્શ કરે તે ભસ્મ થઈ જાય! આ તીવ્ર શિખારૂપિણી વિધવાએ બિલકુલ સંકોચ અને ભય વિના દિવાકરને પોતાની પાસે રાખવા ઇચ્છા વ્યક્ત કરી હતી તે તેણે સાચેસાચ એના અધિકારપૂર્વક કહ્યું હતું. એમાં કશું જ દુઃસાહસ કે ખોટી ડંફાશ ન હતી.

ઉપેન્દ્ર કશું જ બોલી ન શક્યો, પણ, તેનાં મનઃચક્ષુ સામે આ વિધવાની આગળ દિવાકર તો બિલકુલ ક્ષુદ્ર બાળક જેવો જ દેખાયો. અને પેલે દિવસે શાથી સતીશને નાનાભાઈની જેમ પોતાની પાસે મોકલવા આ નારીએ આગ્રહ કર્યો હતો, તે પણ હવે તેને બિલકુલ સ્પષ્ટ સમજાઇ ગયું. અને તે પશ્ચાત્તાપપૂર્ણ મને ચુપચાપ હાથ જોડી આ મહા મહિમાન્વિત નારી સામે પોતાનો અપરાધ વારંવાર કબૂલ કરી મનમાં મનમાં ક્ષમા યાચવા લાગ્યો.

ત્રણે જણ મૂગાં રહ્યાં. કિરણમયીએ થોડીવારે તેની આંખોની કરુણ દૃષ્ટિ ઉપેન્દ્રના મોં ભણી એમ ને એમ ચોંટાડી રાખી વિનતિને સૂરે કહ્યું:

'દિવાકરને શું મારી પાસે નહિ મૂકી શકો, ઠાકુરપો?'

ઉપેન્દ્ર મંત્રમુગ્ધની જેમ બોલી ઊઠ્યો: 'શું કામ નહિ મૂકી શકાય, બૌઠાન? તમે એનો બોજો ઉઠાવી લો એ તો એનું અહોભાગ્ય.'

આટલે દિવસે આજે પહેલી જ વાર ઉપેન્દ્રે કિરણમયીને આટલી નિકટની આત્મીય તરીકે સંબોધી હતી. તેણે કહ્યું: 'દિવાકર મારી સાથે જ આવ્યો હતો. ક્યાંક એકલો ભાગી ગયો છે, નહિ તો, હમણાં જ એને બોલાવી કહી દેત.'

આ શબ્દો સાંભળી કિરણમયી આશ્ચર્યચકિત થઈ ગઈ. તે કંઈ બોલી શકી નહિ. એકાએક આનંદના પૂરમાં તેના બંને કિનારા જાણે ઊભરાઈ ચાલતા હોય એમ એને લાગ્યું. તેથી તે થોડી વાર બીજી બાજુ મોં કરી પોતાની જાતને કાબૂમાં લેવા પ્રયત્ન કરવા લાગી. આટલું અમથું આત્મીય સંબોધન! એમાં તે એવું બધું શું હતું! પરંતુ આટલા સારું ય જાણે તે યુગયુગથી તૃષાર્ત હતી, એમ એને પોતાને જ લાગ્યું. સતીશ તેને એ જ સંબોધનથી બોલાવતો હતો, દિવાકર પણ એ જ રીતે બોલાવે છે, તો પછી એમાં ને આમાં એવો મોટો તે શો ફેર હતો? આ સંબોધન દ્વારા આટલે દિવસે ઉપેન્દ્રે તેને જે જબ્બર આકર્ષણ કર્યું હતું, એથી એને આશંકા આવવા લાગી કે આ પ્રચંડ વેગ કદાચ તેનાથી ખાળી શકાશે નહિ.

પરંતુ આ બંને જણના આકસ્મિક મૌનથી અઘોરમયીને મનમાં મનમાં શંકા ઊઠી. એક જણને જો કે આનંદ થયો જ્યારે બીજા એકે મોં ફેરવી લીધું. અઘોરમયી વધારે વાર ત્યાં ઊભી ન રહેતાં બોલી: 'બાબા ઉપીન, તો મારે જવામાં કશી અડચણ નથી. અને હવે તો કંઈ બહુ દાંડા નથી. હું શું કામ હમણાં જ જઈને મલ્લિકને ઘેર કહી આવું નહિ?'

ઉપેન્દ્રે કિરણમયી સામે ફરી એકવાર દૃષ્ટિપાત કરી કહ્યું: 'મેં તો કહ્યું હતું. માસીમા, મને એમા કંઈ વાંધા જેવું જણાતું નથી. તમારી વહુમા સંમત થાય એટલે પત્યું. એમની ય સમતિ હોય તો મને તમારી તીર્થજાત્રામાં કશું વાંધા જેવું જણાતું નથી.'

'તો હું જાઉં, બાબા, હું હમણાં જ જઈને એમને કહી આવું. જાણી પણ આવું કે ક્યારે એ લોક ઊપડવાનાં છે.' એમ બોલી અઘોરમયી વખત

બગાડચા વિના દાસીને બૂમ મારી આનંદી ચહેરે નીચે ઊતરી ગઈ.

અઘોરમયીની આ ઉતાવળથી ઉપેન્દ્ર મનમાં આનંદ પામી બોલ્યોઃ 'સારું થયું. ગમે તેમ કરીને પણ એમણે હમણાં થોડા દિવસ બહાર જવું બહુ જ જરૂરી હતું.'

કિરણમયી કાતરદૃષ્ટિએ જોઇ રહી બોલીઃ 'મારું કોણ છે, ઠાકુરપો? કોની પાસે જાઉં?'

ઉપેન્દ્રે પૂછ્યું: 'તમારે પિયર કોઈ જ નથી?'

કિરણમયી હસી બોલીઃ 'પિયર ક્યાં છે, એ તો જાણતી નથી. મામાને ઘેર ઊછરી હતી. આઠ–દસ વરસથી એમના ય કશા ખબર જાણતી નથી. દસ વરસની ઉંમરે તો હું પરણીને આ ઘેર આવી છું. મરીશ ત્યારે આ ઘરમાંથી બહાર નીકળાશે એમ લાગે છે.'

ઉપેન્દ્ર વધારે દુઃખી થયો. જરા વિચાર કરી બોલ્યોઃ 'તો તમે ય શું કામ માસીમાની સાથે ન જાવ? બહાર નીકળવાનું ય થશે ને તીર્થયાત્રા પણ થશે.' એમ બોલી તે કિરણમયીના મુખભાવ જોઈ આશ્ચર્ય પામ્યો. કેમકે આ સૂચનાથી તેને જરા ય આનંદ થયો નહિ. તે તો એવા ને એવા નિરુત્સાહ મુખે નીચે જોઇ રહી હતી.

ઉપેન્દ્રને એ જ વખતે યાદ આવ્યું કે તે ઘર એકલું મૂકી જઈ શકશે નહિ. એટલે તેણે કહ્યું: 'તમે આ ઘર માટે ચિંતા કરો છો? કશી ફિકર ન કરતાં. હું સંભાળ રાખવાની જવાબદારી રાજીખુશીથી લઉં છું. કોઈ કશી ચીજને નુકશાન નહિ થાય.'

કિરણમયી આ સાંભળી જરા હસી. બોલીઃ 'તમે મારું પેલી રાતનું ગાંડપણ યાદ કરી મને આમ કહો છો, ઠાકુરપો?'

ઉપેન્દ્ર એકદમ ભોંઠો પડી જઈ જલદી જલદી બોલ્યોઃ 'ના ના, એમ નહિ. પણ એમ હોય તો ય એને ગાંડપણ શું કામ કહો છો? એવી સ્થિતિમાં, એવી બાબતમાં સાવચેત રહેવું તો સૌને માટે આવશ્યક ગણાય.'

કિરણમયી હસીને બોલીઃ 'તે આટલી બધી સાવચેત થવાનું, ઠાકુરપો?'

ઉપેન્દ્રે કહ્યું: 'શું કામ નહિ? પોતાનાં ઘરબાર વિષય સંપત્તિ માટે કોને મમતા નથી હોતી? ભવિષ્યની ચિંતા કોને નથી હોતી? ના—ના —એમ તમે ના બોલો. એમાં અજુગતું કે અસ્વાભાવિક જરા ય ન હતું.'

'ન હોય તો સારું. પણ હું તો એને કેવળ ગાંડપણ સિવાય બીજું ગણી શકતી નથી.' અને એકાએક ગંભીર બની બોલીઃ 'તમારા ઉપર પણ વહેમ ! છિઃછિઃ કેવાં કડવાં વેણ બોલી હતી ! યાદ આવે છે ત્યારે હું જાતે જ શરમથી મરી જાઉં છું.' બોલતાં બોલતાં જ તેનું સ્વાભાવિક સુંદર મુખ સકૃતજ્ઞ પશ્ચાત્તાપથી જાણે દ્રવી ગયું.

ઉપેન્દ્રે સામે જવાબ વાળ્યો નહિ. ચુપચાપ જોઈ રહ્યો. થોડી વાર મૌન રહી તે ફરી બોલીઃ 'પણ એ મમતા હવે ક્યાં છે, ઠાકુરપો ? હવે તો લગારે એમ થતું નથી કે આ ઘરબાર રહેશે કે જશે. રહે તો ભલે, ના રહે તો ય ભલે. માત્ર છે; રસ્તા પરનાં ઝાડ કોઈ ઉખેડી નથી જવાનું. મને એટલું બહુ છે.'

ઉપેન્દ્રે આનો પણ જવાબ આપ્યો નહિ. સદ્યવિધવાના વૈરાગ્યના આ શબ્દોએ તેના હૃદયને શ્રદ્ધા અને કરુણાથી ભરી દીધું.

કિરણમયી બોલીઃ 'ઘરની વાત નથી, ઠાકુરપો. પણ માની સાથે તીર્થ કરવા જવાથી શું હું શાંતિ પામવાની છું ? એવે બધે સ્થળે તો ઊલટી લોકોની ભીડ હોય છે ?'

## [ ૨૦ ]

લગભગ બપોરે કિરણમયી જ્યોતિષ બાબુને ઘેર આવી પહોંચી. શરીર ઉપર એક જાડી સાડી હતી. ઘરેણાંનું નામનિશાન ન હતું. લાંબા લુખ્ખા વાળ અસ્તવ્યસ્ત રીતે માથા પર પથરાયેલા હતા. બે એક લટો કપાળ ઉપર ઝૂલતી હતી. દૃષ્ટિ થાકેલી ને ઉદાસ હતી. જાણે વૈધવ્યનું અલૌકિક ઐશ્વર્ય તેના સર્વાંગને આવરીને મૂર્તિમંત બની રહ્યું હતું. તે મુખ સામે જોતાં જ આંખો પોતે જ તેના પદપ્રાન્તે પહોંચી જતી.

સરોજિની બહારના વરંડામાં, એક ખુરસી પર બેસી ચોપડી વાંચતી હતી. આંખો ઊંચી કરતાં જ આ અદ્‌ભુત રૂપ જોઈને તે એકદમ વિહ્વળ બની ગઈ. તેણે કદી પણ કિરણમયીને જોઈ ન હતી. તેનું નામ અને તેના રૂપની ખ્યાતિ સુરબાળાને મોઢે કેવળ સાંભળી હતી. પરંતુ તે સૌંદર્ય

આટલું બધું હશે, એવી તો તેણે કલ્પના પણ કરી ન હતી.

ઉપેન્દ્રે તેનો પરિચય આપ્યો: 'આ અમારાં બૌઠાકરુન, સરોજિની!'

સરોજિનીએ પાસે આવી નમસ્કાર કર્યાં.

કિરણમયી તેનો હાથ પકડી હસીને બોલી: 'તમારું નામ તો મેં સૌને મોઢે સાંભળ્યું હતું, ભાઈ, એટલે જ આજે આંખેઆંખ જોવા આવી છું.'

જવાબમાં શું બોલવું તેની સરોજિનીને સમજ પડી નહિ. અજાણ્યા સ્ત્રી–પુરુષો સાથે હળવુંમળવું, વાતચીત કરવી, એ તો તે નાનપણથી શીખી હતી, ટેવ પણ હતી. પરંતુ આ અદ્દ્ભુત વિધવા સ્ત્રી આગળ તે નિર્વાક બની ગઈ.

ઉપેન્દ્ર ભણી ફરી, નજર કરી કિરણમયીએ કહ્યું: 'આજે તો બહુ વખત નથી. બહુ બેસી શકાશે નહિ. ચાલો ઠાકુરપો જરા છોટબઉના ખંડમાં જઇને બેસીએ' એમ બોલી. તેણે સરોજિનીની હથેળી દબાવી.

દાસીને વિદાય કરી કિરણમયી પોતાની જગ્યાએ આવી બેઠી. ત્યારે ઉપેન્દ્ર ગરદન ઊંચી કરી જોઈ શક્યો પણ નહિ. કિરણમયીનું ધ્યાન બહાર એ ન ગયું. પરંતુ તે પણ કંઈ બોલ્યા વિના કામમાં લાગી ગઈ.

દસેક મિનિટ આમ ને આમ પસાર થઈ ગયા પછી કિરણમયીએ ધીમેથી કહ્યું: 'વારુ, ઠાકુરપો! આડમાં રહીને કોઇ આપણને આમ ચુપચાપ બેઠેલાં જુએ તો શું માને, કહો જોઉં?' એમ બોલી તે મોં મલકાવી હસી.

આ હાસ્ય ઉપેન્દ્રે આંખોથી જોયા વિના પણ અનુભવ્યું. તેણે કહ્યું: 'કદાચ ખોટો ખ્યાલ બાંધે.'

'તો પછી?'

'શું કરું, બૌઠાન! કંઇ વાત જ શોધી જડતી નથી ને!'

કિરણમયીએ હસીને કહ્યું: 'નથી જડતી? વારુ, હું શોધી આપું છું. પણ સાથે સાથે એ ય કહી રાખું છું, કે રાંધો કરીને તમને ખવડાવીને, વિદાય કરતાં મને અડધા કલાકથી વધારે વાર લાગવાની નથી. એ દરમિયાન તમે પ્રસન્ન મુખે વાતો કરો.' આમ મન ભારે કરી બેસી રહો નહિ.'

ઉપેન્દ્ર પ્રયત્નપૂર્વક હસીને બોલ્યો: 'વારુ, કહો.'

કિરણમયી ફરી પાછી ધીમું હસી. તેણે કહ્યું: 'એ સારું કર્યું. બૌઠા-

નનું માન રાખી જરા હસ્યા. તમને જોયા ત્યારથી જ મારા મનમાં એક જ વાત ઘોળાય છે. ઠાકુરપો! પણ સાંભળીને ઊલટા ગુસ્સે તો નહિ થાઓ ને?'

'ના, ગુસ્સે શું કામ થાઉં?'

'જાણો છો ઠાકુરપો! સારાં સારાં કાવ્યો વાંચીએ તો—આપણા દેશનાં કે પરદેશનાં—પ્રથમ દૃષ્ટિના પ્રગાઢ આકર્ષણની વાત આવે છે?—વારુ, એ બધું શું તમે સંભવિત માનો છો?'

ઉપેન્દ્રનું મોં પળવારમાં શરમથી લાલ થઇ ગયું. તેણે કહ્યું: 'સારાં, ખોટાં, કોઈ કાવ્યો વિષે મને ખાસ કંઈ જ્ઞાન નથી, બૌઠાકરુન—એ બધું હું જાણતો નથી.'

કિરણમયી બોલી: 'એ શું બોલો છો ઠાકુરપો! આટલું બધું ભણ્યા છો—કંઈ કેટલી પરીક્ષા પાસ કરી—ને કાવ્ય વિષે કંઈ જાણતા નથી? શકુંતલા, રોમિયો જૂલિયેટ એ બે તો વાંચવામાં આવ્યાં હશે ને?'

ઉપેન્દ્રે કહ્યું: 'પણ વાંચીને પરીક્ષા આપવામાં કંઇ સંભવિત-અસંભિવત નક્કી કરવું પડતું નથી. ચોપડીમાં જે લખ્યું હતું તે ગોખી મારીને લખી આવ્યો હતો. તમારી જેમ કોઇ પરીક્ષકે પૂછ્યું ન હતું કે એવું બધું બને છે કે નહિ. મને માફ કરવો પડશે. આ બધી ચર્ચા તમારી સાથે હું નહિ કરી શકું.'

કિરણમયી ખિન્ન બની નિઃશ્વાસ નાખી બોલી: એટલે તો પૂછ્યું હતું, કે સાંભળીને ગુસ્સે તો નહિ થાઓ ને?'

'હું કંઇ ગુસ્સે થયો નથી.'

'નથી થયા, એ ઘણું સારું.' બોલી સળગતી સગડી ઉપર ત્રણ-ચાર પૂરીઓ મૂગા મૂગા તળીને કિરણમયી બોલી: 'જે વાત હું જાણવા ઇચ્છતી હતી, તેની ચર્ચાની જ તમે ના પાડી. મારાં નસીબ! પણ એક બીજી વાત પૂછું છું, ઠાકુરપો! પ્રેમને લોકો આંધળો કેમ કહે છે?'

ઉપેન્દ્રે કહ્યું: 'માણસ ઉઘાડી આંખે જે રસ્તે જતો નથી, એવે રસ્તે પણ પ્રેમ લઈ જાય છે.'

કિરણમયીએ ઉત્સુક બની પ્રશ્ન કર્યો: 'લઈ જાય છે? તો શું પ્રેમ આંધળો છે, એ વાત સાચી છે?'

'સાચી નહિ તો શું? અનેક લોકોના અનેક અનુભવો પછી જ આવી લોકવાયકા જન્મે છે.'

કિરણમયીએ કહ્યું: 'ઠીક કહ્યું. એમ જો હોય, તો આંધળો માણસ ખાડામાં પડતાં, લોકો દોડી આવી એને બહાર કાઢે છે. લોકો એને સારુ દુ:ખી થાય છે, સૌ પોતપોતાથી બને એટલું એનું ભલું કરે છે. પણ પ્રેમમાં આંધળો બની કોઇ માણસ જ્યારે ખાડામાં પડે છે, ત્યારે તો કોઈ એને પકડીને બહાર કાઢવા દોડી આવતું નથી. ઊલટા એના હાથ-પગ ભાંગી, એ જ ખાડામાં એને દાટી દેવા કરે છે. જે સત્યનો માણસ પોતે જ પ્રચાર કરે છે, તે જ સત્યનું, સાચા પ્રયોજનનો સમય આવતાં કોઈ માન પણ સાચવતું નથી. મારી વાત સમજાય છે, ઠાકુરપો?'

ઉપેન્દ્રે માથું હલાવી કહ્યું: 'સમજાય છે સ્તો.'

કિરણમયી બોલી: 'સમજશો માનીને તો તમને પૂછું છું. એટલે તો જુઓ. બીજાંની વાત વખતે માણસ અનેક વસ્તુ જાણવા છતાં, પ્રયત્નપૂર્વક ભૂલવા ઇચ્છે છે. આંધળાને દેખતાની સજા કરી, પોતાને બહાદુર સમજે છે. પારકાનો ન્યાય કરતી વખતે, એ વાત તેના ખ્યાલમાં પણ આવતી નથી, કે પોતાને માટે ય આંખ ગુમાવતાં ખાડામાં પડવાની સંભાવના ઓછી નથી.'

ઉપેન્દ્ર જરા અપ્રસન્ન વિસ્મય સહિત બોલ્યો: 'એમ ન યે હોઇ શકે. પણ મને સમજાતું નથી, બૌઠાન, કે આ બધી ચર્ચા શું કામ? સાચું હોય, જૂઠું હોય, આપણા જીવન સાથે આ બધી મીમાંસાને કંઈ સંબંધ નથી.'

કિરણમયી ઉપેન્દ્રની અપ્રસન્નતા છતાં હસી, તે બોલી: 'આંધળું માણસ ચર્ચા કરીને ખાડામાં પડતું નથી, ઠાકુરપો! પડ્યા પછી ચર્ચા કરે છે. હું જે પડી નથી અથવા પડવા માટેના રસ્તે પગ ભરતી નથી, તેણે કેવી રીતે જાણ્યું?'

ઉપેન્દ્રે કહ્યું: 'પણ તમે તો આંધળાં નથી. તમારે તો મોટી મોટી બે આંખો છે, એ હું જોઉં છું, બૌઠાન!'

કિરણમયી બોલી: 'એ તો મુશ્કેલી છે, ઠાકુરપો! કેમ કે એ જાતનાં આંધળાં હોય છે ને? જે લોકો આંખો બંધ કરીને ચાલતાં હોય છે તેમને વિષે તો કંઇ વિચારવાનું જ નથી. તેઓ તો આંધળાં તરીકે ઓળખાઇ

જ જાય છે પણ જેઓ બંને આંખો ઉઘાડીને ચાલે છે, છતાં દેખતાં નથી, એમને લીધે તો આ બધો ગોટાળો છે. તેઓ પોતે તો છેતરાય છે જ, ને પારકાને ય છેતરવાનું છોડતાં નથી.'

ઉપેન્દ્ર કુંઠિત બની બેસી રહ્યો. કશો જવાબ ન મળતાં, કિરણમયીએ એકાએક ઉત્સુક બની પ્રશ્ન કર્યો: 'વારુ, મારી મોટી મોટી બે આંખો તમે જોઇ છે, એમ કહ્યું, ઠાકુરપો, તે ક્યારે—એ પૂછી શકું કે?'

ઉપેન્દ્ર બોલ્યો: તમારા પતિના મૃત્યુ વખતે જ. તે દિવસે જેણે તમને જોયાં છે તે કોઇ દિવસ તમને સમજવામાં ભૂલ નહિ કરે. શાથી જે તમે પોતાની જાતને અંધ ગણાવીને ભય પામો છો, તે તો તમે જાણો, પણ મને એ ખબર છે. કે એ વાત સાચી નથી. તે દિવસે તમારી બંને આંખોમાં જે તેજ હું જોતા પામ્યો હતો, તે ઉપરથી હું ચોક્કસ એટલું જાણું છું, કે તમારી આસપાસ ગમે તેટલો ગાઢ અંધકાર ઘેરાઈ વળે તો પણ તમને ભુલાવામાં નાખી શકશે નહિ. તમે સાચા રસ્તા ઉપર જ દૃષ્ટિ રાખી ચિરજીવન જઈ શકશો.'

કિરણમયી થોડીવાર ચુપ રહી બોલી: 'આટલી વારે વાત સમજાઈ, ઠાકુરપો! તે દિવસે, જે રીતે, હું ભાન ગુમાવીને તેમના ચરણકમળમાં પડી હતી, તે જોઇને જ મને લાગે છે, કે તમારો આ ખ્યાલ બંધાયો છે.'

ઉપેન્દ્રે માથું હલાવી કહ્યું: 'બની શકે. પણ એ જોયું તે કંઇ ભૂલ ભરેલું હતું, ભૌઠાન?'

આ પ્રશ્ન સાંભળી કિરણમયી જરા હસી. ત્યારબાદ સંકોચ રહિત—બિલકુલ સહજકંઠે બોલી: 'ભૂલ ભરેલું જ લાગે છે. હું તો મારા પતિને ચાહતી ન હતી.'

ઉપેન્દ્ર અવાક બની જોઇ રહ્યો.

કિરણમયી બોલવા લાગી: 'સાચે જ, તેમને મેં કદી ચાહ્યા નથી. અને મેં જ નહિ, તેમણે મને પણ ચાહી નથી. તો શું તે દિવસનું મારું વર્તન કેવળ છેતરપીંડી જ હતું? એમ પણ નથી, ઠાકુરપો; એ પણ સાચું હતું. સાચે જ તે દિવસે હું ભાન ભૂલી ગઈ હતી—' એમ બોલી ઉપેન્દ્રના સ્તંભિત મુખ ભણી જોઇ તે જરાક અટકી ગઈ. પરંતુ બીજી જ ક્ષણે, પ્રયત્નપૂર્વક સ્વસ્થ થઈ બોલી: 'ના, બીક રાખ્યે ચાલશે નહિ. તમારી આગળ મારે બધી જ વાત આજે કહેવી પડશે.'

ઉપેન્દ્રે કષ્ટપૂર્વક મોં ઊંચું કરી પૂછ્યું: 'શું કામ નહિ ચાલે? હું સાંભળવા ઇચ્છતો નથી તો પણ મારે શું કામ સાંભળવી પડશે?'

કિરણમયી બોલી: 'એનું કારણ તમે મારા ગુરુ છો. તમારી આગળ બધી વાત કબૂલ કર્યાં વિના મને કેમે કરી શાંતિ મળશે નહિ.'

ઉપેન્દ્ર સ્થિર બની જોઈ રહ્યો.

કિરણમયી દૃઢ છતાં મૃદુ સ્વરે બોલવા લાગી: મારામાં જે ઊંડી અંતરદૃષ્ટિ તમે જોઇ હતી, ઠાકુરપો, એ કાંઈ ભૂલ ન હતી. સાચી હતી. પરંતુ તે કેવળ ક્ષણ પૂરતી હતી. સ્વામીને મેં કદી ચાહ્યા નથી, પરંતુ કાય-મનથી ચાહવાનો પ્રયત્ન શરૂ તો કર્યો હતો: પરંતુ એ જીવ્યા નહિ, અને મારો પ્રયત્ન પણ લાંબો ચાલ્યો નહિ. ચોપડીમાં આવું બધું વાંચ્યું હોત, તો જૂઠું માનત. કદાચ કવિની કલ્પના માનત. કદાચ એમ યે માનત કે મારામાં પ્રેમ કરવાની શક્તિ નથી, એટલા માટે આમ થાય છે. એ શક્તિ મારામાં આજે ય છે કે નહિ, તે તો હજી ય જાણતી નથી, ઠાકુરપો! પણ પ્રેમની આરત કેટલી ભારે છે, એ વાત પહેલી જ સમજાઈ—તમને જોતાં. એટલે તમે જ ગુરુ છો.' જરાક અટકીને, જાણે પોતાને જ કહેતી હોય, તેમ બોલી: 'એ દિવસ પછી તમે ચાલ્યા જશો. ફરી જ્યારે મેળાપ થશે, ત્યારે પોતાની વાત કહેવા જેવી મનની સ્થિતિ કાદાચ નહિ હોય. કદાચ આ બોલ્યાને કારણે જ એ વખતે હું શરમથી મરી જઇશ. ના, ઠાકુરપો! એમ નહિ ચાલે. આજે જ મારી બધી વાત તમને સંભળાવીશ ત્યારે જ મારો ભાર હળવો થશે.'

ઉપેન્દ્ર આર્દ્ર સ્વરે બોલ્યો: 'બૌઠાન, આજે અનેક કારણોને લીધે તમારું મન ઉત્તેજિત થયેલું હું જોઈ શકું છું. એ સ્થિતિમાં શું બોલવું યોગ્ય છે, શું બોલવું યોગ્ય નથી, એનો ખ્યાલ કરી નહિ શકવાથી—ના, ના, બૌઠાન! હું વિનતિ કરું છું, કે એક દિવસ આવી, તમારી બધી વાત સાંભળીશ. પણ આજે નહિ.'

કિરણમયી બોલી: 'બરાબર એ જ કારણે તો આજે બધી વાત સંભળાવવા ઇચ્છું છું. ઠાકુરપો! કદાચ એ દિવસે શરમ ઓછી આવે. કદાચ દુનિયાના સારા-નરસાનો ખ્યાલ મોઢું સીવી નાખે. આજે સાચવી કરીને, સારા-નરસાનો ખ્યાલ કરીને, સફાઈપૂર્વક બોલવાની મારી શક્તિ નથી. ઇચ્છા પણ નથી. આજે તો બોલવાનો દિવસ છે. એ પછી કદાચ આખી જિંદગી

તમે મારું મોં નહિ જુઓ—તો પણ પ્રાર્થના કરું છું, કે હજી થોડી ક્ષણ એ દુર્બુદ્ધિ, એ ઉન્માદ રહો—તમારી આગળ હું બધું ખુલ્લું કરીને બોલી શકું.'

તેના મોં ભણી જોઈ ઉપેન્દ્રનું નિર્મળ શુદ્ધ અંતઃકરણ અજ્ઞાત ભયથી કંપી ઊઠ્યું. તે આખરની વાર તેને અટકાવી બોલ્યો : 'બૌઠાન, માણસ માત્રમાં એવું કંઈક હોય છે જે બીજા આગળ કહેવાની જરૂર નથી હોતી. ઊલટું બહાર પાડવામાં અમંગળ હોય છે. કેવળ તમારું ને મારું જ નહિ બીજા ય અનેકનું.'

કિરણમયીએ કંઈ જવાબ આપ્યો નહિ. પૂરી તળવાનું પૂરું થયું હતું. એક થાળી સરૂ કરી પીરસી ઉપેન્દ્રની સામે મૂકી કહ્યું: 'તમે ખાવા માંડો, હું મારું કહેવાનું પૂરું કરું.'

'હવે રહેવા દો તો, બૌઠાન ?'

કિરણમયીએ કહ્યું : 'હું હાથ જોડી વિનતિ કરું છું ઠાકુરપો, મને તમે હવે રોકો નહિ. બધું સાંભળી લીધા પછી ઠીક લાગે તો મારી સાસુની સાથે મારો ભાર ઉપાડજો; ઇચ્છા ના થાય તો, હું મારો રસ્તો મારી મેળે શોધી લઈશ. મેં અનેકને છેતર્યાં છે, ઠાકુરપો, પણ તમને છેતરી શકીશ નહિ.'

'તો બોલો—' એમ બોલી ઉપેન્દ્રે પૂરીનો એક ટુકડો મોંમાં મૂકી દીધો.

કિરણમયી બોલી: 'તમને મેં કહ્યું, ઠાકુરપો, કે સ્વામીને હું ચાહતી ન હતી એમનો પ્રેમ મેં કદી અનુભવ્યો નથી. એ માટે મને કદી ખેદ પણ ન હતો. ઘરમાં સ્વામી અને સાસુ બે જ હતાં! એમાંથી એક જણ પંડિત હતું—તેઓ મને ગમે તે રીતે પણ ભણાવવામાં જ રાજી હતાં; બીજી વ્યક્તિ ઘોર સ્વાર્થી હતી—મારી પાસે થાય એટલું વૈતરું કરાવવામાં જ એ રાજી હતાં એમ ને એમ દિવસો વહી રહ્યા હતા, અને વહ્યે જ જાત. પણ એકાએક એક દિવસ બધું ઊલટપાલટ થઈ ગયું. સ્વામી માંદગીમાં પડ્યા. એમની પાસે હું ખૂબ પુસ્તકો વાંચતી. નાટક નોવેલ પણ ઓછાં વાચ્યાં નથી. પણ બે જણાં વાંચી વાંચીને કેવળ હસતાં. પ્રેમનું નામ કે ગંધ માત્ર અમારા ઘરમાં ન હતાં—જેમ કોક માણસ જન્મથી આંધળું હોય છે જન્મથી બહેરું હોય છે એમ મારા સ્વામી પણ હતા જન્મથી નીરસ. પરંતુ મારામાં ય કેટલો રસ હતો એ હું એ વખતે નહોતી

જાણતી એ વાત સાચી, પરંતુ એક દિવસ એ ય ખબર પડી ગઈ કે પ્રેમની તૃષ્ણા મારામાં બીજી કોઈ સ્ત્રી કરતાં ઓછી—ના, ના, એટલામાં આ બે પૂરી પાછી કાઢો એ ના ચાલે—'

ઉપેન્દ્ર વિરસ મુખે બોલ્યોઃ 'કોણ જાણે કેમ પણ ખાવું ગમતું નથી, ભૌઠાન.'

કિરણમયી ક્ષણવાર મૂગી રહી જાણે કંઈક વિચાર કરી બોલીઃ 'મને ખબર છે ઠાકુરપો, થોડી વાર પછી તો પૂરી–શાક તમારી જીભે ઝેર જેવાં બની જશે, પણ હજી તો એની વાર હતી. હજી તો થોડું ખવાતે.'

ઉપેન્દ્ર વધારે મ્લાન પડી ગયો. કિરણમયી તેની તરફ જોઈ બોલવા લાગીઃ 'જો એમ કહું કે, તમારું આ ખાવાનું દુઃખ મને મારો જમણો હાથ કપાઈ ગયો હોય એના કરતાં વધારે સાલે છે, તો તમે વિશ્વાસ નહિ કરો. પણ કરો કે ન કરો. હું તો જાણું છું કે એ સાચું છે. તો પણ હવે અટકાવાય એવું નથી, ઠાકુરપો— મારે કહેવું જ રહ્યું.

'ભલે બોલો તો—'

'કહું છું—મારા સ્વામીની બિમારી પાછળ મારાં ઘરેણાંગાંઠાં સિવાય જે કંઈ હતું તે બધું ખલાસ થઈ ગયું ત્યારે એક ડિગ્રી મેળવેલ કરેલ દાકતર આવ્યો—વારુ. ઠાકુરપો, તમે અનંગ દાક્તરને તો જોયા છે ને?'

ઉપેન્દ્રે કહ્યુંઃ 'હા.'

કિરણમયીએ વિષની જેમ જરાક હસીને કહ્યુંઃ 'એ જ! હાય રે ફૂટયું નસીબ! આ ખંડમાં સ્વામી મરવા પડ્યા હતા, પેલા ખંડમાં હું એને લઈ ગઈ મારી પ્રેમની આરત બુઝાવવા!'

ઉપેન્દ્ર માથું નીચું નાખી દઈ નિઃશબ્દ બેસી રહ્યો. કિરણમયી આગળ બોલવા ગઈ, પણ કોકે જાણે એનું ગળું ભીંસી દીધું હોય એમ એને લાગ્યું. થોડીવાર ભારે પ્રયત્ન પછી શુષ્કસ્વરે તે બોલીઃ 'સાંભળતાંવેંત તમારું માથું નીચું ઢળી પડ્યું, ઠાકુરપો! તો તો એ અનંગ દાક્તરને તમે ઓળખતા નથી. ઓળખતા હોત તો સમજી શકત, કેટલા વરસોની અણબૂઝી અનાવૃષ્ટિની જ્વાલા મારા હૃદયની અંદર જમા થઈ હતી. એટલા માટે તો આવું અસભ્ય કામ સંભવિત બન્યું હતું. જાણો છો, ઠાકુરપો, તરસનો માર્યો માણસ કાદવમાં ડહોળાયેલું મેલું પાણી પણ ખોબો ભરી મોંમાં મૂકે છે? મને પણ એવી જ પિપાસા લાગી હતી.

પરંતુ એ ખબર પડી—એ પાણી ગળામાં રેડ્યા પછી. ત્યારબાદ—ઉફ, શરીર જાણે ભિલટી કરતું હોય એમ દિવસો વીતવા લાગ્યા—' બોલતાં બોલતાં તેનું શરીર પગથી માથા સુધી ધ્રૂજી ઊઠ્યું. એક તીવ્ર દુર્ગંધ-ભર્યો ઝેરી ઓડકાર જાણે તેના ગળા સુધી ભરાઈ આવ્યો. થોડીવાર શાંત રહી પોતાની જાત પર સંયમ લાવી કિરણમયી ફરી બોલી: 'પરંતુ ભિલટી પણ ન કરી શકી, ઠાકુરપો, સાસુએ મારું મોઢું જકડી દીધું. અનંગે એ વખતે કુટુંબનો અર્ધોક ભાર ઉપાડી લીધો હતો.'

ઉપેન્દ્ર એવા ને એવા ભાવે પથ્થરની મૂર્તિની જેમ બેસી રહ્યો. તેના નિર્વાક નત મુખ ભણી તીરછી નજર નાખી કિરણમયી બોલી: 'ત્યારબાદ આસક્તિ-ઘૃણા, તૃષ્ણા-વિતૃષ્ણાની અખંડ અથડામણમાં જે ઝેર રાત-દિવસ નીકળવા લાગ્યું, ઠાકુરપો, દેવદાનવ દધિમંથન સમયે શેષનાગને દામણું બનાવી મંદાર પર્વત સાથે બાંધીને નિષ્ઠુર રીતે ખેંચ્યો હતો ત્યારે પણ એટલું ઝેર તો તેના એવડા મોટા મુખમાંથી પણ નીકળ્યું નહોતું. મને તો લાગે છે કે આ ઘરની પ્રત્યેક ઈંટ, લાકડું, બારીબારણું અને વળીઓ સુધ્ધાં ઝેરથી કાળી પડી ગઈ છે.'

જરાક રહીને તે બોલી: 'ક્યારે, કેવી રીતે આનો પાર આવત, મને ખબર નથી. કંઈ કેટલો યે વિચાર કર્યો પણ ક્યાં ય કશો કિનારો આંખે દેખાયો નહિ. ત્યાં તો, એવાં તે શા અમૃત હાથમાં લઈને આવી પહોંચ્યા, ઠાકુરપો, કે ક્યાં ગઈ વિષની જ્વાલા અને ક્યાં રહ્યાં વિદ્વેષ ને વિતૃષ્ણા! આંખના પલકારામાં તો એ બધું તુચ્છ બની ગયું કે અનંગને વિદાય આપતાં મને એક મિનિટ પણ લાગી નહિ. તમે જ જાણે આવીને મારા કાનમાં ઉપાય કહી ગયા જાણો તો છો, ઠાકુરપો, સ્ત્રીઓને ઘરેણાં કેટલા વહાલાં હોય છે. મારાં ભારે દુઃખનાં ઘરેણાં જાણે મારા હૃદયનું પિંજર હતું. આ તમે જે જગાએ માથું નીચું કરી બેઠા છો—બરાબર ત્યાં જ એ બેડીઓ ઉતારીને એમના પગ આગળ ઢગલો કર્યો. મારે માટે એમનો પ્રેમ ગમે તેટલો હોય પણ આટલાં બધાં ઘરેણાં મળ્યા પછી ફરી એ કદી મોં નહિ બતાવે, જિંદગીભરની વિદાય લઈને એ ચાલ્યો જશે એટલી મને ખાતરી હતી. એ મંત્ર તમે જ જાણે મને શીખવી દીધો. ઉફ—કેટલો ભય, કેટલી ચિંતા મને હતી, રખેને કોઈ દુર્દિને મારાં એ ઘરેણાં ચાલ્યાં જાય. એ તો ગયા—કોઈ એમને પકડી તો રાખી શક્યું નહિ. પણ, આહ—શી

તૃપ્તિ, શો અદ્‌ભુત આનંદ! ઠાકુરપો, આવી જ એક અંધારી સંધ્યાએ જ્યારે તે ઘરેણાંને લોભે તેનો ભયંકર પુચ્છપાશ મારા સર્વાંગ ઉપરથી ઉઠાવી લઇને ચોરની પેઠે નિઃશબ્દ નાસી ગયો, ત્યારે મને થયું, બચી ગઈ! સાચે જ બચી ગઇ.

ઉપેન્દ્રને યાદ આવ્યું કે એક દિવસ સાંજે તેની અને સતીશની વચ્ચે થઈ અનંગ ડાકટર ચોરની જેમ સરકી ગયો હતો. પરંતુ તે કંઈ પણ બોલ્યા વિના મૂગો રહ્યો.

કિરણમયી કહેવા લાગીઃ 'તમને યાદ આવે છે, ઠાકુરપો, પેલી રાતની મારી ઉગ્ર મૂર્તિ? એ દિવસે કઈ કેટલું ય કર્યું હતું. આડમાં રહી તમારી વાતો સાંભળવી, નીચે જઇ લાલ ડોળા કાઢી તમને બીવડાવવા અને ત્યાર-બાદ તમારું ચાલી જવું! પોતાના જ વિષની આ કેવી જ્વાલા! પરંતુ તેને બદલે જે બે ચીજ હું પામી, ઠાકુરપો, તે જાણે મારું સ્વર્ગ, મારું અમૃત ન હોય! શ્રીરામચંદ્રજીના પાદસ્પર્શથી પાષાણ–અહલ્યા જેમ માનવ–અહલ્યા બની હતી, હું પણ તેવી રીતે બદલાઇ ગઇ. અહલ્યા માનવ બનીને શું પામી હશે એ તો હું જાણતી નથી, પરંતુ હું જે પામી છું તેની તુલના નથી. મારે ભાઈ ન હતો, સતીશને પામીને જાણે હું માજણ્યો સગો ભાઈ પામી અને બીજું પામી તમને—છિઃ! એમ ભોંઠા ન પડી જાવ, ઠાકુરપો, પુરુષ માણસને તે કંઇ આવી શરમ શોભતી હશે?'

ઉપેન્દ્રે પ્રયત્નપૂર્વક દૃઢસ્વરે કહ્યુંઃ 'શરમની બાબતમાં પુરુષ અને સ્ત્રી બંને સરખાં છે, બૌઠાન, હું આવું બધું સાંભળવા ઇચ્છતો નથી—કાં તો તમે બંધ કરો, નહિ તો હમણાં હું જ અબઘડી ઊઠી ચાલ્યો જાઉં છું.'

કિરણમયીએ પૂછ્યુંઃ 'જોર કરીને જશો?'

ઉપેન્દ્રે કહ્યુંઃ 'હા.'

કિરણમયી બોલીઃ 'તો પછી હું પણ જોર કરી પકડી રાખવા મથીશ. પણ કહી રાખું છું ઠાકુરપો, કે આ જોરની પરીક્ષામાં મને નુકસાન નથી.'

આ ઉત્તર સાંભળી ઉપેન્દ્ર માથું નીચું કરી બેસી રહ્યો. કિરણમયી ફરી હસીને બોલીઃ 'બીશો નહિ, રે બીશો નહિ—તમારી ઇચ્છા વિરુદ્ધ તમારા શરીર ઉપર હાથ નાખીશ એવા ઉન્માદમાં હજી હું નથી આવી. ઇચ્છા થાય તો ઊઠી જાવ—હું રોકીશ નહિ.'

ઉપેન્દ્ર મોં નીચું રાખી સ્તબ્ધ બની બેસી રહ્યો. મેઘમાં ઢંકાયેલો ચંદ્રમા આંખે ન દેખાવા છતાં પણ ચારે બાજુની ઝાંખી જ્યોત્સ્ના ઉપરથી મૂળ વસ્તુનો ખ્યાલ આવી જાય છે, તેવી રીતે આ નરનારીનો ગુપ્ત સંબંધ આટલા વખત સુધી કેવળ આવી જ રીતે ઢંકાયેલો હતો; પરંતુ પવન વાવા લાગ્યો છે, વાદળાં જલદી જલદી સરકવા લાગ્યાં છે—આ બધું અંતરમાં બરાબર નિશ્ચિત રીતે અનુભવ કરીને ઉપેન્દ્ર આમ ભાગી જવા પ્રયત્ન કરતો હતો. પરંતુ બધું નિષ્ફળ ગયું. એક વાયુનું ઝાપટું આવી ગયું ને બધું આવરણ ચીરી નાખીને જ્યાં સુધી દૃષ્ટિ પડે ત્યાં સુધીનું આકાશ ખુલ્લું કરી ગયું.

કિરણમયી ધીમેધીમે બોલી: 'જવા દો, તમારા વિષેનો સ્નેહ તમને જણાવી હું છૂટી. હવે તમારી ઇચ્છામાં આવે તેમ કરો. મારે કંઇ કહેવાનું નથી. પણ એમ ન માનતા, ઠાકુરપો, કે મેં આંધળી આશામાં ભૂલથી આ બધું તમને કહ્યું છે. હું તમને ઓળખું છું, હું જાણું છું કે એ મિથ્યા છે, બિલકુલ મિથ્યા છે. રક્ષક બની આવેલા તમે કદી ભક્ષક નહિ બની શકો. કેમે કરીને નહિ બની શકો, એ હું જાણું છું.'

આટલી વારે ઉપેન્દ્ર બોલ્યો. તેણે મૃદુ કંઠે પૂછ્યું: 'આવી શ્રદ્ધા જો મારા ઉપર હતી તો પેલું બધું કહ્યું શું કામ?'

કિરણમયી બોલી: 'એનાં બે કારણ છે. પહેલું કારણ તો મેં ન કહ્યું હોત તો હું ગાંડી બની જાત. બીજું કારણ, તમને બધી વાત કર્યા વિના તમારો આશ્રય લેવો મારા માટે અશક્ય હતો. પહેલાં તો મને કેવળ એમ લાગત કે સુરબાળા જ મને ખવડાવે-પિવડાવે છે. પણ હવે, જો આટલા પછી પણ તમે મારો ભાર લો તો મને થશે કે કેવળ તમારું જ હું ખાઉં-પીઉં છું, બીજા કોઈનું નહિ. વારુ, સુરબાળાને મારી વાત કરશો કે?'

ઉપેન્દ્રે કહ્યું: 'ના.'

કિરણમયીએ પૂછ્યું: 'ના શાથી? સાંભળીને એને દુઃખ થશે?'

ઉપેન્દ્રે કહ્યું: 'ના, બૌઠાન, દુઃખ તો એને નહિ થાય. એ તો ભારે મૂઢ છે. ભદ્ર લોકની સ્ત્રી પોતાના સ્વામી સિવાય કોઇ પણ સ્થિતિમાં બીજા કોઈના ઉપર પ્રેમ કરી શકે એ વાત ગમે એટલી સમજાવવા છતાં એને ગળે નહિ ઊતરે. પણ રજા આપો તો હવે ઊઠું.'

આ શબ્દોએ કિરણમયીને તીક્ષ્ણ આઘાત કર્યો. પણ તે સહજ કંઠે બોલી: 'રજા આપ્યા વિના તો છૂટકો નથી, આપવી જ પડશે. પણ જરાક બેસો. તમને ચાહ્યા હતા, એટલું જ માત્ર કહ્યું; પણ એ ભૂલી જવા ઇચ્છયું હતું તે તો હજુ આજે તમને જણાવવાનું છે. પણ એમાં કોણ મારો ગુરુ છે, જાણો છો, ઠાકુરપો? પેલી મૂરખની સરદાર સ્ત્રી જે છોટબૌ બનીને તમારા ઘરમાં પ્રવેશી છે તે જ.'

ઉપેન્દ્રના મુખ ઉપર આશ્ચર્યનો ભાવ જોઇ કિરણમયી બોલી: હાં, એ જ—તમે જેની પશુરાજ કહીને મશ્કરી કરો છો એ સુરબાળા જ મારો ગુરુ છે. તમે જે શિખવાડી ગયા તે તેણે ભુલાવી દીધું. એ તો મારે મન પૂજનીય છે.'

ઉપેન્દ્ર મૂગો બેસી રહ્યો. કિરણમયી આગળ બોલવા લાગી: 'તમને ફરી ફરી કહું છું, ઠાકુરપો, આજે તમારે ચરણે મારી બધી લાજ શરમની જંજાળને મેં તિલાંજલિ આપી છે—પરિણામનો વિચાર કરીને જ. હું જાણું છું કે તમારે સુરબાળા છે અને નિષ્ઠુર, કઠોર પવિત્રતા પણ છે. સ્ફટિક જેવી સ્વચ્છ અને વજ્ર જેવી સખત છે. એને ડીલે કલંક લગાડવાની મારી તાકાત નથી. પણ જાણો છો, ઠાકુરપો, માણસનો એવો સ્વભાવ જ હોય છે કે જે એની શક્તિની બહારનું હોય છે તેની ઉપર જ તેનો ભારે લોભ હોય છે. ભગવાન મેળવી શકાતો નથી એટલા માટે જ માણસ પોતાનું સર્વસ્વ આપી દઇને તેને મેળવવા ચહાય છે. એટલે જ મને થાય છે કે તમે મારા માટે આટલા બધા અપ્રાપ્ય ન હોત તો કદાચ તમને આટલા ચાહત પણ નહિ. પણ જવા દો એ વાત.'

ક્ષણવાર શાંત રહી એકાએક નિઃશ્વાસ નાખી કિરણમયી બોલી: 'જેમ એકલવ્યને દ્રોણ ગુરુ હતા તેમ મારે સુરબાળા છે. પણ એ કેવી રીતે બન્યું એ વાત કહ્યા પછી જ તમને આજે જવા દઇશ. આ જ્યાં અત્યારે તમે જમવા બેઠા છો, ઠાકુરપો, એક રાત્રે સતીશ ઠાકુરપો પણ એવી જ રીતે ખાવા બેઠા હતા. શા રીતે યાદ નથી પણ એકાએક તમારી વાત નીકળી હતી. જાણો છો, ભાઈ મારો તમારી વાત નીકળતાં જ એકદમ નાચી ઊઠે છે. પછી એને સંભાળવો મુશ્કેલ બને છે. મારી પોતાની પણ એ વખતે એવી દશા હતી. એ વખતે જ મેં પાત્ર ભરીને પ્રેમનાં મદિરા પીધી હતી. અને તમારા જ નશામાં મારા હાથપગ અવશ બન્યા

હતા ને મારી આંખો ઢળી પડતી હતી એવે વખતે સતીશ ઠાકુરપો કેટલાં દૃષ્ટાંતો, કેટલી સાબિતીઓ આપીને કહી રહ્યા હતા કે તમે સુરબાળા ઉપર કેટલો પ્રેમ રાખો છો. કોઈ એક વખતે એમને બળિયા નીકળતાં તમે આહાર નિદ્રા છોડી દીધાં હતાં અને એક દિવસ તમારું માથું દુખવા આવતાં તેઓ આખી રાત પંખો નાખતાં તમારાં ઓશીકા આગળ બેસી રહ્યાં હતાં—એવી એવી તો કંઇ કેટલા દિવસરાતની નાની મોટી વાતો છે. સતીશ ઠાકુરપોએ તો એ બધી સાંભળેલી વાતો હતી. એમાં કંઇક અતિશયોક્તિ પણ હશે, ખોટું પણ હશે પણ એમાં અમને કંઈ નુકશાન ન થયું. તમ પતિપત્ની વચ્ચે પ્રેમની ગંગા જે વહી રહી છે તે જોઇ જોઇને અમે ભાઈ-બહેન તેમાં ડૂબી ગયાં. એ રાતે સતીશ ખૂબ મોડે ઘેર ગયો પણ હું રસોડામાં જ બેસી રહી. કેટલો વખત પસાર થઈ ગયો, ખબર નથી, પણ બહાર જઇને જોઉં છું તો સામે જ શુક્રતારા! મને એકદમ ખ્યાલ આવ્યો. જાણે સુરબાળાનું સુખ પણ એવું જ મધુર, એવું જ ઉજ્જવળ છે. બરાબર આવી જ રીતે એમની સામે એકવાર જોયા પછી આંખ ખસી શકતી નહિ હોય. મનમાં મનમાં મેં કહ્યું: 'સુરબાળા, તમને તો મેં જોયા નથી તમે કેવાંક છો, પણ ગમે તેવાં હો, આજથી તમે મારાં ગુરુ થયાં. તમારી પાસેથી જ હું સ્વામીપ્રેમનો પાઠ શીખી. પ્રેમનો સ્વાદ હું પામી છું—મારાથી હવે છૂટે એમ નથી. પ્રેમ તો મારે જોઇએ જ છે—પ્રેમ કર્યા વિના મારો છૂટકો જ નથી. પણ બીજા ઉપર પ્રેમ કરી શું કામ હું એને વ્યર્થ બનાવું? હજી તો મારા સ્વામી જીવતા છે—હજી હું વિધવા થઈ નથી, તો શું કામ એવી ભૂલ કરું?-તમારી જેમ આજથી હું પણ સ્વામીને જ ચાહીશ—બીજા કોઇને નહિ.' આટલું બોલતાં જ મારું મન જાણે તેની સમસ્ત શક્તિ ભેગી કરી જવાબ આપી ઊઠયું: 'સામો પ્રેમ મેળવવાની તો તેં આશા જ રાખી નથી, એ સાચું છે. પરંતુ તારે તો સ્વામીના ઉપર જ પ્રેમ રાખવો પડશે.' પણ મારું એવું ફૂટયું કપાળ, ઠાકુરપો, કે તેઓ વધારે જીવ્યા જ નહિ. મારી આરતભરી સાધના અંકુર અવસ્થામાં જ સુકાઈ ગઇ. એટલે જ તેમના મૃત્યુને દિવસે મારો જે ચહેરો તમે જોયો હતો તેમાં તલમાત્ર પણ છેતરપિંડી ન હતી—' બોલતાં બોલતાં તેનો કંઠ કરુણ અને આર્દ્ર બની ગયો હતો. ઉપેન્દ્રના ધ્યાનમાં એ આવ્યું પણ તે કંઈ બોલ્યો નહિ.

કિરણમયી પોતે પણ થોડીવાર મૌન રહી બોલી: 'ઠાકુરપો, જે લોકો મૂર્ખ છે, મૂઢ છે, તેઓ ભલે ન સમજે, પણ તમે તો સમજો છો, દુનિયામાં બધી જ વસ્તુઓનો કુદરતી નિયમ હોય છે. એ નિયમનો સ્વીકાર કર્યા વિના પતિ–પત્ની કોઈ તેમના ચિરમધુર સંબંધનો અનુભવ કરી શકતાં નથી. લગ્નના મંત્રો કર્તવ્યબુદ્ધિ આપી શકે, ભક્તિ આપી શકે, સહમરણની તૈયારીઓ સુધ્ધાં કરાવી શકે પણ માધુર્ય આપવાની તેમનામાં શક્તિ નથી. એ શક્તિ છે કેવળ કુદરતના હાથમાં; કુદરતના દીધેલા નિયમોના પાલનની અંદર જ્યારે સમય હતો, શક્તિ હતી, ત્યારે તો બંને જણ એ જ નિયમોને પગ વડે ઠેસ મારી હતી, તેમનું કશું સન્માન રાખ્યું ન હતું; આજે અસમયે, સ્વામી જ્યારે મૃતપ્રાય છે ત્યારે તેમની પાસે, 'જરૂર છે' એમ માનીને જવું પણ શી રીતે? પણ તેમ છતાં ય મેં છેક આશા છોડી ન દીધી; ઠાકુરપો, મને આશા હતી કે એક રસ્તો હજુ રહ્યો હતો—તેમની સેવાનો. વિચાર્યું હતું આખી જિંદગી સ્વામીસેવા કરીને એક દિવસ તેની દ્વારા જ તેમને પામીશ. પણ કેવી હતભાગિની હું?—એટલો અવસર પણ મને ન મળ્યો. તેઓ આ લોક છોડી ચાલ્યા ગયા.'

ઉપેન્દ્રે મોં ઊંચું કરી જોયું તો કિરણમયીની બંને આંખો આંસુથી ઊભરાતી હતી. તેણે કહ્યું: 'સાંભળ્યું છે કે તમે તેમની જેવી સેવા કરી છે તેવી તો માણસ કરી શકતું નથી. સ્ત્રીના કર્તવ્યમાં તમે રજમાત્ર ત્રુટિ રહેવા દીધી નથી.'

કિરણમયી બોલી: 'તે ન રહેવા દીધી હોય, તો પણ માણસથી જે થઈ ન શકે તે મેં કર્યું શી રીતે, ઠાકુરપો? એમ નથી—એવી સેવા સ્ત્રીમાત્ર કરી શકે છે. પરંતુ મેં તો કર્તવ્ય સમજીને કરી નહોતી. મારા બધા જ રસ્તા બંધ થઈ ગયા હતા એટલે મેં સેવા દ્વારા એમને પામવાની કામના કરી હતી. એથી જ શક્ય હોય એટલી સેવા કરવામાં મેં બેદરકારી કરી નહોતી. મેં વિચાર્યું હતું કે એકવાર જો તેમને આ હૃદયમાં પામું તો ગમે ત્યાં, ગમે તે રીતે જીવતી હોઈશ ત્યાં લગી ભદ્ર રીતે જીવન ગુજારી શકીશ. પરંતુ મારા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. તેમને પામવાની શરૂઆત કરી હતી ખરી પણ પામી નહિ. પહેલેથી તમે જ મારું હૃદય ભરી બેઠા હતા. કેમે કરી ત્યાંથી તમને દૂર કરી શકી નહિ—મારા સ્વામીને મારા અંતરમાં સ્થાન આપી શકી નહિ.'

ઉપેન્દ્ર ઊભો થઈ બોલ્યો: 'બહુ મોડું થયું છે, બૌઠાન, હું જાઉં.'

કિરણમયી ઊભી થઈ બોલી: 'ચાલો, તમને બારણા સુધી વળાવી આવી દરવાજો ભીડી આવું. કાલે મળશો ને ?'

'ના. કાલે હું ઘેર જવાનો છું.'

'ફરી કદીક મેળાપ થશે ને ?'

'થશે જ તો. નમસ્કાર, બૌઠાન.'

'નમસ્કાર, ઠાકુરપો. દિવાકરને અહીં મોકલશો ને ?'

જરૂર મોકલીશ. એને માબાપ નથી. માટે જ આટલા દિવસ તેની સંભાળ રાખવી પડી છે. આજથી તેને ઉછેરવાનો ભાર લઈ લેવાનું તમે ઇચ્છયું છે, તો એ ભાર તમારા હાથમાં જ સોંપું છું.'

કિરણમયીની આંખોમાં આંસુ ભેગાં થતાં હતાં. તે બોલી: 'આટલી બધી વાત સાંભળ્યા પછી પણ તમે આવડો મોટો વિશ્વાસ મારા ઉપર શી રીતે રાખી શકશો, ઠાકુરપો ? દિવાકર તમને કેટલો પ્રિય છે એ તો હું જાણું છું.'

ઉપેન્દ્ર બારણા બહાર આવી પહોંચતાં બોલ્યો: 'એટલા માટે તો એ ભાર તમને સોંપ્યો, બૌઠાન. હું જેને ચાહું છું એનું અમંગળ કદી પણ તમારા હાથે થવાનું નથી એટલો મને વિશ્વાસ છે—' એમ બોલી તે ઉતાવળે પગલે ચાલતો થયો.

કિરણમયીએ અંધારી ગલીમાં પોતાનું મોં લંબાવી મોટેથી પૂછ્યું: 'એક બીજી વાત કહેતા જાવ, ઠાકુરપો, સતીશ શું કલકત્તામાં નથી ?'

ઉપેન્દ્રે દૂરથી જવાબ આપ્યો: 'ના.'

કિરણમયીએ ફરી પૂછ્યું: 'એ મને કહ્યા વિના ચાલ્યો ગયો છે તો જરૂર ભારે દુઃખી થઈને ગયો હોવો જોઈએ. તમે એને આ ઘરમાં આવવાની મના કરી હતી ?'

ઉપેન્દ્રે કહ્યું: 'કરવાની ઇચ્છા હતી પણ કરી નથી.'

કિરણમયીએ પૂછ્યું: 'જો ઇચ્છા હતી તો કરી શું કામ નહિ ?'

ઉપેન્દ્ર ચુપ રહ્યો.

જવાબ નહિ મળતાં કિરણમયીએ પૂછ્યું: 'એની ઇચ્છા શું કામ થઈ હતી એ હું જાણી ન શકું ?'

ઉપેન્દ્રે કહ્યું: 'મારી ભૂલ હોઇ શકે. ગમે તેમ, એ ક્યાં છે એની

તપાસ કરી તમારી પાસે આવવા એને કાગળ લખી નાખીશ. એને જ પૂછજો.' એમ બોલી બીજા સવાલની રાહ જોયા વિના તે ઉતાવળે પગલે અંધારી ગલી પાર કરી ગયો.

## [ ૨૧ ]

સાંતાલ પરગણાને ચીરીને જે પાકી સડક વૈદ્યનાથથી દૂમકા જતી હતી, તેની જ ધાર ઉપર વૈદ્યનાથથી લગભગ બે કોષ દૂર આવેલા એક બગીચામાં એક બંગલો હતો. કલકત્તાથી નીકળી જઈને સતીશ આ મકાન ભાડે રાખી રહ્યો હતો. પોતાની જાતને સ્વસ્થ બનાવવા સારું તે આ એકાંત અજ્ઞાતવાસ કરી રહ્યો હતો. તેથી તેણે જ્યારે જોયું કે અહીં આજુબાજુ કોઈ ગામ નથી, સામેના રસ્તા ઉપર અવરજવર પણ બહુ ઓછી છે, ત્યારે તે આનંદ પામી બોલ્યો: 'મારે આવવું જ જોઈતું હતું. આવી જ નિર્જન નીરવતાની જ મારે જરૂર હતી.'

કલકત્તાથી તે જે અપયશ ને દુઃખનો બોજો લઈ આવ્યો હતો તે બધાનો એકાંતમાં બેસીને ધીમેધીમે હિસાબ કરવાનો તેના મનમાં ઈરાદો હતો. સૌથી પહેલાં સાવિત્રી ઉપર થઈ શકે તેટલી ઘૃણા કરવાની જરૂર છે. બીજી જરૂર પાથુરેઘાટવાળી બૌડાકરુનને ભૂલવાની છે. ત્રીજી, ઉપીનદાની સાથેનો બધો સંબંધ કાપી નાખવાની ગણાય. આ બધાં કઠણ કામ આ વનની અંદર બેસીને પાર પાડવાનો તેનો ઉદ્દેશ હતો. સાથે હતો બિહારી અને આ પ્રદેશનો રસોયો.

વળી માછલી અને માંસ છોડી દઈને તેણે સાત્વિક આહાર શરૂ કર્યો હતો. અને ક્યાંકથી એકાદ સફેદ ગોળ પથ્થર ઉઠાવી લાવી દિવસે પૂજા કરતો અને રાત્રે આરતી ઉતારતો.

દુનિયામાં બે માણસ પર તેણે સૌથી વધારે પ્રેમ કર્યો હતો. એક સાવિત્રી અને બીજા તેના ઉપીનદા. સાવિત્રી તેને દગો દઈને, નીચ વિશ્વાસઘાતી વિપિનને સાથે લઈને ક્યાંક ભાગી ગઈ હતી, ઉપીનદા કંઈ પણ પૂછ્યા કર્યા વિના એક અંધારી રાત્રે તેનો ત્યાગ કરી ચાલ્યા ગયા હતા.

કેવળ ઊભવાની જગા રહી હતી માત્ર કિરણમયીને ત્યાં. પરંતુ એ બારણું પણ બંધ જોયા પછી ત્યાં જવાની તેની હિંમત ચાલી નહિ. આથી તો તે આ નિર્જનમાં આવીને આકાશ, પવન, ઝાડપાન, પશુપંખીને સાથે બેજેબેજે એક નવો સંબંધ બાંધીને વૈરાગ્ય સાધનામાં પ્રવૃત્ત થયો હતો. પરંતુ જે માણસે સદાકાળ આમોદ–પ્રમોદમાં, ભાઈબંધ મિત્રોમાં ગાળ્યો હોય, તે જ માણસને આ નવો પ્રયત્ન કરતો જોઈ બુઢ્ઢા બિહારીની આંખમાં જ્યારે ત્યારે પાણી આવી જતાં.

બિહારીની સાવિત્રી ઉપર અસીમ ભક્તિ હતી. તે તેને 'મા' કહેતો, અને શાપભ્રષ્ટા દેવી તરીકે લેખતો. એથી તો પોતાના મનને મનાવતો કે અત્યારે તો સારું જ પરિણામ આવશે. અને આ 'શુભ'ની આશામાં જ તે એ વિષે બિલકુલ શાંત બની ગયો હતો.

## [ ૨૨ ]

હારાનના મૃત્યુ પહેલાં બેએક માસ પહેલાં દિવાકરને માત્ર બે–ચાર દિવસ કલકત્તા રહીને પાછા ચાલ્યા જવું પડયું હતું. આ વખતે કિરણમયીની દેખરેખ નીચે રહીને કલકત્તા કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરવાનું નક્કી થતાં તે નવી ખરીદેલી પતરાની પેટી ભરીને પુસ્તકો, કાગળો, કપડાં વગેરે લઈને એક દિવસે સાંજે હારાનબાબુના પાથુરેઘાટના ઘેર આવી પહોંચ્યો

કિરણમયીએ તેનો એક નાના ભાઈની માફક આવકાર કર્યો.

મામાને ઘેર સુરબાળા સિવાય માયા મમતા રાખનાર કોઈ નહોતું. એમાં વળી મહેશ્વરીની તીક્ષ્ણ દૃષ્ટિ શનીની દૃષ્ટિની જેમ અનેક વખત એ મમતાના રસને સુકાવી નાખતી હતી. પરંતુ અહીં એવું કશું નહોતું.

બેદરકારીપૂર્વક ઊછરેલું કોઈ એક ઝાડ દૈવયોગે ધરતીની ગોદમાં આશ્રય પામતાં અપાર રસનો આસ્વાદ પામી તેના ક્ષુધાર્ત શીર્ણ મૂળિયાંઓ જે પ્રકારે ધરતીમાં પોતાના હજાર હાથ ફેલાવીને તેને વળગી રહે છે તેવું જ કિરણમયીનો આશ્રય પામતાં દિવાકરનું બન્યું.

મહાનગરીના વિશાળ અને વિવિધ વાતાવરણમાં દિવાકરની સંકુચિત આશા અને સાંકડું ભવિષ્ય જોતજોતામાં વિશાળ બની ગયું. તે પોતે મોટો હોય એવો એણે અનુભવ કર્યો. બી. એ. માં નપાસ થતાં વિદ્યાભ્યાસનું પુરાતન બંધન હવે છૂટી ગયું હતું અને નવા કોઈ બંધનની હજી વાર હતી. આ મજાના વચલા કાળમાં તે આખો વખત જ્યાંત્યાં ભમીને જ્ઞાન સંપાદન કરી રહ્યો હતો.

નાટક જોઈ આવતાં તેને જાણે સ્વપ્ન જોઈ આવ્યો હોય એમ લાગતું. ઝૂ* જોઈ તે આભો બની ગયો હતો, મ્યુઝિયમ જોઇને તે સ્થંભિત થયો હતો, શિવપૂરમાં સરકારી બગીચો જોઈ તેણે એક નિબંધ લખી નાખ્યો હતો, મહેલો જેવાં મકાનોની હાર જોઇને તે મોં ફાડીને ઊભો રહ્યો હતો. અને આખરે એક દિવસ ગાડી નીચે આવી જઇ પગ મચકોડાઈ જતાં ઘેર આવી રહ્યો હતો.

ઘા બહુ સામાન્ય હતો. કિરણમયી જલદી જલદી હળદર ગરમ કરીને તેનો લેપ લગાવી ધીમું ધીમું હસતી બોલીઃ 'શાની નીચે આવી ગયા, ઠાકુરપો ? ઘોડાગાડી નીચે કે બળદગાડી નીચે ?'

દિવાકરનું મોં લાલ થઇ ગયું. તે બોલ્યોઃ 'ઘોડાગાડી.'

કિરણમયીએ કહ્યુંઃ 'તો તો સારું થયું. નહિ તો આ લંગડે પગે વળી પાછો દંડ ભરવા થાણામાં જવું પડત.'

દિવાકર લજ્જિત મુખે બોલ્યોઃ 'એવું કંઇ વાગ્યું નથી. કાલે સવારે જ સારું થઇ જશે.'

કિરણમયી બોલીઃ 'એ તો થશે સ્તો. પણ બહુ દૂર રખડવા હવે જશો નહિ. સાંભળ્યું છે કે છોકરાં ઉઠાવી જનારી એક ટોળી કલકત્તામાં આવી છે.'

આમ ને આમ દિવસો વીતતા હતા. અઘોરમયી અનેક તીર્થો ફરીને એક દિવસ ઘેર આવી લાગી. આજ પહેલાં તેણે એક દિવસ દિવાકરને જોયો હતો ત્યારે તો પુત્રશોકમાં તેનું હૃદય એટલું મૂઢ બની ગયું હતું કે દિવાકરનું મોંઢુ સુધ્ધાં બરાબર જોયેલું નહિ. આજે આ દાઢીમૂછ વિનાના તેજસ્વી ખૂબસૂરત છોકરા તરફ જોતાં જ તેનું માતૃહૃદય સ્નેહથી ભરાઈ

---
*પ્રાણીઓનું સંગ્રહસ્થાન.

આવ્યું. તેણે કહ્યું: 'દિવુ, હું તારી માસીમા થાઉં. મને માસીમા કહીને બોલાવજે, બાબા.'

આને પણ માબાપ નથી એવું જાણીને અઘોરમયીની આંખમાં પાણી ઉભરાઇ આવ્યાં અને આંસુનાં બે મોટાં ટીપાં તેણે અંચળવડે લૂછી નાખ્યાં. તે બોલી: 'ભગવાને, મારા હારાનને છીનવી લઇને આ હતભાગિનીને જીવતી રાખી છે. તો જે કંઇ થોડા દિવસ હું જીવું ત્યાં સુધી બાબા, તું મારી પાસે રહેજે. મને છોડીને જઇશ નહિ.' એમ બોલી દિવાકરના માથા ઉપર હાથ મૂકી તેણે પોતાની આંગળીઓ હોઠે લગાડી.

અઘોરમયીના શબ્દો સાંભળી તથા તેની આંખનાં પાણી જોઇ દિવાકર પોતાની આંખનાં પાણી છુપાવવા પાસેથી ખસી ગયો. આ થોડા દિવસની અંદર જ અઘોરમયીનો વાત્સલ્ય પ્રેમ જાદુગરના માયાવૃક્ષની માફક ફાલી-ફૂલી ઊઠ્યો હતો. ખરી વાત એ હતી કે આ પુત્રહીના જનનીના દિલમાં થોડો સમય જાત્રા કરી આવી પુત્રના અભાવને સમસ્ત હૃદયમાં પૂરી દેવા માટે આકાંક્ષા જન્મી હતી. આ ઘરની અંદર જ થોડાએક માસ પહેલાં જ્યારે તેનો પોતાનો પુત્ર મરી ગયો હતો ત્યારે એ જ સર્વભક્ષી નિષ્ઠુર શોકે જ તેના હૃદયમાં માતૃત્વનો ખોરાક પૂરો પાડીને જેમતેમ કરી તેને જીવતી રાખી હતી. હવે એ શોક પ્રમાણમાં શાંત થવાની સાથે જ તેનું ક્ષુધાતુર માતૃહૃદય સંતાનના અભાવથી એકાએક ભાંગી જવા લાગ્યું હતું. સંતાને ત્યાગ કરેલા એ શૂન્ય સિંહાસન ઉપર તેણે દિવાકરનો અત્યંત પ્રેમ-પૂર્વક અભિષેક કર્યો.

એક બાજુએ અઘોરમયી અને બીજી બાજુ કિરણમયી એમ બે જણની વચ્ચે પડેલા દિવાકરના લાલનપાલનનો પાર રહ્યો નહિ.

## [ ૨૩ ]

પાંચ-છ દિવસ બાદ એક દિવસ બપોરે દિવાકરે કિરણમયીના ખંડમાં પ્રવેશતાં જ આશ્ચર્યપૂર્વક જોયું કે તે અત્યંત એકાગ્ર ચિત્તે જમીન ઉપર બેસી હસ્તલિખિત, મૂળ સંસ્કૃત રામાયણનું અધ્યયન કરતી હતી.

કિરણમયી સામાન્ય ગૃહસ્થ ઘરની સ્ત્રી કરતાં વધારે ભણેલી છે, અને બંગાળી તથા અંગ્રેજી તેને સારી પેઠે આવડે છે એમ દિવાકર સારી પેઠે જાણતો હતો. પરંતુ એને એટલું બધું આવડતું હશે એમ એણે નહોતું માન્યું કે હસ્તલિખિત સંસ્કૃત પણ તે વાંચી શકે. દિવાકરને સ્વપ્ને ય આવો તો ખ્યાલ નહોતો, તેથી તે વિસ્મિત બની શ્રદ્ધાપૂર્વક નમી પડી, ત્યાં જ બેસી ગયો.

કિરણમયીએ જરા હસીને પૂછ્યું: 'વાર્તા કેવી લખાઈ છે?' દિવાકરે કહ્યું: 'મેં તો પછી લખી જ નથી.'

કિરણમયી અતિશય આશ્ચર્ય વ્યક્ત કરી બોલી: 'લખી નથી? એ શું કહો છો ઠાકુરપો? પણ જે લખ્યું હતું એ તો કંઈ ખરાબ નહોતું. શું કામ છોડી દીધું, કહો તો?'

દિવાકર બોલ્યો: શું કામ શરમાવો છો બૌદિ? મેં ત્યાર બાદ ઘણો વિચાર કરી જોયો છે. તમારી વાત જ સાચી છે. મારી પેલી વાર્તા પૂરે-પૂરી ચોરી ભલે ન હોય પણ બીજાનું અનુકરણ તો છે જ. ખરેખર પ્રેમની મને એવી તે શી ખબર છે, કે હું એની વાર્તા લખવા બેઠો? એથી તો હવે હું લખતો નથી. કેવળ વિચાર જ કરું છું.'

'વિચાર કરો છો? રાત-દિવસ શેનો વિચાર કરો છો કહો જોઉં? મારો જ કે?'

દિવાકરે પૂરેપૂરું સાંભળ્યા વિના કહ્યું: 'એમ છતાં જોઉં છું કે નોવેલ લખવાનો શોખ પણ દૂર કરી શકતો નથી. તેથી તો આજે નક્કી કરીને આવ્યો કે તમારી પાસે જ શીખીશ.'

કિરણમયીએ પૂછ્યું: 'મારી પાસે વળી શું શીખશો, ઠાકુરપો? પ્રેમ કરવાનું?'

દિવાકર જેમતેમ કરી ભારે શરમ દબાવી દઈ ગંભીર થઈ બોલ્યો: 'બધું જ શીખીશ. જરૂર પડશે તો એ ય શીખીશ.'

કિરણમયી પણ મોં કૃત્રિમ ગાંભીર્યથી ભરી દઈ બોલી: 'પણ એમાં તો ભારે પંચાત છે ઠાકુરપો. મારી મારફત પ્રેમ શીખવા જતાં લોકો શું કહેશે?'

દિવાકર એકદમ ઊભો થઇ જઈ બોલ્યો: 'જાઓ, હું તો જાઉં છું. તમને તો કેવળ મશ્કરી જ સૂઝે છે.'

કિરણમયીએ એકદમ તેનો હાથ પકડી લઈ મોં મચકોડી હસીને કહ્યું: 'તો એમ ચોખ્ખું કહોને ભાઈ, કે તમારે મશ્કરી નથી જોઈતી. સાચેસાચ પ્રેમ જોઈએ છે.'

દિવાકર જોરપૂર્વક પોતાનો હાથ છોડાવી ઉતાવળે પગલે બહાર ચાલ્યો ગયો.

કિરણમયી મનમાં મનમાં હસીને પુસ્તક બંધ કરી, યથાસ્થાને મૂકી દઈ, થોડી વારે દિવાકરના ખંડમાં જઈ પહોંચી.

દિવાકર મોં ભારે કરી બારી બહાર જોતો ચુપચાપ બેઠો હતો. કિરણમયીએ કહ્યું: 'ચિડાઈને ભાગી આવ્યા શું કામ, કહો તો?'

દિવાકરે મોં ફેરવ્યા વિના જ કહ્યું: 'મને એવી બધી મશ્કરી ગમતી નથી.'

કિરણમયી જરાકવાર શાંત રહી સ્નિગ્ધ કંઠે બોલી: 'તમે તો મારા દિયર છો, ઠાકુરપો. તમારી સાથે જ તો ઠઠ્ઠા–મશ્કરી, થાય. આ બધું હું ન કરું તો જીવું શી રીતે કહો જોઉં, ભાઈ?'

આ સ્નેહભર્યા કોમલ સ્વરથી દિવાકરનો ગુસ્સો ચાલ્યો ગયો. આજે તેને પ્રથમવાર જ લાગ્યું કે, સાચે જ, મારે શરમાવા જેવું તો કંઈ નથી. ભાભીની સાથે તો ઠઠ્ઠા–મશ્કરીનો જ સંબંધ હોઈ શકે.

એ વાત ખોટી પણ નથી કે બંગાળી સમાજમાં દિયરભાભી વચ્ચે એક મધુર હાસ્યપરિહાસ્યનો સંબંધ ચાલતો આવેલો છે. અને ક્યાં એની ચોક્કસ સીમારેખા છે એ પણ ઘણાની આંખે દેખાતું નથી. અને એવું જોવાની જરૂર પણ ઘણાને દેખાતી નથી. પરંતુ આ નિર્દોષ હાસ્યપરિહાસ્યની અતિશયતામાં કેટલીકવાર વિષનું બીજ આવી પડે છે અને કોઈ ન જાણે તેમ, અજ્ઞાનપણે મોટું થઇને વિષવૃક્ષરૂપે પરિણમીને એક સમયે સમસ્ત કૌટુંબિક સંબંધ કલુષિત કરી નાખે છે—એનો હિસાબ કેટલા રાખે છે?

દિવાકરે મોં ફેરવી અભિમાનપૂર્વક કહ્યું: 'હું આવ્યો'તો શીખવા માટે અને તમે મને મશ્કરી કરી ભગાડ્યો ત્યારે છોડ્યો.'

'કિરણમયીએ બિછાનાની એક બાજુએ બેસી કહ્યું: 'શું શીખવા આવ્યા હતા?'

દિવાકરે કહ્યું: 'આ કહ્યું તો ખરું—વાર્તા લખવાનો મોહ મારો

કેમે કર્યો ટળતો નથી. એટલે થયું કે તમે શીખવાડશો. તમે બોલ્યે જશો, હું લખ્યે જઈશ.'

કિરણમયી હસીને બોલી: 'એ તો મારી લખેલી વાર્તા થશે, ઠાકુરપો!'

'છોને થતી, પણ મારાથી શિખાશે તો ખરી? કેવળ જાણ્યાથી તો પતતું નથી, વ્યક્ત કરવાની શક્તિ પણ જોઈએ છે.'

'એ તો જોઈએ જ. પણ વ્યક્ત કરશે કોણ, કહો તો?'

'એ તો તમારે જ કરવાનું, બૌદિ!'

કિરણમયી ફરી હસીને બોલી: 'તો બીજા કોકને પકડો, ઠાકુરપો, એ કામ મારું નથી. જલનું મીન સમજવા ઈચ્છે કે મરુભૂમિમાં માણસ કેવી રીતે તરફડીને મરતું હશે—તો બીજા કોક માણસની જરૂર પડશે. મારી વિદ્યાબુદ્ધિથી એને પહોંચી નહિ વળાય.'

દિવાકર થોડીવાર શાંત રહીને બોલ્યો: 'બૌદિ, મરુભુમિની તૃષાની મને ખબર નથી, એ વાત સાચી. પરંતુ હું તો પાણીમાંનું મીન પણ નથી. તમારી જેમ જમીન ઉપર જ મારો પણ વાસ છે, એટલે તૃષા પણ હોય જ. એકવાર બોલી તો જુઓ હું સમજી શકું છું કે નહિ?'

કિરણમયી કંઈ બોલી નહિ. કેવળ હસતે મોંએ જોઈ રહી.

દિવાકર પણ ક્ષણવાર મૌન બેસી રહી બોલ્યો: 'આ આટલો વખત તમે રામાયણ વાંચતાં હતા, હું એની જ વાત કહું છું. સીતાના રૂપના અગ્નિમાં રાવણ સકુટુંબ વિનાશ પામ્યો, સ્ત્રીનું આ રૂપ તે શી વસ્તુ છે? અને એક જ રાવણ નથી. એવા અનેક રાવણો ઇતિહાસમાં તો છે. કવિઓ એને કહે છે, 'રૂપની પિપાસા.' તમે પણ એવી જ ઉપમા આપી. તમે એમ ન માનતા બૌદિ કે હું તમારી સાથે વાદવિવાદ કરું છું—હું જાણું છું કે તમારે ચરણે બેસીને મારે તો હજી ઘણો વખત શીખવાનું છે. હું તો કેવળ જાણવા ઇચ્છું છું, કે આને પિપાસા શું કામ કહેવામાં આવે છે. પાણી જોતાં જ કોઈ માણસને તરસ લાગતી નથી, તો રૂપ જોતાં શું કામ તેની પિપાસા જાગી ઊઠે?'

કિરણમયી મુખ ઊંચું કરી, એકાએક હસી બોલી ઊઠી: 'ન જાગી ઊઠે, ઠાકુરપો?'

આ હાસ્ય અને પ્રશ્નનું યથાર્થ તાત્પર્ય ન સમજી શકવાથી દિવાકર ક્ષણવાર માટે તો હતબુદ્ધિ બની ગયો. પરંતુ બીજી જ ક્ષણે પોતાને કાબૂમાં

રાખી જોરપૂર્વક બોલી ઊઠ્યો: 'જરૂર--જાગી ઊઠે.'

તેનું સંકોચભર્યું અને કુંઠિત સાહસ આ રહસ્યપૂર્ણ વાર્તાલાપ દ્વારા આટલી વારમાં કેટલું માથું ઊંચું કરી બહાર નીકળ્યું હતું તેની તેને પોતાને જ ખબર ન હતી. તે બોલ્યો: 'એ પિપાસા ન જાગી હોત તો દુનિયાના મોટા મોટા કવિઓ શાકુન્તલ પણ લખી શકત નહિ અને રોમિયો-જુલિયટ પણ લખત નહિ: એથી તો જાણવા ઇચ્છું છું, ભૌદિ, કે નારીનું રૂપ એ તે કેવી વસ્તુ છે, અને પ્રેમ એની સાથે આટલો બધો ઘનિષ્ટ રીતે જડાઈ ગયો છે શાથી?'

કિરણમયી ગંભીર બની બોલી: 'ના, તમારી સ્થિતિ એટલી બધી બગડી ગઈ નથી.'

દિવાકર દુઃખી બની બોલ્યો: 'બધી વાત આમ હસીને જ ઉડાડી દેવાની હોય તો રહેવા દો, હું હવે કશું નહિ પૂછું.'

તેનું મોં જોઈ કિરણમયી વિષાદ થયો હોય એવો દેખાવ કરી બોલી: 'હું મૂર્ખ સ્ત્રી છું, ઠાકુરપો. આ બધી મોટી મોટી વાતોમાં શું સમજું, કહો તો. તે આમ ગુસ્સે થાઓ છો?'

દિવાકરને બીજા એક દિવસની વાત યાદ આવી. પેલે દિવસે વેદને વિષે પણ તુચ્છતાપૂર્વકનો ઉલ્લેખ સાંભળીને તેણે કાનમાં આંગળી નાખી હતી. તેણે કહ્યું: 'હું જાણું છું, ભૌદિ, તમે તો અદ્દભુત પંડિત છો. તમે ધારો તો બધા વિષયો મને ભણાવી શકો.'

કિરણમયીએ પૂછ્યું: 'ભણાવી શકું? વારુ, તો જો હું કહું કે રમણીનું રૂપ એ કેવળ ભ્રમ છે,—ખરેખાત કશું જ નથી, ઝાંઝવાની જેમ એ મિથ્યા છે--તો વિશ્વાસ કરશો?'

દિવાકરે કહ્યું: 'ના; કેમકે ઝાંઝવાનું જળ પણ મિથ્યા નથી—તે પણ કાંઈક તો છે.' અરીસામાં માણસનું પ્રતિબિંબ પડે છે. તે પ્રતિબિંબ કંઈ માણસ નથી, એ તો જાણીતી વાત છે. છાયાને માણસ તરીકે માની પકડવા જઈએ તો ભૂલમાં જ પડીએ. પરંતુ રૂપ તો એવી રીતે કોઈ વસ્તુની છાયા નથી. સાપને દોરડું માની લેવું એ ભૂલ છે, ઝાંઝવાને પાણી માની દોડવું એ ભૂલ છે, પરંતુ રૂપની પાછળ તો માણસ કેવળ રૂપની પિપાસામાં જ દોડે છે, ભૌદિ!'

કિરણમયી બોલી: 'ઠાકુરપો, હમણાં જ તમે અરીસામાં પ્રતિબિંબ

જોવાની ઉપમા આપી. જે દિવસે ખબર પડશે કે રૂપ પણ માનવીની છાયા જ છે, તે પોતે માનવી નથી-- તે દિવસે જ માત્ર પ્રેમનો પત્તો લાગશે. પણ એ જવા દો. પૂછું છું, રૂપની પાછળ પણ માણસ શું કામ દોડતો ફરે છે?'

'એની તો મને ખબર નથી. ભ્રમરને છોડીને પણ *ગોવિંદલાલ રોહિણીની પાછળ દોડનો ગયો હતો. મને તો એ જ અતિશય વિચિત્ર લાગે છે.'

'પણ એનું પરિણામ શું આવ્યું?'

'પરિણામ ગમે તે આવ્યું હોય, બૌદિ, એના ન્યાયનો ભાર માનવીના હાથમાં નથી. રોહિણીમાં રૂપ હતું, ગુણ ન હતા. પરંતુ રૂપની સાથે ગુણ પણ હોત તો ગોવિંદલાલનું શું થાત, તે કહી ન શકાય.'

કિરણમયી મૂંગી રહી. આ બી. એ. માં નપાસ થયેલા છોકરા ઉપર તેને જરાય વિશ્વાસ ન હતો. તે નપાસ થયો હતો માટે નહિ, પણ પાસ થયો હોત તો ય તે એમ માનત કે આ તો ગોખી કરીને પાસ થઈ ગયો છે, એથી વધારે કંઈ નથી. પરંતુ વખત આવ્યે તેનું શિક્ષિત મન દલીલ કરવા જેટલું શકિતશાળી છે, એવી તો તેની માન્યતા ન હતી. તેણે કહ્યું: 'રૂપ છાયા નથી, એ વસ્તુ આટલી બધી ચોક્કસ માની લેશો નહિ. ગમે તે હોય, પૂછું છું ઠાકુરપો, આ બધું તમે જાતે વિચાર્યું છે કે બીજા કોઈનું સાંભળીને બોલો છો?'

દિવાકર મૃદુ હસીને બોલ્યો: 'ના, બૌદિ, આ મારા પોતાના મનની વાત છે. બચપણથી ભગવાને મને અનેક વસ્તુનો વિચાર કરવાની ટેવ આપી છે.'

કિરણમયી ક્ષણવાર મૂગી રહી બોલી: 'તેમ છતાં રૂપની મિમાંસા શોધી ન શકયા! પણ આશ્ચર્ય તો એ છે કે સતીશ ઠાકુરપો પણ એક દિવસ મને બરાબર આ જ વાત પૂછતા હતા. બીજા એકે પણ પૂછી હતી. આજે તમે પણ પૂછો છો. મને થાય છે, મારું રૂપ જોઈને જ તમને સૌને આ પ્રશ્ન સૂઝે છે શું?'

એકાએક દિવાકર ચોંકી ઊઠયો. શરમથી તેનું માથું કપાઈ જવા લાગ્યું. માથું નીચું નાખી દઈ બોલ્યો: 'મને માફ કરો, બૌદિ, હું જાણતો ન હતો.'

---

* બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત ગોવિંદ અથવા કૃષ્ણકાંતનું વિલ

જાતે સાંત્વના મેળવે છે. પરંતુ આજે તમને હું ચોક્કસ કહું છું, ઠાકુરપો, આવડું મોટું આકર્ષણ કોઈ પણ કારણે એવું નીચ, એવું હલકું હોઈ જ ન શકે. એ તો સત્ય છે—સૂર્યના પ્રકાશ જેવું એ સત્ય છે. બ્રહ્માંડના આકર્ષણના જેટલું જ એ સત્ય છે. કોઈ પણ પ્રેમ કદી ઘૃણાની વસ્તુ હોઈ જ ન શકે.'

આ શબ્દો સાંભળી દિવાકર સાચેસાચ વિહ્વળ બની ગયો. તેની છાતીમાં કંઈક જાણે ઉથલપાથલ થવા લાગ્યું. આવો ઉત્તપ્ત તીવ્ર કંઠસ્વર તો તેણે કદી સાંભળ્યો ન હતો. આંખોમાં આવી ઉત્તપ્ત ઉત્કટ દૃષ્ટિ કદી જોઈ ન હતી.

બીતો બીતો તે બોલ્યો: 'ભૌદિ!'

'શું કહો છો, ઠાકુરપો?'

'મારા જેવા મૂરખને ઉપદેશ આપતાં તમારી ધીરજ ખૂટી જાય છે, નહિ?'

'એ શું બોલ્યા, ઠાકુરપો! મને ઊલટું સારું લાગે છે.'

દિવાકર જરાક હસવાનો પ્રયત્ન કરી બોલ્યો:

'સારું લાગતું હોત તો તમારા મોઢેથી આવી બધી આડીઅવળી વાતો નીકળત શી રીતે? આ હમણાં તમે જાતે જ કહ્યું કે, જેના ઉપર પ્રેમ કરવો યોગ્ય ન હોય તેના ઉપર કરવો તેનું જ નામ કુત્સિત પ્રેમ; વળી પાછાં કહો છો કે એનું તાત્પર્ય સમજી ન શકવાથી જ વિદ્વાનોની મંડળી એને હલકું ગણાવે છે—તો આ બેમાં સાચું શું?'

કિરણમયી એ જ ક્ષણે બોલી: 'બંને સાચું.'

'વિધવા રોહિણી ઉપર પ્રેમ કરવામાં શું ગોવિંદલાલે ખોટું કર્યું ન હતું?'

'પ્રેમ તે કંઈ એક કાર્ય–ક્રિયા છે કે એમાં યોગ્ય અયોગ્ય હોય? સ્ત્રીને છોડીને ગયો એ જ એનું હલકું કૃત્ય હતું.'

દિવાકર પાછો ઉત્તેજિત થઈ બોલ્યો: 'છોડીને ચાલ્યો ગયો એ તો જરૂર હલકું કૃત્ય હતું. હજાર વાર નિંદ્ય કૃત્ય હતું. પરંતુ પોતાની પત્નીને છોડી બીજા એક જણ ઉપર મનમાં મનમાં પ્રેમ કરવો એ શું બિલકુલ અયોગ્ય નથી?'

તેની ઉત્તેજના જોઈ કિરણમયી હસી. તે બોલી: 'ઠાકુરપો, પોતાને

એટલા બધા શક્તિશાળી માનવું એ ઠીક નથી. અહંકાર થોડો ઓછો હોય તો સારું. તમે એમ માનો છો, કે માણસ પોતે ઇચ્છે તેમ કરી શકે છે? ગોવિંદલાલ પોતે ઇચ્છે તો રોહિણીને ચાહી શકે, અને ન ઇચ્છે તો ન ચાહી શકે, એમ તમે માનો છો?'

'ના, એવું હું નથી કહેતો. ઇચ્છાની સાથે પ્રયત્ન પણ હોવો જોઇએ.'

કિરણમયીએ કહ્યું: 'ઉપરાંત સાથે સાથે એટલી શક્તિ અથવા અશક્તિ પણ જોઈએ. કેવળ પ્રયત્ન કર્યે ચાલતું નથી. આ અગાસીના ખૂણામાં બેસી બેસી તમારા માથામાં ઝાડ ઊગી જાય તો ય તમે કાળિદાસના જેવું એક મેઘદૂત લખી નહિ શકો. મેઘને જોતાં જ તમને તોફાન અને પાણીની જ આશંકા આવવાની. શરદી લાગવાની બીકે જ તમે વ્યાકુળ થઈ જશો—વિરહીના દુઃખનો વિચાર કરવા જેટલો સમય જ નહિ રહે. હજાર પ્રયત્નો કરો તો ય નહિ. આ અશક્તિ તો માણસના લોહી માંસમાં ઊતરી ગઈ છે. એને દૂર કરી શકાતી નથી.' એમ બોલી તે ચુપ રહી.

દિવાકરે પણ કંઇ જવાબ આપ્યો નહિ. માથું નીચું રાખી નિઃશબ્દ બેસી રહ્યો. બહુ વખત સુધી કોઈ કંઇ બોલ્યું નહિ—નિઃસ્તબ્ધ ખંડના ખૂણામાંથી કેવળ એક જીર્ણ-પુરાણી, ધૂળથી મેલી બનેલી ઘડિયાળનો ટક ટક અવાજ આવવા લાગ્યો.

ઘણા વખત સુધી મૌન રહી કિરણમયી એકાએક અત્યંત મિષ્ટ સ્વરે બોલી: 'તમને હજી પણ એ શબ્દો કહેવા ઇચ્છું છું. પેલે દિવસે તમારી 'ઝેરી ખંજર' વાર્તા વિષે ભલેને મેં ગમે તે કહ્યું હોય ઠાકુરપો, પણ મેં એ ય જોયું હતું, કે તમારી અંદર એક એવી વસ્તુ છે. જે સાચેસાચ પ્રેમિક—સાચેસાચ કવિને શોભે. એ વસ્તુને જો તમે મારી નાખવા ન ઇચ્છતા હો, તો બીજાને અપરાધી ગણવાના સુખમાંથી પોતાની જાતને દૂર રાખવી પડશે. એ વાત કદી પણ ભૂલશો નહિ—કવિ ન્યાયધીશ નથી. નીતિશાસ્ત્રના મતની સાથે જો તમારો મત અક્ષરશઃ ન મળે તો તેમાં કંઈ શરમાવાની જરૂર નથી. હું જાણું છું, માણસ પારકાંની અશક્તિ અને અપરાધ એક ત્રાજવે તોલી તેને સજા કરે છે. પરંતુ એમ અવગુણો જોયે તમારું કામ ચાલશે નહિ. તમે વારંવાર ગોવિંદલાલનો ઉલ્લેખ કરો છો. એ ગોવિંદલાલ કેવી ભારે શકિતની સામે હારી જઈને સર્વસ્વનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો, આ દુનિયાની અંદર જેઓ કેવળ સારા નરસાનો

ન્યાય કરવાનો ભાર લઈ બેઠા છે, એમને માટે એનો વિચાર કરવાનો નથી. એ વિચાર તમારે કરવાનો છે. ખૂનના અપરાધ માટે જ્યારે જજ સાહેબ હતભાગીને જન્મટીપ આપે છે, ત્યારે તેઓ ન્યાયાધીશનું કામ કરે છે. પરંતુ અપરાધીના અંતરની દુર્બળતાનો અનુભવ કરીને જ્યારે તેઓ શિક્ષા ઓછી કરે છે, ત્યારે તેઓ કવિ બને છે. ઠાકુરપો, એ જ રીતે સંસારમાં ઔચિત્યની રક્ષા થાય છે. એ જ રીતે સંસારની ભૂલ, ભ્રાંતિ, અપરાધ અસહ્ય બનતાં અટકે છે. કવિ કેવળ સર્જન કરે છે, એટલું જ નથી, પણ સૃષ્ટિની રક્ષા પણ કરે છે. જે સ્વાભાવિક રીતે જ સુંદર છે, તેને જેમ વધારે સુંદર બનાવીને પ્રકાશમાં આણવું એ તેનું એક કાર્ય છે, તેવી જ રીતે જે સુંદર નથી તેને પણ અસુંદરના હાથમાંથી બચાવી લેવું એ પણ એનું એક કાર્ય છે.'

દિવાકર જરા વિચાર કરીને બોલ્યો; 'તો શું એમ કરવાથી અન્યાયને ટેકો આપવા જેવું થશે નહિ?'

કિરણમયી બોલી: 'એ તો બરોબર જાણતી નથી. એમ થાય પણ ખરું. સાંભળ્યું છે, કે હલકી વસ્તુની સામે અતિશય ઘૃણા જગાડવી એ પણ કવિનું કામ છે. પણ સારી વસ્તુ ઉપર પ્રેમ જગાડવો એ શું તેના કરતાં પણ વધારે મોટું કામ નથી? એ ઉપરાંત પણ પાપને સંપૂર્ણ રીતે આ દુનિયામાંથી ધકેલી કાઢવામાં ન આવે, જ્યાં સુધી માણસના હૃદયને પથ્થરમાં ફેરવી નાખવામાં ન આવે, ત્યાં સુધી આ દુનિયામાં અન્યાય, ભૂલચૂક થયા જ કરશે. અને ત્યાં સુધી તેને ક્ષમા કરી, જતાં કરવાં જ પડશે. પાપ દૂર કરવાની શક્તિ તો છે નહિ, સહન કરવાની શક્તિ પણ ચાલી જશે, એમાં શી સગવડ થવાની હતી, ઠાકુરપો?'

દિવાકરે જવાબ આપ્યો: 'સગવડ એ જ કાંઈ બધું નથી. સગવડની અંદર પણ ન્યાય અને ધર્મનું પાલન કરવું જોઇએ. જે શુભ છે, જે નિર્મળ છે, જે સૂર્યના પ્રકાશ જેવું ઉજ્જવલ છે, તેને જ સૌની ઉપર સ્થાન આપવું આવશ્યક છે.'

કિરણમયીએ કહ્યું: 'ના, પાપ જો મનુષ્યના લોહીની સાથે ભળી ગયેલું ન હોત, તો તમારી વાત સારી ગણાત. એક ન્યાય સિવાય સંસારમાં બીજું કંઈ રહી શકત જ નહિ. દયા, માયા, ક્ષમા, વગેરે હૃદયની વૃત્તિઓનાં નામ સુધ્ધાં કોઈના જાણ્યામાં આવત નહિ. તમે સૂર્યના પ્રકાશના

સફેદ રંગ સાથે ન્યાયની સરખામણી કરી. પરંતુ સફેદ રંગ શું બધા રંગોના મિશ્રણમાંથી જન્મતો નથી? આ સફેદ પ્રકાશ જેમ પાસાદાર કાચમાંથી પસાર થતાં રંગીન બની જાય છે, તેમ ન્યાય પણ અન્યાય, અધર્મ, પાપ, તાપના વાંકા રસ્તા ઉપરથી દયા, માયા અને ક્ષમામાં ભળી જઈ જુદો જ બની જાય છે. અન્યાયને ક્ષમા આપવા જતાં અધર્મને ટેકો મળી જાય છે, એ વાત માનું છું, પરંતુ અધર્મ પણ એનું જ એક સ્વરૂપ નથી, એવું હું સ્વીકારી શકતી નથી. દલીલ કરીને કદાચ હું તમને મારી વાત નહિ સમજાવી શકું, ઠાકુરપો, પરંતુ જે ક્ષમા પ્રેમમાંથી જ જન્મે છે, એ પ્રેમનો મર્મ જ્યારે તમે જાણી શકશો, ત્યારે જ તમને સમજાશે, કે અન્યાય, અધર્મ તથા અશક્તિને ક્ષમા આપવી, આશ્રય આપવો એ પથ ધર્મની જ આજ્ઞા છે. પણ બહુ મોડું થઈ ગયું છે, ઠાકુરપો, આજે તમને ભૂખ-તરસ પણ લાગી નથી?' એમ બોલી તે હાંફળીફાંફળી ઊભી થઈ જઇ ખંડમાંથી બહાર ચાલી ગઈ.

સંધ્યા પછી દિવાકર ખાવા માટે બેઠો, ત્યારે તેણે ધીમે ધીમે કહ્યું: 'આજે મારી આખી બપોર આનંદમાં વીતી. કેટકેટલી નવી વાતો હું શીખ્યો તે હું કહી શકતો નથી.'

કિરણમયીએ હસતે મોંએ પૂછ્યું: 'ખૂબ શીખ્યા? તો તમારે મને ગુરુ માનવી પડે.'

દિવાકર ઉત્તેજિત કંઠે બોલી ઊઠ્યો: 'જરૂર, જરૂર, એક સો વાર ગુરુ તરીકે તમારો હું સ્વીકાર કરું છું. સાચે જ કહું છું બૌદિ, આમ ને આમ જો સદાય તમારી પાસે રહેવાનું મળે તો મારે બીજું કાંઈ ન જોઈએ.'

'શું કહો છો? એટલી વારમાં આટલું બધું ખેંચાણ?'

દિવાકરનું ચિત્ત બીજા એક ભાવમાં મગ્ન હતું. તેણે સરળ ચિત્તે કહ્યું: 'તમને છોડીને હવે એક દિવસ પણ હું ક્યાંય રહી શકીશ નહિ, બૌદિ.'

કિરણમયી હસી પડી બોલી: 'મૂગા મરો. મૂગા મરો. કોઈ સાંભળશે તો દિંગ બની જશે.'

દિવાકર ભાનમાં આવી અતિશય શરમને કારણે બિલકુલ લાલ બની ગયો.

પથારી તૈયાર કરતાં જ કિરણમયી એને જ એક છેડે બેસી પડી મ્લાન કરુણ સ્વરે બોલી: 'આ તે કંઇ તમારી નોકરી કે ધંધો છે, ઠાકુરપો, કે શેઠની મરજી ઉપર અથવા દુકાનના ખરીદ-વેચાણ ઉપર એની સફળતા-નિષ્ફળતાનો આધાર રહે? આ તો પોતાના હૃદયનું ધન છે. બીજા લોકોની મગદૂર શી છે કે એને નિષ્ફળ બનાવે?' એમ બોલી તે ક્ષણવાર આંખો બંધ કરી રહી.

દિવાકર ભક્તિપૂર્ણ નીચે મોંએ સામેના સુંદર મુખ ભણી જોઈ રહી ધીરે ધીરે બોલ્યો: 'વારુ, બૌદિ, તમે શું આંખ બંધ કરતાં જ તમારા સ્વામીનું મુખ અંતરમાં જોઈ શકો છો?'

કિરણમયીએ આંખો ઉઘાડી જાણે ચમકી પડી પૂછ્યું: 'સ્વામીનું? હું, જોઉં છું જ તો. ભાઈ જે મારા સાચેસાચ સ્વામી છે, તેઓ તો રાત-દિવસ અહીં જ રહે છે' એમ બોલતાં આંગળી વડે પોતાની છાતી બતાવી.

દિવાકરે એ શબ્દોને સરળતાપૂર્વક સ્વીકારી લઈ નમ્ર કંઠે કહ્યું: 'પણ એમ જોઈને લાભ શો, બૌદિ? તમે તો ઠાકુરદેવતામાં પણ માનતા નથી, ઇહકાલ પરકાલમાં ય માનતાં નથી તો પછી મરણ પછી તમે કેવી રીતે એમની પાસે જશો?'

કિરણમયીએ કહ્યું: 'મરી ગયા પછી હું કોઈની પાસે જવા ઇચ્છતી નથી, ઠાકુરપો.'

'ક્યાંય કોઈની ય પાસે નહિ? એકદમ એકલાં જ રહેવા માગો છો?' એમ બોલી દિવાકર જાણે હતબુદ્ધિ બની જોઈ રહ્યો. અને તેનો પ્રશ્ન સાંભળી કિરણમયી પણ થોડી વાર માટે નિર્વાક બની ગઈ. પરંતુ બીજી જ ક્ષણે પ્રયત્નપૂર્વક હસી ઊઠી બોલી: 'પણ જ્યારેત્યારે મારી વાત આટઆટલી સાંભળવા કેમ મન કરો છો. કહો તો ઠાકુરપો?'

'શી ખબર, બૌદિદિ. મને સાંભળવાનું ખૂબ મન થાય છે.'

કિરણમયી પથારીની ચાદર પાથરવાના બહાને મોં ફેરવી લઇ બોલી: 'હું એક જણ પાસે જવા ઇચ્છું છું. પરંતુ મૃત્યુની બાદ નહિ, એ પહેલાં.'

દિવાકરે પૂછ્યું: 'પણ તેઓ મૃત્યુની પેલે પાર ચાલ્યા ગયા છે. આ બાજુ હવે એમને કેવી રીતે પામી શકશો?'

કિરણમયીએ હસીને કહ્યું: 'મારા એ તો હજી આ બાજુ જ છે—આજ પહેલાં ત્યાં પહોંચી પણ ગઈ હોત, જો કેવળ—'

'કેવળ શું બૌદિ?'

'કેવળ એક વાર એમણે જણાવ્યું હોત કે તેઓ મને ચાહે છે કે નહિ.'

દિવાકરે ફરી આશ્ચર્યમાં ડૂબી જઈ પૂછ્યું 'કોણ છે એ જીવતું! કોણ તમને જણાવે કે એ તમને ચાહે છે કે નહિ? તમે શું બોલો છો બૌદિ?'

કિરણમયીના મોં ઉપર ક્ષણવાર તો એક મ્લાન છાયા પસરી ગઈ. પરંતુ તરત જ તે દૂર થઈ ગઈ અને આખું મોં ઉજ્જ્વલ બની ઊઠ્યું અને કૃત્રિમ ક્રોધના સ્વરે તે બોલી: 'તમે તો બહુ દુષ્ટ છો, ઠાકુરપો. પોતાને કશું બોલવું નહિ, ને મારે મોંએ હજાર વાત બોલાવવી? જાઓ, એ વાત હું તમને નહિ કહું.' એમ બોલી મોં જરા આડમાં લઇ હોઠમાં હસવા લાગી.

દિવાકરે એ હાસ્ય જોયું. અને એક અજ્ઞાત આવેગથી તેનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. થોડી વારમાં પોતાને સ્વસ્થ બનાવી તે બોલ્યો: 'મારે વળી શું કહેવાનું છે, બૌદિ, કે તમને સંભળાવું?'

કિરણમયી પાછી ફરી બોલી: 'આટઆટલું આટલા દિવસ શિખવાડ્યું, એ બધું શું વ્યર્થ ગયું? એક વાર પોતાની જ છાતી ઉપર હાથ મૂકી જુઓ જોઉં. કોક ભયંકર વાત ત્યાં ધબકી રહી છે કે નહિ? સાચું બોલો.'

દિવાકરે મંત્રમુગ્ધની જેમ પૂછ્યું: 'કઈ વાત? શું શીખવ્યું તમે?'

કિરણમયીએ કહ્યું: 'ચુપ થઈ ગયા, ઠાકુરપો? આટલી ઉંમરમાં જ શું અભિનય કરતાં શીખી ગયા? પણ તમે ભલે ન બોલો. હું ય બોલીશ નહિ—એથી તો મારી છાતી ચીરાઈ જશે ને તમારી ય છાતી ભલે ફાટી જતી—' એમ બોલીને એકાએક નીચી નમી દિવાકરની હડપચી પકડી હલાવી તે ત્યાંથી ઉતાવળી ચાલી ગઈ.

દિવાકર સ્તબ્ધ બની બેસી રહ્યો. કિરણમયીએ આજે પહેલાં કંઇ કેટલી ય વાર તેની કેવી કેવી રીતે મશ્કરી કરી હતી, હજાર વાર, હજાર બહાને સ્પર્શ કર્યો હતો, પરંતુ આજના જેવો આ પરિહાસ, આ સ્પર્શ તેના કાનમાં થઇ આખા અંગની શિરા શિરામાં પ્રજ્વળી ઊઠી વીજળીનો ચમકારો કરી ગયો. પોતાના દેહના રક્તબિંદુને તેણે આટલા પ્રચંડ વેગમાં દોડતાં કદી અનુભવ્યાં ન હતાં.

## [ ૨૫ ]

ઘણા દિવસ બાદ આજે વળી સવારે અઘોરમયી મહોલ્લાની કેટલીક ઉંમરવાન સ્ત્રીઓ સાથે કાલીઘાટ ઉપર કાલિકા માતાનાં દર્શન કરવા ગઈ હતી. કહી ગઈ હતી કે માતાજીની આરતી થઇ ગયા પછી રાતે પાછી આવીશ.

રાતના આઠ થયા હતા. દિવાકર પોતાના બિછાનામાં શાંતિપૂર્વક સૂઇ રહ્યો હતો. તેના ઓશીકા આગળ માટીનું એક કોડિયું ટમટમ બળતું હતું. આ આછા પ્રકાશમાં તે 'દુર્ગેશનંદિની' નામની ચોપડી થોડીવાર પહેલાં વાંચતો હતો તે મોં ઉપર ઢાંકી દઈ મોટે ભાગે મનમાં મનમાં આયેશાની વાત વિચારતો પડ્યો હતો. કિરણમયીએ અંદર પ્રવેશી પૂછ્યું: 'છોટ ઠાકુરપો, ઊંઘો છો કે શું ?'

દિવાકરે મોં ઉપરથી ચોપડી ખસેડ્યા વિના જ કહ્યું: 'ના, બહુ માથું દુઃખે છે.'

કિરણમયી હસીને બોલી: 'તેમાં તો આવી સારી દવા કરી રહ્યા છો ! માથા ઉપર દીવો બળતો રાખ્યે માથું ઊતરી ન ગયું, ઠાકુરપો ?'

દિવાકર થોડી વાર શાંત રહી બોલ્યો: 'વારુ, બૌદિ, મારા નહાવા-ખાવા-સૂવાની બાબતમાં તમે આટલી બધી માથાકૂટ શું કામ કરો છો ?'

કિરણમયીએ હસતાં કહ્યું: 'શું કામ, જાણતા નથી ?'

'કહ્યા વિના કેવી રીતે ખબર પડે ?'

'એ તો તમારી ખોટી વાત ભાઈ. એ તો કહ્યા વિના ય જણાય. અને તમે ય બરાબર જાણો છો.'

દિવાકરનાં મોં અને આંખો શરમથી લાલ થઇ ગયાં. તે થોડી વાર મૂંગો મૂંગો પડી રહી એકાએક જાણે ઉદાસ કરુણ કંઠે બોલી ઊઠ્યો: 'વારુ બૌદિ, એક વાત તમને પૂછું ?'

'એક જ શું કામ, ભાઈ, એક સો પૂછો. પણ પહેલાં ખાઈ કરી છૂટી કરો—ત્યાર બાદ કહેશો તો આખી રાત તમારા સવાલોના જવાબ આપતી બેસીશ. કેમ, કબૂલ છે ને ?' એમ બોલી તે હસવા લાગી.

દિવાકર આ મશ્કરીનો ઊલટો જ જવાબ આપવાનો પ્રયત્ન કરી કૃત્રિમ સહાનુભૂતિના કંઠે બોલ્યો: 'બહુ સારી વાત છે, બૌદિ. તમે આ સખત લોખંડી પેટી ઉપર આખી રાત બેસી મારા સવાલોના જવાબ આપશો, એમ ને ?'

કિરણમયી આછું હસી. બોલી: 'એના ઉપર હું બેસું એથી જો તમને દુ:ખ થતું હશે તો, ઠાકુરપો, તમારા નરમ બિછાના ઉપર આવીને બેસીશ. બરાબર ને ? પછી તમને ક્ષોભ તો નહિ લાગે ને ?'

વળી પાછા દિવાકરના કાન લાલ થઈ ગયા. તે શરમાઇને પડખું ફેરવી સૂઇ ગયો.

કિરણમયી ઊઠી પાસે આવી બોલી: 'લો ઊઠો, મને હવે છૂટી કરો. હવે આમ પડખું ફેરવી સૂઇ ના રહો.'

રસોડામાંથી દાસીનો અવાજ આવ્યો: 'હું અહીંથી સાંભળું છું, બૌમા, ને તમને સંભળાતું નથી ? મા નીચેથી બૂમો પાડે છે !'

કિરણમયી પાછી ફરી એ જ પેટી ઉપર જઈ બેઠી. ગુસ્સો ઠાલવતી બોલી: 'તારી ય કંઈ ધૃષ્ટતા ઓછી નથી—હું જઇને બારણું ઉઘાડીશ—તે તારાથી નહિ જવાય ?'

'મારા હાથ રોકાયેલા હતા, એટલે કહ્યું, બૌમા !' એમ બોલી દાસી બબડતી બબડતી નીચે ગઈ. બારણું ઉઘાડતાં જ અઘોરમયીએ રાડ પાડી—'તમે તે કંઈ બધાંએ કાને તાળાં માર્યાં છે શું ? આ અરધા કલાકથી ઊભી ઊભી બારણું ખખડાવું છું !'

જવાબમાં દાસી પણ તડૂકી ઊઠી: 'કાને આંખે તાળાં ન માર્યાં હોય તો કોઈ તમારે ત્યાં નોકરી કરવા આવે ખરું, મા ? હવે કાન આંખવાળાં

કોઇને રાખો, મા, મને રજા આપો. રસોડામાં રહ્યે રહ્યે, અહીંની બૂમ મારાથી સંભળાશે નહિ.'

અઘોરમયીએ જરા નરમ પડી પૂછ્યું: 'બૌમા ક્યાં છે?'

દાસી એક પ્રકારનો લહેકો કરી બોલી: 'દિયરની સાથે આખો દહાડો રંગરાગ કરે છે!—બીજું થાય યે શું? એમને મેં બારણું ઉઘાડવાનું કહ્યું એટલામાં તો મારી સામે લાલ ડોળા કાઢી મને દબડાવી નાખી! ઓ મા! આ બડબાબુ આવ્યા!' એમ બોલી દાસી સંકોચાયા વિના બાજુએ ખસી ઊભી રહી.'

અઘોરમયી મોં ફેરવી બોલી: 'ઉપીન, આવ બાપુ, ઉપર આવ.'

'ચાલો, માસીમા.' એમ બોલી ઉપેન્દ્ર અઘોરમયીની પાછળ સીડી ચડવા લાગ્યો પરંતુ દાસીના શબ્દો એને કાને પહોંચ્યા હતા.

ઉપર આવીને અઘોરમયીએ તીણે અવાજે બૂમ પાડી: 'ક્યાં છે, જરા બહાર આવ તો, બૌમા! ઉપીન આવ્યો છે—'

અંધારા ખંડમાં બેઠેલી કિરણમયીની છાતી ધડકી ઊઠી અને બિછાનામાં પડેલા દિવાકરનાં અંગો ઠંડા હિમ જેવાં થઈ ગયાં.

અઘોરમયીએ ફરી બૂમ મારી: 'ક્યાં ગઈ રે? જરા સાદડી ચટાઇ તો પાથરી આપ—ઉપીન ઊભો જ રહેશે શું, બૌમા?'

કિરણમયીએ બહાર આવી વરંડામાં એક સાદડી પાથરી આપી. તેનાથી એકાએક કંઈ બોલી શકાયું નહિ.

ઉપેન્દ્ર પાસે આવી પ્રણામ કરી બોલ્યો: 'સારાં તો છો ને, બૌદાન?'

કિરણમયીએ પોતાને સ્વસ્થ બનાવી માથું હલાવી કહ્યું: 'હા, તમને કેમ છે, ઠાકુરપો? વહુ મઝામાં છે? ખબર આપ્યા કર્યા વગર એકદમ કંઈ?'

પરંતુ આ કંઠસ્વર સાંભળતાં જ ઉપેન્દ્રને અતિશય આશ્ચર્ય થયું. ગળામાં જાણે ક્યાંય કશો રસ નથી—એવો તો શુષ્ક અને નીરસ હતો.

ઉપેન્દ્રે કહ્યું: 'એક અસીલ પાસેથી પૈસા લેવા આવ્યો હતો, બૌદાન. કાલે સાંજે પાછો જઈશ. કાલીઘાટનું કામ પતી જતાં બહાર નીકળતાં જ જોયું તો માસીમા. ત્યારનો હું એમની સાથે જ હતો. હું...દિવાકરના શા ખબર છે, કહો જોઉં? એ તો હવે નથી કાગળ લખતો, નથી કંઇ ખબર મોકલતો!'

કિરણમયીએ કહ્યું: 'માથું દુઃખે છે એટલે સૂઇ રહ્યા છે. કોણ જાણે, કદાચ ઊંઘી ગયા હશે.'

અઘોરમયીનો મિજાજ આજે ઠેકાણે ન હતો. એક તો વહુનો દોષ કાઢવાનો એક પણ સુયોગ તે જતો કરતી ન હતી. એમાં વળી દિવાકર ઉપર પણ તે બહુ પ્રસન્ન ન હતી. સવારે તેને સાથે લઈ કાલીઘાટ જવાની તેણે ઇચ્છા કરી હતી પણ કામનું બહાનું કાઢી દિવાકરે એ કબૂલ્યું ન હતું.

અઘોરમયીએ તીક્ષ્ણ સૂરે કહ્યું: 'આ તમે હમણાં તો એના ખંડમાંથી બહાર આવ્યાં બૌમા, અને એ ઊંઘે છે કે નહિ, એની ખબર નથી?

'ના, નથી ખબર.' એમ બોલી કિરણમયીએ સાસુ ઉપર ઝેરી દૃષ્ટિ ફેંકી.

ઉપેન્દ્રે જોરથી બૂમ મારી: 'દિવાકર?'

પણ જવાબ આવ્યો નહિ!

ફરી બૂમ મારી: 'દિવાકર! ઊંઘે છે કે?'

તે જાગતો જ હતો. તેનાથી આ બૂમની ઉપેક્ષા કરી શકાઈ નહિ. જવાબ આપી ધીમે ધીમે બહાર આવી ઊભો. પ્રણામ કરી અસ્પષ્ટ સ્વરે બોલ્યો: 'ક્યારે આવ્યા, છોટદા?'

'સવારે. તારું માથું દુઃખે છે શું?'

'થોડું થોડું.'

અઘોરમયીએ ગુસ્સો થઈ કહ્યું: 'માથું ના દુઃખે, ભાઇ? પહેલાં તો થોડો ફરવા ય જતો હતો—હવે તો ઘરમાંથી બહારે ય નીકળતો નથી. સવારે કહ્યું, દિવુ, મારી સાથે એક વાર કાલીવાડી આવ તો ભાઈ—તો કહે છે,—ના માસીમા મારે કામ છે. તારે શું કામ હતું, કહે તો બાપુ?

દિવાકર મૂગો મૂગો ઊભો રહ્યો— ઉપેન્દ્રે પૂછ્યું: 'કાગળ પત્ર લખવાનો ય છોડી દીધો? કઇ કૉલેજમાં જાય છે?'

દિવાકર મૃદુ સ્વરે બોલ્યો: 'કૉલેજ ખૂલતાં દાખલ થઇશ. હજી થયો નથી.'

'ખૂલતાં દાખલ થઇશ, હજી થયો નથી!'—આ સાંભળી અસહ્ય ક્રોધથી ઉપેન્દ્રની બંને આંખો અંગારાની જેમ સળગી ઊઠી—'સોળ સત્તરથી વધારે દિવસ થયા, કૉલેજો ઊઘડી ગઇ છે, તને એનું ય ભાન નથી?'

દિવાકરનું મોં કોરા કાગળના જેવું ફિક્કું પડી ગયું. તે લાકડાના પૂતળાની જેમ ઊભો રહ્યો.

અઘોરમયી અતિશય અકળાઈને બોલવા લાગી : 'શી રીતે એને ખબર હોય, ઉપીન ? બે જણ વચ્ચે કોણ જાણે રાત-દહાડો શી વાતો, તોફાન મશ્કરી, ગુસપુસ, આઘાપાછી ચાલ્યા કરે છે, તે એ બે જ જાણે ! હું વારે ઘડીએ કહું છું, બૌમા. એ પારકો દીકરો છે, ભણવાગણવા આવ્યો છે એની સાથે આઠે પહોર આ શું ? ભલે ને દિયર હોય—આવડા મોટા છોકરા સાથે જરા લાજ-શરમ તો રાખવી જોઈએ ને ? પણ કોણ કોનું સાંભળે ?'

ઉપેન્દ્રના ભણી જોઈ કહ્યું : 'તું બેઠો છે ઉપીન, તેમાં—નહિ તો આટલામાં તો આવીને મારા વાળ ખેંચવા લાગત—એવી તો મારી સુલક્ષણી વહુ છે ! હું સમ ખાઈને કહું છું, ઉપીન, બધો દોષ આ હતભાગિણીનો છે'

કિરણમયી ચુપચાપ પાસે જ ઊભી હતી. તેણે એકે વાતનો જવાબ ન આપ્યો. ધીમે ધીમે રસોડા ભણી ચાલી ગઈ.

અઘોરમયી એવા ને એવા ક્રુદ્ધ સ્વરે બોલી: 'ઓ રે ! મોટા ઘરની દીકરી ! દીકરો મારો આખા દહાડાનો ભૂખ્યો છે—કંઈ ખાવાપીવાનું કરશે કે ? આમ ચાલ્યે ગયે તો ચાલશે નહિ !'

કિરણમયી પાછી ફરી ઊભી રહી. સ્વાભાવિક સૂરે બોલી: 'એટલા સારુ તો જાઉં છું, મા.' ઉપેન્દ્રને ઉદ્દેશી બોલી: 'ભાગી ન જતા, ઠાકુરપો. મને ચાર પૂરીઓ તળી લાવતાં દસ મિનિટથી વધારે નહિ લાગે.'

સ્તબ્ધ મૂર્ચ્છા ખાધેલા જેવા દિવાકરને કહ્યું: 'તમને તો હમણાં જ આપી દઉં છું—રસોડે ચાલો. મા, દાસીને જરા દુકાને મોકલો—ઠાકુરપો સારુ થોડી મિઠાઈ લઈ આવે.'

અઘોરમયી કે ઉપેન્દ્ર બેમાંથી કોઈ તેનો જવાબ આપી શક્યું નહિ. આ વહુનો એક સાથે બેહદ સંયમ અને હદ પારનો અહંકાર જાણે બુદ્ધિથી ન સમજાય એવો હોઈ આ બંને જણને થોડી વાર માટે તો તેણે ઘાયલ કરી ચુપચાપ કરી નાખ્યાં.

કલાકેક ગપ્પાં મારી અઘોરમયી આહ્નિક અને જપમાળા પતાવવા ઊઠી. કિરણમયીએ પાસે આવી કહ્યું: 'મારા ખંડમાં તમારી થાળી પીરસી છે, ઊઠો.'

ઉપેન્દ્ર બોલ્યાચાલ્યા વિના ઊઠીને તેના આસન ઉપર જઈ બેઠો. કિરણમયીએ પાસે જ જમીન ઉપર બેસી જઈ કહ્યું: 'આજે આટલાથી જ ચલવી લેજો ઠાકુરપો, વધારે રાંધવા જતાં નકામી મોડી રાત થઈ જાત.'

ઉપેન્દ્રે ઊંચું જોયું. આછા પ્રકાશમાં તેનું મોં પથ્થરના જેવું કઠોર દેખાતું હતું. ખાવાની થાળી એક બાજુ ખસેડી દઈ તે બોલ્યો: 'ભૌઠાન, ખાવા કરતાં આ જ સારું છે. પણ હું ખાવા આવ્યો નથી—તમારી સા એકાંતમાં થોડી વાત કરવા આવ્યો છું.'

કિરણમયીએ કહ્યું: 'મારાં અહોભાગ્ય. પણ શાથી ખાશો નહિ?'

ઉપેન્દ્ર થોડી વાર એકીટશે જોઇ રહ્યો. તેનું કઠોર મુખ જાણે વધારે કઠોર બન્યું. તે બોલ્યો: 'તમારું સ્પર્શેલ ખાતાં આજે મને ઘૃણા આવે છે.'

કિરણમયી ચુપચાપ માથું નીચું નાખી બેસી રહી. ઘણી વારે ઊંચું જોઈ ધીરે ધીરે બોલી: 'તો ખાવાની જરૂર નથી.' એમ બોલી વળી પાછું થોડીવાર માથું નીચું નાખી મોં ઊંચું કરી જરાક હસીને બોલી: 'ઘૃણા થાય એવું તો છે જ. પણ તમારે મોંએ એવું સાંભળવા પામીશ, એમ મેં કદી માન્યું ન હતું. એવો તો એક જ આદમી હતો જે ઘૃણાથી થાળી હડસેલી મૂકે—સતીશ; તમે નહિ ઠાકુરપો.'

ઉપેન્દ્ર ક્રોધ, ઘૃણા અને આશ્ચર્યથી નિર્વાક બની જોઈ રહ્યો. કિરણમયી એવા ને એવા શાંત કઠોર સૂરે બોલતી રહી: 'તમારો ગુસ્સો, તમારી ઘૃણા—જે કંઈ હોય તે કેવળ દિવાકરને કારણે છે, ઠાકુરપો! પણ વિધવાની આગળ તો જેવા તમે તેવા તે. એની સાથેનો મારો સંબંધ ક્યાં લગીનો હશે એ તો કેવળ તમે જ અનુમાન કરી શકો. પરંતુ પેલે દિવસે જ્યારે મેં મારે મોઢે તમારા ઉપરના પ્રેમની વાત તમને જણાવી હતી ત્યારે તો મારી પીરસેલી થાળી તમે આવી રીતે હડસેલી કાઢી ન હતી. પોતાની વખતે કુલટાના હાથના મિષ્ટાન્નમાં પ્રેમનું અમૃત વધારે મીઠું લાગતું હશે, ઠાકુરપો?'

ઉપેન્દ્ર અંતરનો દુર્નિવાર ક્રોધ પ્રાણપણે રોકી રહ્યો. બોલ્યો: 'ભૌઠાન, ફરી યાદ દેવરાવું છું કે હજી આજે ય મારી સુરબાલા જીવતી છે! એ કહે છે—'એક વાર જેણે મને ચાહી છે એની હિંમત નથી કે બીજાને ચાહે!' મેં એ ભરોસા ઉપર જ દિવાને તમારા હાથમાં સોંપ્યો હતો. માન્યું હતું કે આવી બધી બાબતમાં કદી સુરબાલાની ભૂલ થતી નથી.'

વાક્ય પૂરું થતાં પહેલાં જ કિરણમયી એકાએક બે હાથ ઊંચા કરી બોલી ઊઠીઃ 'રહો, ઠાકુરપો. એની ભૂલ થઇ છે, તમારી નહિ—એવું તમે બિલકુલ પાકે પાયે માની લીધું ?'

ઉપેન્દ્ર એકાએક ઊભો થઈ બોલ્યોઃ 'રાત પડી ગઈ છે—ને વાદ-વિવાદ કરવાનો સમય નથી. હું તમને ઓળખું છું. પણ એટલું ચોક્કસ જાણી રાખજો કે તમે કોઇને ય નહિ ચાહી શકો—તમારી એ તાકાત જ નથી. કેવળ સર્વનાશ જ કરી શકો છો. છિ...છિ...આખરે દિવાને પણ—'

ઘૃણાથી તેનો કંઠ ભરાઈ ગયો. પરંતુ સાથે નજર કરી તો કિરણમયીનું આખું મોં એવું તો ફિક્કું પડી ગયું હતું—જાણે કોઇકે તેની છાતીમાં ગોળી મારી હોય !

મુખ્ય દરવાજાની પાસે અંધારામાં પાછળથી તેના ખભા પરનો ઉપરણો ખેંચાયો. મોં ફેરવતાં જ કિરણમયી પલક માત્રમાં નમી પડી બંને હાથ ઉપેન્દ્રના પગ પકડી રહીઃ 'મારું હૈયું ચીરાઈ જાય છે, ઠાકુરપો, બધું જૂઠું છે—બધું જૂઠું છે—છિઃ છિઃ, આટલી નીચ તમે મને માની શક્યા ?'

'ચુપ કરો. ખૂબ અભિનય કર્યો—હવે વધારે ન કરો.' એમ બોલી ઉપેન્દ્રે અસહ્ય ઘૃણાથી તેનું માથું જોરપૂર્વક હડસેલી દેતાં જ કિરણમયી પગ છોડી ચિત બની જમીન ઉપર પછડાઈ ગઇ.

'નાસ્તિક ! નીચ—દગાબાજ !' બોલી ઉપેન્દ્ર તેની સામે નજર પણ નાખ્યા વિના ઉતાવળે પગલે બહાર ચાલ્યો.

કિરણમયી વિદ્યુત્ વેગે ઊઠી બેઠી થઈ. કેમ જાણે ચીત્કાર કરી તે તેને બોલાવવા ગઇ, પણ ગળામાંથી અવાજ નીકળ્યો નહિ. કેવળ ખુલ્લા બારણાની બહાર અંધારામાં જોઈ રહી અને આંખોમાંથી જાણે અગ્નિ વરસાવી રહી.

ઘણા દિવસો પહેલાં બરાબર આજ સ્થળે ઊભેલી કિરણમયીની આંખોમાં આવી જ ઉન્મત્ત દૃષ્ટિ હતી—આવી જ પ્રજ્જ્વલિત વહ્નિ-શિખાએ દેખા દીધો હતો, જે દિવસે સતીશને સાથે લઈ ઉપેન્દ્ર પહેલી જ વાર મળીને પાછો જતો હતો ત્યારે. અને આજે આખરની વિદાયને દિવસે પણ તેની આંખમાં તેની વિરુદ્ધ એવો જ અગ્નિ સળગી રહ્યો.

'ઓ મા ! આ તો બઉમા ! અહીંયાં આમ શું કામ બેઠાં છો મા ?'

'તું અંદર જાય છે ને દાસી?' એમ બોલી કિરણમયી ધડફડ કરી ઊઠી ઊભી થઇ તેનો હાથ પકડી બોલીઃ 'એક વાર મારા ખંડમાં ચાલ તો, દીકરી, તને જરા કહી રાખું.' એમ બોલી કિરણમયી બળેબળે તેને પોતાના ખંડમાં ઘસડી લાવી અને દીવો મોટો કરી પેટી ઉઘાડી એક રૂપાનાં જાડાં ઝાંઝર દાસીના હાથમાં આપી બોલીઃ 'તારી છોકરીને પહેરવા આપું છું—ના, ના, મારા સમ, તારે લેવાં જ પડશે—અને હવે પછી જો કદી ભેટો ના થાય—' એમ બોલતાં બોલતાં તે રડી પડી.

'આ બધું શું, બૌમા? બોલી દાસી વિહ્વળ દૃષ્ટિએ જોઈ રહી. કિરણમયી આંખો લૂછતાં લૂછતાં બોલીઃ 'તારા સિવાય મારું પોતાનું કોઈ નથી.' મને બચાવ—મને અહીંથી બચાવ. અહીં રહીશ તો મારું કાળજું ફાટી જશે.'

દાસી મૂંગી મૂંગી કિરણમયીને પગથી માથા સુધી વારંવાર જોઈ રહી બોલીઃ 'બધું સમજું છું, બૌમા, હું ય સ્ત્રી છું! મારો આદમી પણ જે દિવસે પુકુરઘાટે રડીને બોલ્યો હતો--હું જાઉં છું મુકતો, હવે કદાચ ભેટો થશે નહિ--ત્યારે હું ય તેના પગ પકડી રડી રડી બોલી હતી-- 'મને સાથે લેતા જાવ. ફેંકીને ચાલ્યા જશો તો આ હૈયું ફાટી પડશે.' તે કાલે સવારે જ છોટબાબુ અહીંથી ચાલ્યા જવાના છે, બૌમા?'

કિરણમયી બોલીઃ 'હું ય. પણ કલકત્તામાં મારાથી નહિ રહેવાય. બોલ ક્યાં જાઉં?'

દાસી જરા પણ વિચાર કર્યા વિના બોલીઃ 'તો આરાકાન જાઓ મા, મન જરા સુખમાં રહેશે. મારી નાની બહેન યે ત્યાં જ છે. મારું નામ લેશો કે તરત એ તમને માથે કરી પૂજશે. આજે તો મંગળવાર— કાલે સવારે જ જહાજ ઊપડશે. જશો, મા, ત્યાં?'

કિરણમયી દાસીનો હાથ પકડી બોલીઃ 'જઈશ.'

દાસીએ વિશ્વાસ આપી કહ્યુંઃ 'તો તમે તૈયાર રહેજો. હું સવારના પહોરમાં ગાડી લઇને આવી તમને લઈ જઈશ. કાગડો ય નહિ જાણે કે તમે ક્યાં ગયાં. જાઓ મા, જાઓ, છોટબાબુને છોડીને તમારાથી નહિ જીવાય.' એમ બોલી દાસીએ પોતાનો છેડો પોતાની આંખે લગાડ્યો.

'ઠાકુરપો?'

લગભગ ભોર થવા આવી હતી. દિવાકર ચમકી ઊઠ્યો. બરાબર સામે જ કિરણમયી ઊભી હતી.

દિવાકર ચમકી બોલ્યોઃ 'કોણ, બૌદિ ?'

'હા ઠાકુરપો, હું જ.' એમ બોલી કિરણમયી વિહ્વળ દિવાકરની છાતી ઉપર એકદમ પડી અને બોલીઃ 'ઠાકુરપો, મને છોડીને તમે જશો ? ઠીક, જાઓ જોઉં !'

જવાબમાં દિવાકર અક્ષર પણ બોલી શક્યો નહિ. કેવળ તેની બંને આંખો આંસુથી ભરાઈ ગઈ.

કિરણમયીએ બેઠી થઈ તેની આંખો લૂછી નાખી કહ્યુંઃ 'છિઃ, રુવો છો શું કામ, ભાઈ ?'

'બૌદિ—હું નિરુપાય છું. છોટદાએ આજે સવારે જ મને ચાલ્યા આવવા કહ્યું છે.'

ઉપેન્દ્રનો ઉલ્લેખ થતાં જ કિરણમયી ક્રોધથી આંધળી બની બોલી ઊઠીઃ 'છોટદા કોણ ? એ મોટા કોણ છે ? એ શું મારા કરતાં ય તમારે વધારે છે ? તમને ન જુવે તો શું એમનું દિલ ફાટી જવાનું હતું ? ના, ઠાકુરપો, આ દુનિયામાં કોઈની મગદૂર નથી—હવે આપણને અળગાં કરે. બહાર ગાડી ઊભી છે—ચાલો આપણે જઈએ.'

'ક્યાં બૌદિ ?'

'જ્યાં હું લઈ જાઉં ત્યાં, ઠાકુરપો.'

'વારુ, ચાલો,' એમ બોલી દિવાકર ઊઠવા લાગ્યો. એક વાર તેને થયું કે પોતે જાણે ઊંઘમાં છે અને સ્વપ્નું જુવે છે. પરંતુ બીજી જ ક્ષણે કિરણમયીની પાછળ પાછળ ધીરે ધીરે તે ખંડ બહાર આવી ઊભો.

## [ ૨૬ ]

ડીંડો જેવી રીતે પતંગિયાને પકડી આણે છે, તેવી જ રીતે દુર્નિવાર જાદુમંત્ર દ્વારા કિરણમયી અર્ધચેતન, વિમૂઢચિત્ત, હતભાગ્ય દિવાકરને જહા-

જધાટ ઉપર ખેંચી લાવી ટિકિટ લઇ આરાકાનના જહાજમાં ચઢી બેઠી. જહાજમાં ભીડ ન હોવાને કારણે જહાજવાળાએ આમને પતિપત્ની માની એક અલગ કેબિન આપી. એ કેબિનમાં કિરણમયીને બેસારી દિવાકર ડેકના એક એકાંત છેડે સળિયા પકડી ચુપચાપ ઊભો રહ્યો. ધીમેધીમે ડેક ઉપર પેસેંજરની ભીડ ઓછી થઇ ગઈ. કૂલીઓની ધમાલ પણ પતવા આવી. અને લંગર ઊંચકાવાના કર્કશ અવાજથી જહાજની સાથે સાથે દિવાકરનું હૃદય પણ કંપી ઊઠયું.

થોડીવારમાં જ જહાજ ગંગામાં ઘણે દૂર આવી પહોંચ્યું અને કિનારા વિનાના સમુદ્રમાં સફર કરવા સારુ ધીમેધીમે ઝડપ ભેગી કરવા લાગ્યું. દિવાકરને જ્યારે બરાબર સમજાયું કે જહાજ ચાલી રહ્યું છે ત્યારે તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં અને તેણે એની બંને હથેળીઓ મોં ઉપર જોરથી દબાવી દઇ ગમે તેમ કરી ઊભરાઈ આવેલું રુદન ખાળી રાખી લજ્જા-નિવારણ કર્યું.

પૂર્વ દિશાનું આકાશ એ વખતે તરુણ સૂર્યની આભાથી લાલિમા ધારણ કરી રહ્યું હતું. અને એ વખતે પણ તેના સંશયરહિત ઉપીનદાદા જ્યોતિષ સાહેબને ઘેર ઉઠ્યા ન હતા. ભાગી જવા સારુ દિવાકર ઘરમાંથી નીકળ્યો ત્યારથી જે ભીષણ અવ્યક્ત ગ્લાનિ તેના ચિત્તમાં એકઠી થઇ હતી એનો પાછળનો ભાગ કેટલેક અંશે ગંદો અને ભયંકર હતો એમ આ વખતે તેની આંખોએ દેખાયું. એક ભદ્ર ગૃહસ્થવધૂને ભગાડીને તે પોતે ક્યાંક દૂર અજાણ્યા પ્રદેશમાં લઈ જઈ રહ્યો છે—એવો અસંભવ પ્રસંગ તેના મનમાં આટલી વાર સુધી સાચી હકીકત તરીકે સ્થાન પામ્યો જ ન હતો. તેનું શિક્ષણ, સંસ્કાર, ચારિત્ર્ય, સ્કૂલ, કોલેજ, દેશ, બંધુબાંધવ અને સૌથી વિશેષ તેના પિતાતુલ્ય ઉપીન દાદા—આ બધાંથી તે શી રીતે નિર્મળભાવે દૂર થઇ રહ્યો છે તે તેને હમણાં જ સ્પષ્ટ સમજાયું—જ્યારે જોયું કે જહાજ સાચેસાચ ચાલી રહ્યું છે. તેના ઉપીનદા આગળ તો હજી ય તે બાળક જ છે. એમને આની ખબર પડતાં તેમનું મન કેવું થઈ જશે, એનો ખ્યાલ કરતાં જ દિવાકરના હૃદયનો ધબકાર બંધ પડવા લાગ્યો! તે ત્યાં જ બે ઢીંચણો વચ્ચે માથું નાખી દઇને બેસી પડયો. અને પળમાત્રમાં અદમ્ય અશ્રુપ્રવાહ વહાવી રહ્યો.

એ વખતે કિરણમયી તેની પડખે આવી ઊભી અને માથે હાથ મૂકી

સ્નેહાર્દ્ર કંઠે કહી રહી: 'ઠાકુરપો, એક વાર અંદર આવો.'

બહુ પ્રયત્ને અને બહુ વારે દિવાકર તેની આંખો લૂછી નીચે મોંએ ઊભો થયો અને ધીરે ધીરે કિરણમયીની પાછળ પાછળ કેબિનમાં ગયો. કિરણમયીએ બારણું બંધ કરી દિવાકરને પોતાની પાસે બેસારી, તેના બંને હાથ પોતાના બેઉ હાથમાં લઈ, તેના મોં સામે જોઈ અત્યંત કરુણકંઠે પૂછ્યું: 'રડતા હતા શું કામ, ભાઇ!'

પ્રશ્ન સાંભળી દિવાકરની આંખમાંથી પાછાં આંસુ ટપકવા લાગ્યાં.

કિરણમયી અંચળ વડે તે લૂછી નાખી બોલી: 'સાચું બોલો ઠાકુરપો, તમે મને ચાહો છો કે નહિ?'

દિવાકર કંઈ જ બોલી ન શકયો. બિલકુલ બાળકની જેમ આકુલભાવે રડી રહ્યો.

કિરણમયીએ તેનું આંસુથી ભીંજેલું મોં પોતાની છાતી ઉપર ખેંચી લઇ દબાવી રાખ્યું અને અને ધીમે ધીમે તે તેના માથામાં આંગળી ફેરવી તેને મૂગી સાંત્વના આપી રહી.

દિવાકર નાહ્યા વિનાનો, ખાધા વિનાનો ડેકની એક આરામખુરસીમાં જઈ પડ્યો ને ઊંઘી ગયો. જહાજ કયારે નદીનું મેલું પાણી વટાવી ગયું, અને કયારે તે અગાધ ઊંડા, કાળા ખારા જલરાશિ વચ્ચે આવી પડ્યું, તેની તેને ખબર પણ ન પડી. અસ્પષ્ટ કોલાહલથી ઊંઘ ઊડી જતાં સામે જોયું તો લાલ સૂર્ય અસ્ત પામી રહ્યો હતો. અનેક જણાં તર્કવિતર્ક કરતાં કરતાં એનાં દર્શન કરી રહ્યાં હતાં. સૂર્યાસ્તનું જે વર્ણન તેણે આજ પહેલાં અંગ્રેજી બંગાળી અનેક પુસ્તકોમાં અનેકવાર વાંચ્યું હતું એવો જ આ સૂર્યાસ્ત હતો! બરાબર એવો જ આ સમુદ્ર હતો! ચારે બાજુ નજર કરી તેણે અનંત જલરાશિ જોઈ લીધો અને બીજી જ ક્ષણે અસ્ત થવા ઉત્સુક બનેલા સૂર્યદેવને નમસ્કાર કરતાં જ તેની આંખોમાં પાણી આવી પડ્યાં.

સૂર્ય આથમી ગયો. તે જોઈ રહ્યો. આકાશ મ્લાન બની ગયું. તે જોઇ રહ્યો. સંધ્યાનો અંધકાર ઊતરી આવ્યો. તે ય જોઇ રહ્યો. ધીમે ધીમે આકાશ અને પાણીએ ગાઢ કાલિમા ધારણ કરી, તેમ છતાં દિવાકર એમ ને એમ ખુરશીમાં પડચો પડચો જોઇ રહ્યો.

રાતનો ઠંડો પવન હુ હુ કરતો વહી રહ્યો હતો. ઉપરનો ડેક લગભગ જનશૂન્ય હતો. માથા ઉપર કૃષ્ણપક્ષનું ગંભીર કાળું આકાશ અને નીચે

સાગરનું તેવું જ ગંભીર કાળું પાણી!—એ બધામાં દિવાકર પોતાના અંતરની ગંભીર કાલિમાને ધોઈ નાખીને થોડી વાર સ્વાસ્થ્ય અનુભવી રહ્યો હતો—એવે વખતે એકાએક કોકનો કોમલ હસ્તસ્પર્શ થતાં તેની એકાગ્રતા તૂટી ગઈ. તેણે ફરીને જોયું તો કિરણમયી!

કિરણમયીએ પૂછ્યું: 'શું ચાલે છે, ઠાકુરપો? તમે તે શું મૃત્યુની પ્રતિજ્ઞા લઈને અનશન શરૂ કર્યાં છે?'

દિવાકરે જવાબ ન આપ્યો. તે મૂગો જ રહ્યો.

કિરણમયી થોડી વાર જવાબની રાહ જોઈ, 'અંદર ચાલો' કહી જોર કરી તેને કેબિનમાં લઈ આવી અને પથારી ઉપર બેસાડી દઇ કહ્યું: 'બીજું કાંઇ ન સમજો, તો એટલું તો સમજી શકો છો કે હજાર રડવા કરવાથી જહાજ તમને દેશમાં પાછું લઈ જનાર નથી. ખાધા વિના સુકાઇ મરશો તો ય નહિ, ને પાણીમાં કૂદી પડશો તો ય નહિ. આરાકાન તો જવું જ પડશે. તો શું કામ નકામા તમારી જાતને સૂકવી નાખી મને સુકાવો છો? જે આપું, જે ખવાય તે ખાઓ. ત્યાર બાદ જહાજ આરાકાન પહોંચે પછી જ્યાં જવું હોય ત્યાં જજો, પાછા આવવું હોય તો પાછા આવજો —તમને સમ ખાઇને કહું છું, ઠાકુરપો, હું વાંધો નહિ લઉં.' બોલતાં બોલતાં કિરણમયીનો કંઠસ્વર ઉગ્ર બન્યો અને ખાધાપીધા વિનાની બંને આંખો અંગારની જેમ સળગી રહી.

દિવાકર ઊંચું મોં કરી મુગ્ધની જેમ જોઈ રહ્યો. આજે આટલે દિવસે એને થયું કે પડદા પાછળની એક સત્ય ઘટના તે એકાએક જોવા પામી ગયો હતો. કિરણમયીની સુંદર એ આંખોની વાસનાથી સળગતી ભૂખી દૃષ્ટિની અંદર ભલે બીજું ગમે તે હોય, પણ તેને પોતાને માટે એક બિંદુ સુધ્ધાં પ્રેમ નથી! આમ છતાં તે એક પણ શબ્દ બોલ્યો નહિ. ચુપચાપ નીચું જોઇ ઊંચા કરેલા બે ઢીંચણ વચ્ચે મોં સંતાડી દઈ પથ્થરની જેમ બેસી રહ્યો.

થોડી વાર બાદ કિરણમયી ત્યાંથી ઊઠી અને ડબામાંથી થોડી મીઠાઇ નાનકડી રકાબીમાં લઇ આવી દિવાકરની સામે ઘૂંટણ ઉપર બેઠી. અને તેણે એક હાથે જેમતેમ કરી દિવાકરનું મોં ઊંચુ કરી એક પછી એક તેના મોંમાં મીઠાઈ ઘુસાડવા માંડી. એમ બધી મીઠાઇ ખવડાવી દઈ કિરણમયીએ ક્ષણવાર કંઈક વિચારી લીધું અને તરત જ નીચી વળી

દિવાકરના આર્દ્ર હોઠ ઉપર ચુંબન કરી તે ખડખડાટ હસી પડી.

આ વિષાક્ત ચુંબન અને આ નિષ્ઠુર હાસ્ય દિવાકરે તેની સમસ્ત શક્તિ એકઠી કરી સહન કર્યું. પરંતુ રાતે જ્યારે એક પથારીમાં સૂવાની તૈયારી ચાલી ત્યારે તે કેમે કર્યો સ્વસ્થ રહી ન શક્યો. ઊભો થઈ જઈ બોલ્યો: 'એ નહિ બને, બૌદિ, મારાથી એ કેમે નહિ બને. મને છોડો, હું ગમે ત્યાં બહાર કોઈ જગાએ પડી રહીશ. પરંતુ તમારો આ હુકમ પાળવા માટે હું કેમે કર્યો આ કેબિનમાં રાત વિતાવી શકીશ નહિ—કદી નહિ—કોઈ પણ પ્રકારે નહિ.'

કિરણમયી એ વખતે બિછાનું પાથરતી હતી તેણે પાછળ ફરી જોયું. દિવાકર ફરી દૃઢકંઠે બોલી ઊઠ્યો: 'એ કેમે નહિ બને.'

કિરણમયીએ પહેલાં તો હસવાનો પ્રયત્ન કર્યો પણ તેને હસવું આવ્યું નહિ. 'શું નહિ બને ઠાકુરપો, સૂવાનું ?'

તેની બંને આંખો બાણવિદ્ધ વાઘણની જેમ સળગી ઊઠી. તે દાંત ઉપર દાંત પીસી આસ્તે આસ્તે બોલી: 'તમે શું મનમાં ધારો છો—? બધો અપરાધ બીજાને માથે ઓઢાડી બિલકુલ સાધુ માણસની જેમ દેશમાં પાછા ફરી તમારા ઉપીનદાદાના પગ પકડી સોગન ખાઈ કહેશો કે તમે પવિત્ર છો ? તમારા ઉપીનદાદા માથું ઊંચું કરી ચાલશે ! એ નહિ બને, ઠાકુરપો. મારી બધી વાત તમને નહિ સમજાય, મારે સમજાવવાની જરૂર યે નથી. તમે સાધુ—પવિત્ર હો, ન હો, એની મને પડી નથી. પરંતુ અપરાધના ભારથી જ્યારે મારું માથું ઢળી પડશે ત્યારે તમારા ઉપીનદાદાનું માથું ગરદન ઉપર ટટાર રાખીને ચાલવા જેવું નહિ રહે, એટલું તમે ચોક્કસ જાણી રાખો.' એમ બોલી તે પથારી કરવા લાગી ગઈ. અને બાજુમાં દિવાકર બાંકડા ઉપર અક્કડ જેવો બની નીચું માથું નાખી બેસી રહ્યો.

રાતે બંને પાસે પાસે સૂતાં. નસીબના લેખ મુજબ હરિશ્ચન્દ્રે જેમ ચંડાળના હાથમાં બધું દાનમાં સમર્પણ કરી દીધું હતું તેવી રીતે દિવાકરે ઘૃણાપૂર્વક કિરણમયીની પથારીને છેડે આત્મસમર્પણ કર્યું. પરંતુ ઘૃણા કિરણમયીથી અજાણ રહી નહિ.

તેના ઊંઘઘેર્યા બંને કાનમાં આખી રાત કોક અસ્ફુટ રુદન પ્રવાહની જેમ વહી આવતું હતું અને તેની વચમાં વચમાં કોકનો ક્રુદ્ધ દીર્ઘશ્વાસ રહી રહીને ગર્જી ઊઠતો હતો. વહેલી સવારે એક ઝોકું ખાઈ તે જાગી

ઊઠયો તો જણાયું કે બહાર ભારે જોરથી પવન વહી રહ્યો હતો અને જહાજે ઝોલાં લેવાં શરૂ કર્યાં હતાં. આંખો બરાબર ખોલી જોયું તો તેની છાતી ઉપર કિરણમયીનો કોમલ ડાબો હાથ ઊંઘના કાળા સાપની જેમ પડેલો હતો. રખેને તે પાછો જાગી જઇ ડંશ મારે, એવા ભયે દિવાકર ઊઠવાનું સાહસ કરી શકયો નહિ. ફરી આંખો બંધ કરી પડી રહ્યો.

દિવાકરની છાતી ઉપર શિથિલ હાથ જરા દબાવી આસ્તે આસ્તે કિરણમયીએ પૂછ્યું:

'બહાર આ શું—તોફાન શરૂ થયું કે?'

દિવાકર બોલ્યો: 'હા.'

'તો હવે?'

દિવાકર કંઇ બોલ્યો નહિ.

કિરણમયી બોલી: 'જહાજ જાણે ડૂબી જાય, એવું જ તમે ભગવાન પાસે પ્રાર્થી રહ્યા હશો, ખરું ને ઠાકુરપો?'

દિવાકર બોલ્યો: 'ના.'

'એક જરા અમથી— 'ના!' તમે તો માણસ છો કે પથ્થર, ઠાકુરપો?' એમ બોલી તેણે દિવાકરને ખૂબ જોર કરી પોતાની છાતી પાસે ખેંચી લઈ કહ્યું: 'જહાજ જાણે ડૂબી જાય ને આપણે આમ ને આમ મરી જઈએ! તીરે મડદાં તણાઇ જાય ને લોકો જુવે—છાપાંઓમાં આવે—ને તમારા ઉપીનદાદા વાંચે—બોલો તો કેવું થાય, ઠાકુરપો?'

આ કાલ્પનિક ચિત્રની ઘૃણિત કલ્પનાએ દિવાકરને ફરી છંછેડયો. કિરણમયીના બંધનપાશમાંથી પોતાને બળપૂર્વક છોડાવી ડોલતો ડોલતો તે બહાર ચાલ્યો ગયો.

## [ ૨૭ ]

ડેક ઉપર એક ખુરસીમાં બેસી પડી દિવાકર એકીટશે જોઇ રહ્યો. તેના હૃદયમાં શું શું ચાલી રહ્યું હતું, તેનો અસ્પષ્ટ અનુભવ કરવા ઉપરાંત પૂરેપૂરી રીતે સમજવું તેની શક્તિ બહાર હતું. જહાજના દેહ ઉપર

ઊંચાં તોફાની મોજાં ઉન્મત્તની જેમ કૂદી પડતાં હતાં, અને છેરણવેરણ બનીને ક્યાંય મળી જતાં હતાં, વળી પાછાં દોડતાં આવી પાછાં વિખરાઇ જતાં હતાં--આ પ્રકારના આઘાત-પ્રત્યાઘાતની અદ્‌ભુત રમત દિવાકર આત્મવિસ્મૃત બની જોઇ રહ્યો હતો. ઉપર પૂર્વ દિશાના આકાશમાં દિગંતમાંથી ભૂખરાં વાદળો પહાડની જેમ કતાર બાંધી રહ્યાં હતાં અને તેમની પાછળ તરુણ સૂર્ય ઊગ્યો કે નહિ એ ખબર નીચે—પૃથ્વી પર લઈ જવા સારુ કિરણની એક પણ રેખાને ક્યાંય કશો રસ્તા જણાતો ન હતો.

થોડીવારમાં ડેક ઉપર ખલાસીઓ ઉતાવળા ઉતાવળા આવ-જા કરવા લાગ્યા. ને ઉપર કપ્તાનનો ઘંટ વારંવાર અવાજ કરવા લાગ્યો. તોફાનનો વેગ ઉત્તરોત્તર વધી રહ્યો હતો, અને હજી ય વધશે એવું સૂચન આકાશના મેઘ અને સમુદ્રના મોજાંઓ કપ્તાનથી માંડી નીચેની 'ઘરવાળી' સુધ્ધાં સૌને સ્પષ્ટ ભાષામાં જણાવી રહ્યાં હતાં. એવે વખતે એક ખલાસીએ આવીને કહ્યું: 'બાબુ ! વરસાદ આવવાને હવે વાર નથી. તોફાન-વરસાદમાં બહાર બેસી રહીને શું કામ દુઃખ વેઠો છો ? કેબિનમાં પધારો. જુઓ, ત્યાં શું ચાલી રહ્યું છે.'

દિવાકરે ઉદ્વિગ્ન બની પૂછ્યું: 'શું થયું છે ત્યાં ?'

ખલાસી ચટ્ટગ્રામવાસી મુસલમાન હતો. હસતે મોઢે ન સમજાય તેવા ઉચ્ચારો કરતો બોલ્યો: 'કંઈ થયું નથી, પણ જહાજ ખૂબ ડોલે છે, ને—એટલે કહું છું બાબુ, કે જઇને જુઓ, સ્ત્રીઓ શું કરે છે. આટલાં બધાં ઝોલાં સહન કરવાં બહુ ભારે વાત છે.'

દિવાકરે ઊભા થઈ જોયું, ખલાસી તદ્દન સાચું કહેતો હતો. તે પોતે જ ગબડી પડતો હતો. ખલાસીએ તેને પકડી લઈ કહ્યું: આપને પહોંચાડી આવું.'

દિવાકર એની મદદથી ધીમે ધીમે કેબિનના બારણા લગી આવી પહોંચ્યો બારણું ઉઘાડી, અંદર જઈ જોયું તો કિરણમયી પથારી છોડીને પાસેની લોઢાની પાટલી ઉપર ઉબડક પડીને તેને એક છેડે જોરથી વળગી રહી હતી. દિવાકર તેના માથા ભણી જઈ બેઠો, ને પૂછ્યું: 'હેરાનગતી થાય છે, બૌદિ ?'

કિરણમયી કંઈ બોલી નહિ. તેણે માથું ઊંચું કર્યું નહિ. તે કેવળ ચુપચાપ દિવાકરના ખોળામાં જમણો હાથ રાખી પડી રહી. જહાજ

જબ્બર ઝોલાં ખાવા લાગ્યું. બહાર ક્રોધમાં આવેલો પવન સનસનાટ કરતો અવાજ કરવા લાગ્યો. અને તોફાની મોજાંઓની હાંફતી જલકણીઓ જોરપૂર્વક નાનકડી બારીના જાડા કાચ ઉપર વારંવાર પછાડ ખાવા લાગી.

તેનું માથું ભમી ઊઠ્યું. બેસી રહેવું અશક્ય જણાતાં એ જ સાંકડી બેંચ ઉપર કિરણમયીના માથા પાસે માથું નાખી, મૂર્છા ખાધી હોય તેમ તે સૂઈ પડયો.

કિરણમયીએ તેના માથા ઉપર હાથ ફેરવી મૃદુ સ્વરે પૂછ્યું: 'માથું દુઃખે છે શું?'

દિવાકરે કહ્યું: 'હા.'

કિરણમયીએ થોડીવારે મૌન રહી પૂછ્યું: 'વારુ ઠાકુરપો, તોફાન તો ધીમે ધીમે વધે છે. જહાજ ડૂબી જશે એમ લાગે છે?'

દિવાકર બોલ્યો: 'ના.'

કિરણમયી બોલી: 'હા, નહિ તો ના. તમે તે કંઇ કોરટમાં સાક્ષી આપો છો, ઠાકુરપો?' એમ બોલી તે ઘણો વખત મૂગી પડી રહી. પાછી ધીમે ધીમે બોલી: 'ડૂબી જાય તો સારું થાય. જો ન જ ડૂબે તો આમ ને આમ આપણું કેટલા દહાડા ચાલશે?'

દિવાકરે જવાબ ન આપ્યો એ જોઈ કિરણમયીએ દિવાકરનું માથું પોતાના હાથ વડે હલાવીને કહ્યું: 'સાંભળો છો કે નહિ?'

'સાભળું છું. ચાલે એટલું ખરું.'

'પછી?'

'પછી પણ સમુદ્રમાં પાણી હશે, અને ફાંસો ખાવા જેટલી દોરડી પણ મળશે. ગમે ત્યાંથી મળી આવશે.'

આટલી વારે દિવાકરના મોઢે આવા કઠોર શબ્દો સાંભળી કિરણમયી ઘણો વખત મૂગી પડી રહી. ત્યાર બાદ સ્વાભાવિક કંઠે બોલી: 'ના, એમ કરવાની જરૂર નથી—ઘેર ચાલ્યા જાઓ. તમે પુરુષ છો, ગમે તેમ કહી કારવી પતાવી નાખી શકશો. મોટે ભાગે તો એવી જરૂર પણ રહેશે નહિ. તમારા પોતાના માણસો તો આને માટે જરા ય હોહા કરવા ઇચ્છશે નહિ.'

દિવાકર મૂગો રહ્યો. આ પ્રસ્તાવ ગમે તેટલો પ્રલોભનીય હોય, પરંતુ તે તેનો સ્વીકાર કરી શકયો નહિ. બહુ વાર લગી ચુપચાપ પડી રહી તેણે પૂછ્યું: 'અને તમે?'

કિરણમયી પહેલાંની માફક સહજ શાંત કંઠે બોલીઃ 'હું? જ્યાં જાઉં છું ત્યાં જ મારે રહી જવું પડશે.'

દિવાકરે પૂછ્યું: 'શી રીતે રહી જશો? છે કોઈ ત્યાં?'

કિરણમયીએ કહ્યું: 'ના, કોઈ નથી.'

'તો?'

'તો પણ રહેવું પડશે.'

દિવાકર ઉત્કંઠાપૂર્વક ઊઠી બેઠો થઇ બોલ્યોઃ 'જરા સ્પષ્ટ બોલોને બૌદિ! કહો છો કે કોઈ નથી, છતાં ત્યાં રહેશો શી રીતે? મને કંઈ સમજાતું નથી. તમે શું ત્યાં એકલાં રહેશો?'

કિરણમયી હસી. તે હાસ્ય દિવાકરે જોયું નહિ. જોયું હોત તો સમજાત. કિરણમયી થોડીવાર મૂગી રહી બોલીઃ 'ના, ઠાકુરપો, એકલી તો નહિ રહી શકું—મારી એ ઉંમર નથી. પણ તમારી આગળ એવી બધી ચર્ચા કરવાની જરૂર નથી—' એમ બોલી, તેણે દિવાકરનો જમણો હાથ પોતાના મોં ઉપર ખેંચી લીધો, અને વ્યથાપૂર્વક બોલીઃ 'પણ તમને અમસ્તા દુઃખી કર્યા, એ બદલ માફી માગું છું, ઠાકુરપો.'

દિવાકર પાછો મૂર્ચ્છા ખાતો હોય તેમ સૂઈ પડ્યો. બધી વાત તે બરાબર સમજ્યો નહિ. પરંતુ એક વાત તે સમજ્યો કે ઘેર પાછા જવાના અંધારા માર્ગ ઉપર આશાની જે દીપશિખા એક ક્ષણવાર પહેલાં તેણે મૂઢની જેમ સળગાવી હતી તે પાછી હોલવી નાખવાનો સમય આવી પહોંચ્યો હતો.

પ્રદીપ હોલવાઇ ગયો તો ખરો, પણ તેની દુર્ગંધભરી ધુમાડીથી દિવાકરનું અંતર સુધ્ધાં હોલવાઇ ગયું. તેણે રુંધાયેલા નિઃશ્વાસની ઊંડી વેદનાથી એકદમ બેઠા થઇ જઈ તીવ્ર કંઠે પ્રશ્ન કર્યોઃ 'તમે શું તમાસો કરતાં હતાં આટલી વાર, બૌદિદિ?'

મોં છુપાવતા શરમાતા દિવાકરની આ આકસ્મિક ઉગ્રતાથી કિરણમયી ચોંકી ઊઠી. તેણે પૂછ્યું: 'કયો તમાસો, ઠાકુરપો?'

'મારે પાછા જવાની વાત. એવા કટાક્ષની શું જરા ય જરૂર હતી?'

કિરણમયીએ કહ્યું: 'કટાક્ષ કે મશ્કરી તો રજે ય કર્યાં નથી.'

'તો શું એ સાચેસાચ હતું?'

'સાચું જ નહિ તો શું ભાઈ ?'

'તમે એકલાં જશો, એ ય શું સાચું ?'

'એ ય સાચું.'

'ઉફ્ —એટલા સારુ આરાકાન જાઓ છો ! પણ કોની પાસે, કેવી રીતે રહેશો, જાણું તો ?'

જવાબમાં કિરણમયીએ માત્ર એક નિઃશ્વાસ નાખ્યો. તેનું આ ભાગી આવવું દિવાકરને માટે કેવું ભયાવહ હતું. એની લજ્જા એને માટે કેવી દુઃસહ હતી, તે કિરણમયી બરાબર જાણતી હતી. અને આ ભયંકર સંકટમાં આવી પડતાં તેનું મન કેટલું બધું વ્યાકુળ બની ગયું હતું. તે પણ તેનાથી અજાણ્યું ન હતું. દિવાકરને તે ચાહતી પણ ન હતી—ચાહવો પણ અશક્ય હતો. તેમ છતાં આશ્ચર્ય તો એ છે, કે આ તેની ભારોભાર ઉદાસીનતાને લીધે કિરણમયી આટલો વખત મનમાં મનમાં વ્યથા પામી રહી હતી.

પરંતુ જે ક્ષણે દિવાકરે તેના રૂક્ષ કંઠે તીવ્ર પ્રશ્ન દ્વારા અંતરની ઈર્ષ્યાની જ્વાળા એકાએક વ્યક્ત કરી દીધી તે જ ક્ષણે કિરણમયીના હૃદયની છૂપી વેદના હર્ષમાં પરિણમી હિલ્લોળી ઊઠી. આ આનંદનું બીજું પણ એક કારણ હતું. આજ પહેલાં આ અપક્વ તરુણ યુવક તેના પ્રથમ યૌવનની સૌંદર્યતૃષ્ણામાં આ અદ્ભુત નારીના અલૌકિક રૂપ તરફ ક્ષણે ક્ષણે ખેંચાઈ રહ્યો હતો. તે વખતે કિરણમયી તે જોવાં છતાં પણ જોતી નહોતી, જાણવા છતાં પણ તે તરફ દૃષ્ટિપાત કરતી નહોતી. શી રીતે તે મધપૂડો બંધાઈ રહ્યો હતો, ક્યાં તેનું મધુ સંચિત થઈ રહ્યું હતું—અત્યંત બેદરકારીપૂર્વક તેણે તે તરફ દૃષ્ટિપાત પણ કર્યો ન હતો. પરંતુ આજે જ્યારે આઘાત પામતા એકાએક તે મધુ ઝરી પડ્યું ત્યારે, આ દેશવટા જેવી સ્થિતિમાં જે માણસ કેવળ તેનું એકમાત્ર અવલંબન હતું તેના જ મધપૂડામાં પ્રયત્નપૂર્વક ભેગા કરેલા છૂપા મધુભંડાર ભણી કિરણમયીએ તેની અત્યંત જાગ્રત દૃષ્ટિ પરોવી દીધી. તે હસીને બોલીઃ 'કોની પાસે શી રીતે રહીશ, એ બધું જાણીને તમને લાભે ય શો છે ઠાકુરપો ? તમે તો પાછા જ જવાના છો, પછી આ અનાવશ્યક કુતૂહલતાનો કંઈ જ અર્થ નથી.'

દિવાકર થોડીવાર શાંત રહી બોલ્યોઃ 'પાછો જવાનો છું', એવું તો હું

એકેવાર બોલ્યો નથી, એ તો તમારા મોઢાની વાત છે, મારા નહિ.'

કિરણમયી બોલી: 'એ તો ઠીક પરંતુ મારા મોંમાંથી તમારા મનની વાત બહાર આવી—' એમ બોલી, તે ઉગ્ર પ્રત્યુત્તરની આશા રાખી રહી. પણ કંઇ જવાબ મળ્યો નહિ. કિરણમયી તેને વિચારવાનો સમય આપી, ધીરજ ધરી રહી. બહુ વખત ચાલ્યો ગયો—બહાર વંટોળ વરસાદના સતત આક્રમણથી જહાજના સાંધેસાંધા કંપી ઊઠયા. કિરણમયીની ધીરજનો બંધ પણ તૂટવાની તૈયારી કરી રહ્યો હતો. પરંતુ આ નાનકડી લાકડાની ઓરડીની નિઃસ્તબ્ધતા અખંડ જ રહી.

દિવાકર જવાબ નહિ આપે એ વિષે કિરણમયીને લેશમાત્ર પણ સંશય ન રહ્યો ત્યારે તેણે દીર્ઘ નિઃશ્વાસ નાખી ધીમેથી પૂછ્યું: 'તો શું તમે જવાનું નક્કી કર્યું ?'

દિવાકર બોલ્યો: 'ના.'

કિરણમયીએ વધારે કંઈ પૂછ્યું નહિ.

# [ ૨૮ ]

તે જ રાતે તોફાન શમી ગયું. આખો દિવસ તોફાન કરી મત્ત સાગર સવાર પડતાં શાંત પડવા આવ્યો હતો. પરંતુ ઉપરનું આકાશ સ્વચ્છ બન્યું નહિ—જાણે મોં ભારે કરી રહ્યું હતું.

સવારે થોડી વાર સુધી સૂર્યોદય જણાયો, પરંતુ સૂર્યદેવ આ જહાજના શ્રમાર્ત અર્ધમૃત મુસાફરોને સાચેસાચ સાંત્વના આપી ગયા કે આંખો લાલ કરી અંતર્ધાન થઇ ગયા—ચોક્કસ સમજાયું નહિ.

એ સમયે દિવાકર બહાર આવી એક કેન્વાસની આરામખુરસીમાં ચત્તો પડી સૂઈ ગયો. કોણ જાણે શાથી પણ આત્મગ્લાનિનો અગ્નિ આજે તેને એટલો બાળતો ન હતો અને શરમનો સાગર પણ આજે એટલો દુસ્તર જણાતો ન હતો—ક્યાંક જાણે લીલા રંગનાં વૃક્ષવેલીઓથી ઘેરાયેલો કિનારો આછો આછો આંખે દેખાતો હતો. છાતી પરનો અસહ્ય ભાર જ્યારે આ પ્રકારે હળવો થવા આવ્યો હતો ત્યારે સ્વસ્થપણે બેસીને દિવાકર ફરી

એકવાર કિરણમયીની દલીલને આધારે પોતાના કાર્યની દગાખોરી વિષે વિચાર કરવા લાગ્યો.

કાલે રાતે કિરણમયીએ એવી રીતની દલીલ કરી હતી કે, 'સાચેસાચો અન્યાય આપણે ત્યારે જ કર્યો કહેવાય કે જ્યારે બીજાને ન્યાય મેળવવાના અધિકારથી વંચિત કરીએ. એટલે કે કોઈપણ કાર્ય કરતાં પહેલાં એ જોઈ લેવું જરૂરી છે કે કોઈના સાચેસાચા અધિકાર ઉપર તરાપ મારીએ છીએ કે કેમ. વળી જેમ બાહ્ય દૃષ્ટિએ એ અધિકારનો વિચાર કરવો પડે છે તેવો આંતરિક દૃષ્ટિએ પણ કરવો જોઈએ. પોતાની જાત ઉપર પણ પોતાનો એક સાચો એવો અધિકાર છે. પોતાની જાત છે માટે તે બીજા કરતાં તુચ્છ નથી. તે અધિકાર ઉપર પણ બહારના કોઇનો હસ્તક્ષેપ સહન કરવો એ પોતાના ઉપર અન્યાય કરવા બરાબર છે. મારે આટલું જ કહેવાનું છે.'

થોડી વાર શાંત રહી તે એમ પણ બોલી હતીઃ 'આપણે ચોરી લૂંટ કરી જેમ બીજાના અધિકાર છીનવી લઇએ છીએ, તેવું જ દારૂડિયાને પૈસા આપવામાં પણ છે. કેમકે એ રીતે આપણે તેના સદ્જીવન ગાળવાના અધિકારમાં હાથ નાખીએ છીએ.'

દિવાકર ચુપચાપ સાંભળી રહ્યો છે એ જોઈને કિરણમયી વળી આગળ બોલતી હતીઃ 'જો કે સમાજના માનવીઓનો આ અધિકાર અત્યંત વ્યાપક હોય છે. એની સીમારેખા ક્યાં છે અને ક્યાં પગ દેવાથી અધિકાર પ્રવેશ નહિ થાય, એ બાબતમાં સંસારમાં અત્યંત ઝઘડા, મતભેદ ચાલે છે; તેમ છતાં કોક એક સીમા તો છે જ એ વિષે કોઇને સંદેહ નથી. એ મર્યાદા ઓળંગવાની શક્તિ કોઇની નથી, સમાજની પણ નથી. સમાજ આ સીમા ઓળંગીને કેવળ સામા માણસનો જ નાશ કરે છે, એમ નથી, પણ પોતાની જાતને ય દુર્બળ બનાવે છે—પોતાનો જ ધ્વંસ કરે છે. તમારે આટલું બધું મન ભારે કરવાની જરૂર ન હતી, ઠાકુરપો, જો તમે એક વાર એમ વિચાર્યું હોત કે મને ઘર બહાર આણીને તમે કોઇના ય સાચા અધિકાર ઉપર પગ મૂક્યો છે કે કેમ. હું વિધવા છું, મારી ઉપર કોઇનો ન્યાયપૂર્વક અધિકાર નથી. તમે પણ કુંવારા છો—તમારા હૃદય ઉપર પણ કોઇનો અધિકાર નથી. એટલે મારા ઉપર પ્રેમ કરીને તમે કશો જ અન્યાય કર્યો નથી. એ વાત સમજાવી કંઈ ભારે નથી.'

દિવાકર હતબુદ્ધિ બની બોલ્યો હતો: 'એ શું બૌદિ? અયોગ્ય પ્રણય જો અન્યાય ન ગણાય તો દુનિયામાં અન્યાય બીજો છે શો?'

કિરણમયીએ પૂછ્યું હતું: 'અયોગ્ય શાથી? જેને તમે અયોગ્ય માનો છો, એ તો તમારા સંસ્કાર છે—બુદ્ધિપૂર્વકનું નથી. ઠીક, પણ તમે કોને અયોગ્ય ગણો છો, જાણું તો?'

દિવાકરે ઉત્તેજિત થઇ જવાબ આપ્યો હતો: 'જે સંબંધ લગ્ન દ્વારા પવિત્ર બનેલ નથી—સમાજ જેનો સ્વીકાર કરશે નહિ—આત્મીય બંધુ-બાંધવ જેને ઘૃણાપૂર્વક જોશે, એનું નામ અયોગ્ય. આ તો સીધી વાત છે.'

કિરણમયીએ હસીને જવાબ આપ્યો હતો: 'ક્યાં, સીધી વાત ક્યાં છે? જરા વિચાર કરી જોતાં જણાશે કે સીધી વાત પણ એવી તો વાંકી થઈ જાય છે કે દુનિયાની ઘણી બધી વાંકી વસ્તુઓ પણ એની આગળ હાર ખાઇ જાય! તમને તો અનેક વાર કહ્યું છે, ઠાકુરપો, કે તમારા આ પવિત્રતા અપવિત્રતા બધા સંસ્કાર છે, બુદ્ધિપૂર્વકની વાત નથી, આ દુનિયામાં સ્ત્રીપુરુષનાં એવાં તો કેટલાં ય મિલન થઈ ગયાં છે જેને કોઈ રીતે પવિત્ર ન કહી શકાય. હું દાખલા દલીલ આપી વાત લંબાવવા ઇચ્છતી નથી, ઠાકુરપો. તમારી ઇચ્છા હોય તો ઇતિહાસ પુરાણ વાંચી જુવો. એમ છતાં, એ બધાં મિલનનો પણ સમાજે સ્વીકાર કર્યો હતો અને આખરે લગ્નમંત્ર ભણીને એને સુપવિત્ર બનાવવામાં આવ્યો હતો. ઠાકુરપો, આપણા પાથુરેઘાટના મકાન પાસે જો કણ્વમુનિનો આશ્રમ હોત તો, શકુંતલાએ જે કર્યું હતું એટલામાં તો મુનિ ઠાકુરનાં જ કુટુંબીઓને નહિ પણ સમસ્ત પાથુરેઘાટના લોકોને ન્યાત બહાર મુકાવું પડત. પણ એ શકુંતલાની પ્રણય-કહાની વાંચતાં તો કોઇ સતી-સાધ્વીઓનાં આંખ મોં લજ્જાથી લાલ થઈ જતાં નથી!'

'ના, ના, અકળાઈ ન જાવ, ઠાકુરપો, હું સતી-સાધ્વી ઉપર કટાક્ષ કરતી નથી. અથવા એ સમયને આ સમય સાથે ભેળવી પણ દેતી નથી. એ જમાનો એ જમાનો જ ભલે રહ્યો, અને એ લોકો બ્યાં હોય ત્યાં જ ભલે સુખે રહ્યાં. મને એમાં કંઇ વાંધો નથી. પરંતુ એ જમાનાની શકુંતલાને કેમ આ જમાનાનાં કોઈ નરનારી હલકી ગણી ઘૃણા કરતાં નથી, એ જ વિચિત્ર છે.'

થોડી વાર શાંત રહી પાછી આસ્તે આસ્તે તે બોલી હતી: 'ઘૃણા

કેમ નથી કરતાં, જાણો છો, ઠાકુરપો? કેમકે કરી શકતાં નથી, એટલા જ સારુ--મિલન એમનું ગમે તે પ્રકારે થયું હોય, પણ મિલનના આદર્શને તેમણે કાયમ રાખ્યું હતું. જે બંધનમાં તેમણે એક મુહૂર્તમાં પોતાને ચિરદિનને માટે બાંધી દીધાં હતાં, એ બંધન રખેને પાકું નહિ હોય, એવો સંશય, એવો સંકોચ કદી તેમને થયો ન હતો. જો એ સંશય એમણે રાખ્યો હોત તો, ભલેને કાલિદાસ ગમે તેટલો મહાન હોય અને ગમે તેટલું મધુર તે લખે, પણ કોઈ પણ માનવીનું હૃદય તે આમ ખેંચી શકત નહિ. તમે કદી ય આ મૂળ વાત સારી રીતે વિચારી છે?'

દિવાકરને એકે દલીલ સારી લાગતી ન હતી. તે અસહિષ્ણુ બની બોલ્યો હતો: 'આદર્શ ગમે તે હોય, આજકાલનો સમાજ એનો સ્વીકાર કરશે નહિ, અને સમાજમાં જે સ્વીકારાશે નહિ તે યોગ્ય હો, અયોગ્ય હો, તેથી સમાજને આઘાત થશે જ થશે. સમાજમાં રહીને સમાજને ઘા કરવો અને આત્મહત્યા કરવી એ બંને સમાન છે.'

કિરણમયીએ જવાબ આપ્યો હતો: 'સમાજને ઘા કરવો અને સમાજના અન્યાયને ઘા કરવો એ વાત એક નથી. તમને પહેલાં જ કહ્યું કે દરેક વસ્તુને પોતાનો એક સાચો અધિકાર હોય છે. સમાજ ઉદ્ધત બનીને જ્યારે તેની સાચેસાચી મર્યાદા ઓળંગી જાય છે ત્યારે તેને આઘાત કરવો યોગ્ય છે. એવા આઘાતથી સમાજ મરતો નથી, તેનામાં જાગ્રતિ આવે છે, મૂઢતા ચાલી જાય છે. ભણવાગણવા માટે કે દેશની ખાતર પણ વિલાયત જવાની રજા સમાજ નહોતો આપતો, એટલા સારું એને વારંવાર આઘાત સહન કરવા પડ્યા છે. આમ છતાં, એની તો જાણે દૃઢ પ્રતિજ્ઞા ન હોય તેમ આજે પણ તે તેનો અહંકાર જતો કરી શકતો નથી. આમાં શું તમે સમાજની સદ્બુદ્ધિની પ્રશંસા કરશો?'

દિવાકરે કહ્યું હતું: 'ના, નહિ જ—એમાં પ્રશંસા કરવા જેવું કંઈ છે નહિ, માટે.'

કિરણમયી બોલી હતી: 'ખરી વાત. પરંતુ આ નિઃસંશય સ્પષ્ટ ઉત્તર ક્યાંથી પામ્યા? પોતાની બુદ્ધિ પાસેથી—સમાજની પાસેથી તો નહિ ને?'

દિવાકરે ઉત્તેજિત બની જવાબ આપ્યો હતો: 'પણ બધા જ માણસો જો બધી જ વાતમાં બુદ્ધિ દોડાવવા જાય તો સમાજ ટકે જ નહિ!'

કિરણમયી બોલી હતી: 'હું તો તમને આટલા વખત થયાં એ જ વાત

જોઈ જવાબ આપ્યો હતો: 'આપણે આઘાત પહોંચાડ્યો, નહિ ઠાકુરપો? બીતાં બીતાં ભાગી જવું અને ઊભા રહીને ઘા સહેવા એ બંને શું એક જ છે કે એટલામાં સમાજનો દર્પ ચૂરેચૂરા થઈ જાય? ઊલટો એથી તો એનો દર્પ વધશે. પણ તમે તો બી. એ. સુધી ભણ્યા છો ને?' એમ બોલી શરીર પરની ચાદર માથા સુધી ખેંચી લઇ તે સૂઈ ગઇ હતી.

બહાર ધીમા પડેલા તોફાનની ચીસોને ભેદીને ઉપરના જહાજના ઘંટાએ બારના ટકોરા કર્યા. ડેક ઉપરની એક ખુરસીમાં ભારે શ્વાસે દિવાકર મૂગો મૂગો બેઠો હતો. એકાએક ખોખરા અવાજની બૂમ સંભળાઈ:

'ઠાકુરપો!'

દિવાકર ચોંકી ઊભો થયો. તેણે જવાબ આપ્યો, 'કેમ, બૌદિ?'

કિરણમયીએ કહ્યું: 'તમે પાછા જ જાવ.'

દિવાકરે ભારપૂર્વક કહ્યું: 'બિલકુલ નહિ.'

કિરણમયીએ પૂછ્યું: 'નહિ શું કામ? અજાણતાં કંઈ ખોટું કરી બેઠા છો. હવે જાણતાંવેંત જો એનો પ્રતિકાર નહિ કરો તો પાપનો બોજો વધી જશે. મને તો એવું કરવાનું કારણ જણાતું નથી, ઠાકુરપો.'

દિવાકર બોલ્યો: 'તમને નથી જણાતું, મને જણાય છે. એ સિવાય પણ પાછા જવાથી પાપનો ભાર ઊતરી જશે, બૌદિ?'

કિરણમયીએ કહ્યું: 'આજે જ ઊતરી જશે એમ તો નથી કહેતી. પણ બે દહાડા પછી જશે તો ખરો.'

દિવાકરે મૃદુકંઠે પૂછ્યું: 'પણ જાઉં ક્યાં?'

કિરણમયીએ કહ્યું: 'તમારે ઘેર—આત્મીય સ્વજન પાસે. તમારા ઉપીનદાદા પાસે. તમારે તો સૌ છે.'

દિવાકર થોડી વાર મૂગો રહી બોલ્યો: 'તમે જે મારાં બધાં ગણાવ્યાં— એ બધાં તો મારાં નથી એ વાત તમે જાણો છો. છે એક ઉપીનદાદા— પણ એમને તમે ઓળખતાં નથી? એમની પાસે મને પાછા જવાનું કહો છો?'

'હા, એમની પાસે જ જવાનું કહું છું.'

દિવાકર વળી ક્ષણવાર ચુપ રહ્યો. પછી ધીરે ધીરે બોલ્યો: 'મને તો હતું તમે એમને ઓળખ્યા છે. પણ નથી ઓળખ્યા. હું ય એમને ઓળખું

છું એમ નથી. કદાચ એમને પૂરેપૂરા ઓળખી જ નહિ શકાતા હોય. પણ બચપણથી એમના જ હાથમાં ઊછરીને એટલું સમજતો થયો છું કે, આવું કર્યા પછી એમની સામે જઈ ઊભા રહેવા કરતાં તો આગમાં બળી મરવું સારું.'

કિરણમયી એકદમ ચોંકી ગઈ. દિવાકરના મોં ભણી જોઇને બોલી: 'શું કામ? એ કંઇ એટલા બધા નિષ્ઠુર છે? જે દોષ તમે નથી કર્યો—એ વાત બરાબર સમજાવીને કહેવા છતાં પણ તેઓ તમને સજા કરશે? એવું તો કદી ના બને, ઠાકુરપો.'

કિરણમયીનો આકસ્મિક ઉત્સાહ દિવાકરની નજરે ચઢ્યો નહિ. દીવાલ ઉપર દીવો બળતો હતો તે ભણી જોઈ અન્યમનસ્કની જેમ તે આસ્તે આસ્તે બોલ્યો: 'એમને કશું જ સમજાવીને કહેવાની જરૂર નથી હોતી. તેઓ ગમે તે રીતે પણ જાણે જ છે. અલબત્ત, તમારી જેમ હું એમ નથી માનતો કે મારો દોષ નથી. પણ જો તમે કહો છો એ ખરું હેય, જો સાચે જ હું નિર્દોષ હોઉં, તો જે દિવસે હું તેમની સામે જઈ ઊભો રહીશ તે જ દિવસે તેઓ એ જાણી લેશે. પણ હું જઈ જ નહિ શકું. તમે સજાની વાત કહી— શી રીતે મને ખબર પડે, બૌદિ, કે શી સજા એ કરશે? હજી સુધી તો કદી તેમણે મને કશી સજા કરી નથી.'

દિવાકરથી વધારે બોલી શકાયું નહિ. બંને હથેલી આંખો ઉપર દબાવી રાખી તે મૂંગો થઇ રહ્યો.

કિરણમયી પણ કંઈ બોલી નહિ. બંને આંખો પહોળી કરી તે તેની સામે જોઈ રહી. તેના અંતરમાં ચાલતો વિપ્લવ એક અંતર્યામીએ જ જાણ્યો.

પરોઢિયે ક્યારે દિવાકર પથારી છોડી બહાર ગયો હતો, ઊંઘતી કિરણમયીને એની ખબર ન પડી. એની ઊંઘ ઊડતાં જ તે દિવાકરને માટે અતિશય ઉદ્વિગ્ન બની ગઈ. કાલ રાતે વાતવાતમાં કિરણમયી ઘણી વાત જાણવા પામી હતી. દિવાકર સાચે જ કેટલો નિઃસહાય છે અને તેના ઉપીનદાદાથી વિચ્છિન્ન થવું તે તેનો માટે કેવી મર્માન્તક દુર્ઘટના છે એ વાત પૂરેપૂરી ચોક્કસ રીતે જાણી ત્યારથી કિરણમયી તેના નારીહૃદયના એકાંત અંતસ્તલમાં સ્વસ્થતા પામતી ન હતી, આ સરલ, નમ્ર, સત્યવાદી અને સચ્ચરિત્ર યુવકને તેના જીવનના પ્રારંભમાં જ અકારણ સ્થાનભ્રષ્ટ કરી દેવાનો અપ-

રાધ તેને ઊંઘમાં પણ વીંધી રહ્યો હતો. તેથી ઊંઘ ઊડતાં જ તેણે સૌથી પહેલાં નૂતન સ્નેહ તથા વેદના સહિત આ નિરપરાધ હતભાગી ભણી આંખ ઉઘાડી જોયું—પણ દિવાકર ન હતો ! ઊઠીને બહાર તપાસ કરતાં તે કયાંય દેખાયો નહિ, તેણે 'બેય' ને બોલાવી તપાસ કરાવી પણ દેખાયો જ નહિ !

એ જ અતિ તુચ્છ દિવાકર જેને તે કદી ચાહતી ન હતી, કદી ચાહી શકે એમ ન હતી, દુર્બુદ્ધિને કારણે તેનું જ ઘર કરીને રહેવાનું થશે, પ્રેમનો અભિનય કરીને જીવવું પડશે—જહાજમાં બેઠી ત્યારથી આ ધિક્કાર તેને અંદર અંદરથી જાણે પાગલ બનાવી રહ્યો હતો.

અને આટલેથી જ પત્યું ન હતું. આ દેખાવ પૂરતા પ્રેમની ખેંચાખેંચ એક દિવસ તૂટી જ જશે. આ છદ્મલીલા પછી કોઈ રીતે સારી નહિ લાગે. ડોકટર અનંગમોહને એટલો પાઠ તો સારી રીતે શીખવ્યો હતો. એવા દુર્દિવસે ઘૃણાની જવલેણ ફાંસ તેનું ગળું જકડી બેસશે અને પછી એની દોરી તે કયા હથિયાર વડે કાપી નાખી શકશે, વગેરે દુશ્ચિંતાનો તે કેમે કરી અંત જોઇ શકી નહિ. પરંતુ ગઈ કાલે મોડી રાતે ઉપેન્દ્રના રાજ સિંહાસન આગળ બેસીને બંનેના સંધિપત્ર સ્વીકારાઇ ગયા પછી આજે ઊંઘ ઊડી જતાં કિરણમયી આ નિરીહ બાળક માટે કરુણા અને વ્યથાથી દુ:ખી બની ગઈ; સાથે સાથે અવશ્યંભાવી ઘૃણાની બીકમાંથી મુક્ત થવા છતાં પણ મોટેથી હાંફી ઊઠી.

એકાંત ઓરડીમાં બેઠી બેઠી તે નિ:શ્વાસ નાખતી વારંવાર એમ જ બોલવા લાગી : 'હવે મને ભય નથી—મને કશો ય ભય નથી. ભલે એને ચાહી નહિ શકું, પણ કંઈ નહિ તો સ્નેહવડે તેના મનની કાલિમા ઘણે અંશે ધોઇ તો નાખી શકીશ.' પરંતુ તેના ચિત્તમાં પાછો એક ભય ડોકાવા લાગ્યો—રખેને અગ્નિનો લોભ ખાળી ન શકવાને કારણે દિવાકર એક દિવસ પંતગિયાની જેમ વળી મરવા સુધ્ધાં કમર કસી કૂદી પડે ! પોતાના રૂપના આકર્ષણમાં કેટલી ભયંકર શક્તિ હતી તે તેનાથી અજાણી ન હતી.

અને તેને યાદ આવ્યા તેના મૃતસ્વામી—જાણે શુષ્ક કઠોર મૂર્તિમંત વિદ્યાનું અભિમાન ! વિજ્ઞાનનો સખત કોટ ચણી લઇ જેઓ અત્યંત સાવચેત રહી રાતદિવસ પોતાની સ્વતંત્રતાની રક્ષા કરી જીવતા હતા એવા તેના સ્વામી ! તેમની પાસે તે એક દિવસ પણ જઈ શકી ન હતી તેમ છતાં તેના દિવસો

વીત્યા હતા. લખવા-વાંચવામાં, રસોઇ કરવામાં, સાસુનાં મેણાંટાણાં ખાઇને ઘરના કામકાજમાં દિવસ તો પસાર થઈ જતો; અને રાતે પરકાલની વિરુદ્ધ, આત્માની વિરુદ્ધ લડાઈ કરી, સાબિતીઓ આપી, ચીડ અને વ્યંગ-દ્વારા ઘરની દીવાલો સુધ્ધાં ઝેરથી ભરી દઈ થાકી લોથપોથ થઈ ક્યારેક તે સૂઈ જતી. વળી પાછી સવાર થતી ને પાછી રાત પડતી. આમ ને આમ મહિનાઓ પછી મહિના અને વરસો પછી વરસો ગબડાવ્યાં હતાં.

## [ ૨૯ ]

સતીશની અરણ્યનિવાસની વ્યવસ્થા જો કે હજી કાયમ જ હતી, પરંતુ આ દરમિયાન તેની વૈરાગ્યની પ્રવૃત્તિ કેટલી અવળે રસ્તે ચઢી ગઈ હતી તે તો તેને જેણે એ માસ પહેલાં જોયો હોય તેને જ ખબર પડે.

જે માણસ સ્વેચ્છાએ દેશનિકાલની સજા સ્વીકારીને આ નિર્જન નિર્બાન્ધવ નગરીમાં એકાકી નિવાસ કરવા આવ્યો છે, તેનો આ વેશભૂષા પ્રત્યે આટલો બધો આકસ્મિક અનુરાગ જન્મ્યો હતો તેનું કારણ શું, અને શાથી પંખીઓનાં ગીતને બદલે પોતાનાં ગાયનની નોટ વળી પાછી પેટીમાંથી બહાર નીકળી આવી હતી. ફિડલ, સતાર, વાંસળી વગેરે વાદ્યો શાથી તેમના આદર રહિત સ્થાનનો ત્યાગ કરી થોડાક દિવસ થયાં ટેબલ ઉપર આવી જમા થયાં હતાં, અને તેના મુખ આંખની મલિન છાયા શી રીતે એકાએક અદૃશ્ય થઇ હતી—એ બધું નિચરવા જેવું હતું.

વસ્તુતઃ બે-ત્રણ માસ પૂર્વના સતીશને હજી એકાએક ઓળખવો ભારે હતું.

પરંતુ, આ આવડા મોટા અદ્ભુત પરિવર્તનનું અસલ કારણ અહીં સ્પષ્ટ કરી ન કહ્યું હોત તો ય ચાલત, પણ રખેને પાછા સાંતાલ પરગણાનાં અસાધારણ હવાપાણીનો ખ્યાલ કરી કંઈ કેટલા મૂઢ લોકો દોડી આવે એ જ માત્ર બીક છે.

એટલે એટલો ખ્યાલ કરાવી દેવો જરૂરી છે કે હજી એકે પક્ષ તરફથી વિવાહની વાત કાઢવામાં આવી નથી પરંતુ આત્મીય સ્વજનોની આગળ તેમના મનની વાત સ્પષ્ટ થવામાં બાકી રહી ન હતી.

રાધ તેને ઊંઘમાં પણ વીંધી રહ્યો હતો. તેથી ઊંઘ ઊડતાં જ તેણે સૌથી પહેલાં નૂતન સ્નેહ તથા વેદના સહિત આ નિરપરાધ હતભાગી ભણી આંખ ઉઘાડી જોયું—પણ દિવાકર ન હતો! ઊઠીને બહાર તપાસ કરતાં તે ક્યાંય દેખાયો નહિ, તેણે 'બોય' ને બોલાવી તપાસ કરાવી પણ દેખાયો જ નહિ!

એ જ અતિ તુચ્છ દિવાકર જેને તે કદી ચાહતી ન હતી, કદી ચાહી શકે એમ ન હતી, દુર્બુદ્ધિને કારણે તેનું જ ઘર કરીને રહેવાનું થશે, પ્રેમનો અભિનય કરીને જીવવું પડશે—જહાજમાં બેઠી ત્યારથી આ ધિક્કાર તેને અંદર અંદરથી જાણે પાગલ બનાવી રહ્યો હતો.

અને આટલેથી જ પત્યું ન હતું. આ દેખાવ પૂરતા પ્રેમની ખેંચાખેંચ એક દિવસ તૂટી જ જશે. આ છદ્મલીલા પછી કોઈ રીતે સારી નહિ લાગે. ડૉકટર અનંગમોહને એટલો પાઠ તો સારી રીતે શીખવ્યો હતો. એવા દુર્દિવસે ઘૃણાની જ્વલેણ ફાંસ તેનું ગળું જકડી બેસશે અને પછી એની દોરી તે કયા હથિયાર વડે કાપી નાખી શકશે, વગેરે દુશ્ચિંતાનો તે કેમે કરી અંત જોઈ શકી નહિ. પરંતુ ગઈ કાલે મોડી રાતે ઉપેન્દ્રના રાજ સિંહાસન આગળ બેસીને બંનેનો સંધિપત્ર સ્વીકારાઈ ગયા પછી આજે ઊંઘ ઊડી જતાં કિરણમયી આ નિરીહ બાળક માટે કરુણા અને વ્યથાથી દુઃખી બની ગઈ; સાથે સાથે અવશ્યંભાવી ઘૃણાની બીકમાંથી મુક્ત થવા છતાં પણ જોરથી હાંફી ઊઠી.

એકાંત ઓરડીમાં બેઠી બેઠી તે નિઃશ્વાસ નાખતી વારંવાર એમ જ બોલવા લાગી: 'હવે મને ભય નથી---મને કશો ય ભય નથી. ભલે એને ચાહી નહિ શકું, પણ કંઈ નહિ તો સ્નેહવડે તેના મનની કાલિમા ઘણે અંશે ધોઈ તો નાખી શકીશ.' પરંતુ તેના ચિત્તમાં પાછો એક ભય ડોકાવા લાગ્યો—રખેને અગ્નિનો લોભ ખાળી ન શકવાને કારણે દિવાકર એક દિવસ પતંગિયાની જેમ વળી મરવા સુધ્ધાં કમર કસી કૂદી પડે! પોતાના રૂપના આકર્ષણમાં કેટલી ભયંકર શક્તિ હતી તે તેનાથી અજાણી ન હતી.

અને તેને યાદ આવ્યા તેના મૃતસ્વામી—જાણે શુષ્ક કઠોર મૂર્તિમંત વિદ્યાનું અભિમાન! વિજ્ઞાનનો સખત કોટ ચણી લઈ જેઓ અત્યંત સાવચેત રહી રાતદિવસ પોતાની સ્વતંત્રતાની રક્ષા કરી જીવતા હતા એવા તેના સ્વામી! તેમની પાસે તે એક દિવસ પણ જઈ શકી ન હતી તેમ છતાં તેના દિવસો

વીત્યા હતા. લખવા-વાંચવામાં, રસોઇ કરવામાં, સાસુનાં મેણાંટાણાં ખાઇને ઘરના કામકાજમાં દિવસ તો પસાર થઈ જતો; અને રાતે પરકાલની વિરુદ્ધ, આત્માની વિરુદ્ધ લડાઈ કરી, સાબિતીઓ આપી, ચીડ અને વ્યંગ-દ્વારા ઘરની દીવાલો સુધ્ધાં ઝેરથી ભરી દઈ થાકી લોથપોથ થઈ ક્યારેક તે સૂઈ જતી. વળી પાછી સવાર થતી ને પાછી રાત પડતી. આમ ને આમ મહિનાઓ પછી મહિના અને વરસો પછી વરસો ગબડાવ્યાં હતાં.

[ ૨૯ ]

સતીશની અરણ્યનિવાસની વ્યવસ્થા જો કે હજી કાયમ જ હતી, પરંતુ આ દરમિયાન તેની વૈરાગ્યની પ્રવૃત્તિ કેટલી અવળે રસ્તે ચઢી ગઈ હતી તે તો તેને જેણે બે માસ પહેલાં જોયો હોય તેને જ ખબર પડે.

જે માણસ સ્વેચ્છાએ દેશનિકાલની સજા સ્વીકારીને આ નિર્જન નિર્બાન્ધવ નગરીમાં એકાકી નિવાસ કરવા આવ્યો છે, તેનો આ વેશભૂષા પ્રત્યે આટલો બધો આકસ્મિક અનુરાગ જન્મ્યો હતો તેનું કારણ શું, અને શાથી પંખીઓનાં ગીતને બદલે પોતાનાં ગાયનની નોટ વળી પાછી પેટીમાંથી બહાર નીકળી આવી હતી. ફિડલ, સતાર, વાંસળી વગેરે વાદ્યો શાથી તેમના આદર રહિત સ્થાનનો ત્યાગ કરી થોડાક દિવસ થયાં ટેબલ ઉપર આવી જમા થયાં હતાં, અને તેના મુખ આંખની મલિન છાયા શી રીતે એકાએક અદૃશ્ય થઇ હતી—એ બધું વિચારવા જેવું હતું.

વસ્તુતઃ બે-ત્રણ માસ પૂર્વના સતીશને હજી એકાએક ઓળખવો ભારે હતું.

પરંતુ, આ આવડા મોટા અદ્‌ભુત પરિવર્તનનું અસલ કારણ અહીં સ્પષ્ટ કરી ન કહ્યું હોત તો ય ચાલત, પણ રખેને પાછા સાંતાલ પરગણાનાં અસાધારણ હવાપાણીનો ખ્યાલ કરી કંઈ કેટલા મૂઢ લોકો દોડી આવે એ જ માત્ર બીક છે.

એટલે એટલો ખ્યાલ કરાવી દેવો જરૂરી છે કે હજી એકે પક્ષ તરફથી વિવાહની વાત કાઢવામાં આવી નથી પરંતુ આત્મીય સ્વજનોની આગળ તેમના મનની વાત સ્પષ્ટ થવામાં બાકી રહી ન હતી.

સરોજિનીની માતા જગતતારિણીની ઇચ્છા સૌ કરતાં વધારે છે એ તો વરસેક પહેલાં જ કલકત્તામાં જણાઇ ગયું હતું. પરંતુ ઉત્કટતા અને વ્યાકુલતા સૌ કરતાં એમને વધારે હતી એનો અર્થ એ કે બધા માણસોમાં કેવળ તેમના જ મનમાં એવો સંશય હતો કે કોણ જાણે, તેમની ભણેલી અભિમાની કન્યા તેના સદાના સંસ્કાર અને સમાજથી દૂર થઇ સતીશનો સ્વીકાર કરવા કબૂલ થશે કે કેમ. એ પછી તરત જ તેઓ તેમના બાપને ઘેર શાંતિપુર ગયાં હતાં પણ પાછાં આવીને તેઓ જ એ વસ્તુ ચોક્કસ કરી નાખશે એવો ઇશારો તેમણે જતી વખતે કર્યો હતો.

તે કલકત્તાથી ભાગી આવી અજ્ઞાતવાસ કરતો હતો. સરોજિનીએ જ તેને શોધી કાઢ્યો હતો, એ વાત જ્યોતિષે માને કરી. પોતાની પુત્રીની દુર્ઘટનાની વાત સાંભળી તેમણે સતીશને માથે હાથ મૂકી તેને અસંખ્ય આશીર્વાદ આપ્યા. અને એ બહાને અંગ્રેજી ભણી અગ્રેજોની નકલ કરવાની ટેવને અસંખ્ય ગાળો સંભળાવી તેમણે કહ્યું: 'બાબા સતીશ, તેં જ એને બચાવી છે એ વાત એ લોકો ના ભૂલી જાય તો સારું. પણ જંગલમાં એકલા રહેવાની જરૂર શી? તું તો આ ઘરનો દીકરો જ છે. અમે અહીં છીએ એટલા દિવસ શું કામ અમારી સાથે આવીને ના રહે?'

સતીશે હસીને કહ્યું: 'ત્યાં ય મઝામાં છું, મા. ત્યાં કઇ મુશ્કેલી નથી.'

જગતતારિણીએ કહ્યું: 'ખાસ મુશીબતને માટે નથી કહેતી, બાબા, પણ એકલા રહેવામાં જ ઘણી મુશ્કેલીઓ પડે. અહીંયાં ઘણા ય ઓરડા ખાલી પડેલા છે, તું આવી પહોંચ. હવાપાણી તો ત્યાં જેવાં છે એવાં જ અહીં છે.'

સરોજિનીએ કહ્યું: 'પણ એ તો વટલાઇ જાય, મા.'

જગતતારિણી અંદરની વાત જાણતાં ન હતાં. મનમાં ખૂબ અકળાઇને બોલ્યાં:

'તું તો જબરી છોકરી છે, સરિ! કેમ, આપણે તે કોણ છીએ કે આપણે ત્યાં લોકો વટલાઇ જાય? ના, બાબા સતીશ, તું આનું કહ્યું માનીશ નહિ. અને જો એમ જ હોય, તો, ઉપીન વહુ લઇને અમારે ત્યાં રહી ગયો શી રીતે? એ શું વટલાયો નહિ? તું એમ કરીને ખોટો ગભરાવ નહિ, સરુ, કહું છું તને.'

સરોજિની મોં ફેરવી હસવા લાગી. સતીશ બોલ્યો: 'ના, મા. વટલાઉં

શાનો? હું તો લગભગ રોજ આવું છું, રાતે જમું છું ય અહીં.'

આ સાંભળી જગતતારિણી પુલકિત ચિત્તે બોલવા લાગ્યાં: 'તે આવ્યા કર, ભાઇ, અમે અહીંયાં છીએ એટલા દિવસ અમારી સાથે જ રોજ જમી જજે.' એમ બોલી તેઓ જમવાની વ્યવસ્થા કરવા ચાલ્યાં ગયાં.

સરોજિની બોલી: 'તમે તો મને સંગીત શિખવવાનું કહ્યું હતું ને?'

સતીશ બોલ્યો: 'હું રોજ આવું છું. શીખી શકો છો.'

સરોજિનીએ કહ્યું: 'તમો આવો છો કે તરત જ બધા ભદ્ર લોક તમારું સંગીત સાંભળવા આવી પહોંચે છે. એમાંથી જ મારે શીખી લેવાનું?'

સતીશે હસીને કહ્યું: 'નો એડમિશન' (દાખલ થવાની મના છે) કરીને ફટાક ઉપર દરવાન બેસારતાં નથી શું કામ?'

સરોજિનીએ જવાબ આપ્યો: 'એના કરતાં તો માએ કહ્યું એ જ કરો. એ જંગલમાં હવે પડ્યા ન રહો.'

જંગલમાં રહેવાનું કારણ બીજા ગમે તેને હજી કહી શકાય પણ સરોજિનીને તો કહી શકાય એમ હતું જ નહિ. એટલે સતીશ મૂગો જ રહ્યો.

સરોજિનીએ ફરી કહ્યું: 'વારુ, દાદાએ કહ્યું કે પાંચ–છ દિવસ પછી તેમને કલકત્તા જવું પડશે ત્યારે અમારી સંભાળ કોણ રાખશે?'

સતીશે પૂછ્યું: 'કેટલા દિવસ માટે જવાના છે?'

સરોજિનીએ કહ્યું: 'કંઈ નહિ તો સાત–આઠ દિવસ એમને ત્યાં રોકાવું પડશે.'

સતીશે કહ્યું: 'તો તો એની વ્યવસ્થા તેઓ જ કરતા જશે. અને એટલું બીવા જેવું ય એમાં શું છે? આપ સૌ તો અમ હિંદુ કુટુંબની જેમ 'અસૂર્યસ્પશ્યા' તો નથી, કે ઘરમાં પુરુષ ન હોય તો મુશ્કેલીમાં આવી પડો! આપ તો ઊલટા કેટલાક પુરુષોના—'

સરોજિનીનું મુખ ક્ષણવાર લાલચોળ થઈ ગયું. તે બોલી: 'અમે શું કરીએ છીએ, કહો જોઉં? પુરુષોના કાન કાપી લઇએ છીએ? કે અમે શું હિંદુના ઘરની સ્ત્રીઓ નથી?'

સતીશે બોદો પડ્યા વિના જલદી જલદી વાત પતાવવા સારું મોં ઊંચું કરી જોયું તો, સામે જ શશાંકમોહન બૅરિસ્ટરને લઈ જ્યોતિષ અંદર દાખલ થતો હતો. રોજની જેમ આજે પણ સ્ટેશને ફરવા જતાં જ્યોતિષે

જોયું હતું કે બેરિસ્ટર સાહેબ ફર્સ્ટક્લાસમાંથી ઊતરતા હતા.

અંદર દાખલ થતાં જ શશાંકમોહને સરોજિનીની ભણી હાથ લંબાવી એકદમ આગળ આવી હાથ હલાવી કુશળતા પૂછી. અને પોતાના આ અકસ્માત આગમનની કેફિયત રૂપે તેમણે કહ્યું—શાથી જે કલકત્તા તેમને એકદમ અસહ્ય લાગ્યું, શાથી જે કશો વિચાર કર્યાં વિના ફર્સ્ટક્લાસની ટિકિટ લઈ ટ્રેઈનમાં બેસી ગયા, તેનું કારણ હજુ પોતે પણ જાણતા નથી. ત્યાર બાદ પાસે એક ખુરસી ખેંચીને બેરિસ્ટર સાહેબ છૂટથી બોલ્યે ગયા, પરંતુ સરોજિનીના ફિક્કા પડી ગયેલા હોઠમાંથી સામાન્ય બે શબ્દો સિવાય કશું વધારે નીકળ્યું નહિ.

દસેક મિનિટ બાદ સતીશને ઊઠતો જોઈ તેમની દૃષ્ટિ એકાએક ખેંચાતાં ગરદન વાંસી કરી આશ્ચર્યપૂર્ણ કંઠે સરોજિનીને તેમણે પૂછ્યું: 'એમને ક્યાંય જોયા છે એમ લાગે છે!'

સરોજિનીનું ફિક્કું મોં ચમકી ઊઠ્યું, ટૂંકમાં તેણે કહ્યું: 'યાદ નથી ક્યાં જોયા હશે.'

થોડી વાર પછી જગતતારિણીએ સતીશને જમવા માટે બોલાવ્યો ત્યારે ખબર પડી કે સતીશ કોઈને કશું કહ્યા મૂકયા વિના ચાલ્યો ગયો હતો.

ત્યાર બાદ ત્રણ દિવસ સુધી સતીશને ન જોવાથી જગતતારિણી અંતરથી ક્રુદ્ધ અને ખિન્ન બની ગયાં હતાં. પુત્રને એકાંતમાં બોલાવી કઠોર રીતે પૂછ્યું: 'આ શશાંક અહીં કેટલા દિવસ રહેવાનો છે, જ્યોતિષ? હું કહું છું કે તું એને સ્પષ્ટ કહી નાખ કે એણે અહીં રહેવાની કંઈ જરૂર નથી.'

માતૃઆજ્ઞાનું જ્યોતિષે કેવી રીતે પાલન કર્યું કહી શકતો નથી. પણ જતાં પહેલાં જ શશાંકમોહન ચોક્કસ એટલું તો સમજીને જ ગયો કે જે આશાએ તે આવતો હતો તેની બિલકુલ શકયતા ન રહી હતી. અને સતીશ જ એ ભાગ્યવાન પાત્ર છે, એમ પણ જાણી લેવામાં બાકી રહી ન હતી.

સાહેબનું મોં કાળું પડી ગયું. પરંતુ એ આઘાત તેમણે ભદ્રરીતે ઝીલ્યો. એટલે સુધી કે જતી વખતે તેણે સરોજિનીને મળવાનો પ્રયત્ન પણ ન કર્યો.

ટ્રેનમાં બેસી ઊપડવાની જરાક જ પહેલાં એકદમ તેણે જ્યોતિષને પૂછ્યું: 'સતીશબાબુ ક્યાંક દાક્તરી શીખતા હતા, તે પૂરું થઈ ગયું શું?'

જ્યોતિષે માથું હલાવી કહ્યું: 'મને લાગે છે કે નથી થયું. હોમિયોપેથી સ્કૂલમાં થોડા દિવસ ભણ્યા હતા, માત્ર.'

'ઓહ! હોમિયોપેથી સ્કૂલ?' બોલી શશાંકે બીજી વાત કાઢી.

## [ ૩૦ ]

એકાએક સાઈની માંદગીનો તાર મળવાથી જગતતારિણીને તાબડતોબ શાંતિપુર જવું પડયું હતું. એટલે સતીશની આગળ વાત કાઢવાનો તે વખતે સુયોગ મળ્યો નહોતો. આજે તેને સારી પેઠે જમાડી વાત કાઢીશ એવો મનમાં સંકલ્પ કરી સવારે ઊઠતાં જ તેમણે મુનીમને નિમંત્રણ કરી આવવા માટે મોકલ્યો હતો.

એ દરમિયાન આ અણધાર્યો બનાવ બન્યો. જેનું આગમન સૌથી વધારે અપ્રિય હતું, તે શશાંકમોહન અકસ્માત સવારની ગાડીમાં આવી પહોંચ્યો. આ સાંભળી જગતતારિણીની ચીડનો કંઇ પાર રહ્યો નહિ. મનુષ્યની અત્યંત વાંચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવામાં એકાએક વિઘ્ન આવી પડે તો તેની શંકાનો કંઈ પાર રહેતો નથી એટલે, બરાબર એ જ વખતે સરોજિનીને બહારથી આવતી જોઇને એમના આખા શરીરમાં જાણે વિષની જ્વાળા વ્યાપી ગઈ હોય એવું લાગ્યું, શશાંક આમ અકસ્માત પાછો આવ્યો તેમાં વખતે આ અભાગણી છોકરીનો પણ કંઇ હાથ હશે—પોતાના બેરિસ્ટર છોકરા પર તો તેમને કદી પણ પૂરો વિશ્વાસ આવ્યો નહોતો. ખરું જોતાં, જગતતારિણીનો પણ વાંક કાઢી શકાય તેવું નથી. એમના હિંદુ આચાર-વિચારથી ભ્રષ્ટ સંતાનો સતીશની આચારપરાયણતા તરફ પ્રેમની નજરે જોઇ શકતાં નથી એ વાત તેમનું હૃદય કબૂલ કરી શકતું નહિ.

ધીરે ધીરે ઉપર જઈ તે પોતાની પથારીમાં સૂઈ ગયાં; સરોજિનીને પાસે બોલાવી. પુત્રીના મોં સામી નજર પડતાં જ જગતતારિણી વધારે ભડકી ગયાં.

થોડીવાર ચુપ રહી તે બોલ્યાં : 'સરિ, સતીશ કેમ ન આવ્યો, ખબર છે?'

સરોજિની બોલી : 'ના.'

પુત્રીનો આ અત્યંત સંક્ષિપ્ત ઉત્તર સાંભળી જગતતારિણી ઊઠીને બેઠાં થઈ બોલ્યાં : 'ના! નથી ખબર તો માણસ મોકલી ખબર કઢાવતાં શું થતું હતું? એ પણ શું મારે કહી બતાવવું પડે?'

સરોજિની મૃદુ કંઠે બોલી : 'દાદા કહે છે કે માણસ મોકલવાની કાંઇ જરૂર નથી.'

'કેમ જરૂર નથી એ મારે જાણવું છે. જા, હમણાં જ દરવાનને એના ખબર કાઢવા મોકલ.'

'દરવાન તો નથી, મા, દાદાએ એને ઉપીનબાબુ પર તાર કરવા મોકલ્યો છે.'

'ઉપીનબાબુ પર? ઓચિંતો એના પર તાર કરવાની શી જરૂર પડી?'

'મને બધી નથી ખબર, મા, તું દાદાને જ પૂછ.'

આમ કહી સરોજિની જાણે માની અવગણના કરી જતી રહી.

આ વખતે જગતતારિણીને એકાએક લાગ્યું કે જરૂર સતીશને કોઇએ ના કહી દીધેલી હોવી જોઈએ. આનું કારણ શું છે એ કોઈ જ મારી આગળ પ્રગટ કરવા ઇચ્છતું નથી, પરંતુ કારણ કોઇ ગંભીર હોવું જોઈએ એમાં બિલકુલ સંદેહ નથી, અને આ ભીષણ અનિષ્ટના મૂળમાં આ શશાંકમોહન જ છે અને એ ઇરાદાપૂર્વક જ તે ફરી અહીં આવી પહોંચ્યો છે એમાં પણ જગતતારિણીને બિલકુલ સંશય રહ્યો નહિ.

પરંતુ કારણ ગમે તેવું ભયંકર કેમ ન હોય, પરંતુ પોતે સ્વયં હાજર હોવા છતાં યે, પોતાનાં સંતાનો એમની અનુમતિ લીધા વગર જ સતીશને આવવાની ના સંભળાવી દે એ ખ્યાલ આવતાં જ એમનું ચિત્ત ક્રોધથી ભરાઈ ગયું?

તરત જ એલોકેશીને મોકલી જ્યોતિષને બોલાવી તેમણે પૂછ્યું: 'તેં સતીશને આ ઘરમાં પગ દેવાની મનાઇ કરી છે?'

જ્યોતિષ નવાઈ પામી બોલ્યો: 'ના. એવું તને કોણે કહ્યું?'

ઉપીનને તેં સતીશ વિષે તાર કર્યો છે?

'હા.'

—'સતીશે એવું શું કર્યું છે?'

જ્યોતિષ થોડીવાર શાંત રહી બોલ્યો: 'જે કર્યું છે તે જો સાચું હોય તો એની સાથે આજથી આપણો કોઇ જ સંબંધ નહિ રહે.'

'એ સમાચાર તને કોણે આપ્યા? શશાંકમોહને? દુષ્ટ માણસ, એના બોલવા પર મને તલપૂર પણ વિશ્વાસ નથી.'

જ્યોતિષ બોલ્યો: 'મને છે. પરંતુ જો તે અડધું પણ સાચું હોય તો પણ હું કહું છું મા, સતીશનો પડછાયો લેવામાં પણ આપણને ઘૃણા થવી જોઈએ.'

પુત્રના ઉત્તપ્ત કંઠસ્વરથી જગતતારિણી નરમ થઇને બોલ્યાં: 'ઠીક તો, મને ચોખ્ખેચોખ્ખું કહેને ભાઈ, શું થયું છે. સતીશે કંઇ ચોરી કરી નથી, કે ધાડ પાડી નથી, ખૂન કરીને પણ ભાગી આવ્યો નથી, કે એનો પડછાયો લેવામાં તમને ઘૃણા થાય? બાળક છે, ગેરસમજમાં કંઈ દોષ ભૂલ કરી નાખી યે હોય—ઘણા યે એવું કરે છે—સુધારી લેતાં કેટલી વાર?'

જ્યોતિષ માથું હલાવી બોલ્યો: 'ના મા, આ અપરાધ માફ થઇ શકે એવો નથી. સરોજિની તો નહિ જ માફ કરી શકે એટલું હું ચોક્કસ કહું છું.'

જગતતારિણીની જરા વિચાર કરીને બોલ્યાં: 'એવો શો અપરાધ છે?'

'કાલે કહીશ, મા. ઉપીનનો જવાબ ન મળે ત્યાં સુધી આ ચર્ચામાં પડવાની જરૂર નથી.'

આમ કહી જ્યોતિષ ફરી આગ્રહ થાય તે પહેલાં જ ઓરડામાંથી જતો રહ્યો.

બીજે દિવસ બપોરે લગભગ ત્રણેક વાગ્યાના સુમારે દરવાજા આગળ સાઇકલ ઊભી રાખી સતીશે બહારના બેઠકખાનામાં આવી પ્રવેશ કર્યો.

તેનું મોં શુષ્ક હતું, વાળ રૂક્ષ અને વિખરાયલા હતા; સૌનું ધ્યાન તે તરફ ખેંચાયું.

સરોજિનીએ ઊંચુ જોયું પણ કંઈ બોલી નહિ.

જ્યોતિષે પૂછ્યું: 'તમે માંદા પડ્યા છો કે શું, સતીશ બાબુ?'

સતીશ જરા હસવાનો પ્રયત્ન કરી બોલ્યો: 'ના.'

કોઈ જ આગળ કંઈ બોલ્યું નહિ એ જોઇ સતીશ મનમાં મનમાં નવાઇ પામ્યો. તે આખે રસ્તે વિચાર કરતો આવ્યો હતો કે આજે ઘરમાં પેસતાં જ કાલે નહિ આવવા માટે કંઇ કેટલો યે ઠપકો સાંભળવો પડશે. તેથી તેણે પછી ઘરની અંદર આગળ વધવાનું કરતાં જાતે જ કહ્યું: 'કાલના ગુના માટે પહેલાં માની માફી માગી આવું, પછી બીજું કામ.'

શશાંક અત્યાર સુધી તીવ્ર દૃષ્ટિએ સતીશની સામે જોઇ રહ્યો હતો, તે જ બોલ્યો: 'મા હમણાં ઊંઘે છે, એમને જગાડી માફી માગવાની એવી શી ઉતાવળ છે? જરા બેસો, તમારી સાથે કંઈ વાતો કરવાની છે.'

એના બોલવાના ઢંગ જોઇ સતીશ અત્યંત નવાઈ પામી બોલ્યો: 'મારી સાથે વાતો કરવાની છે?'

શશાંક બોલ્યો: 'જી હા, કમનસીબે એવું જ છે.'

પછી જ્યોતિષ તરફ જોઇ તે બોલ્યો: 'તમને ચોક્કસ ખબર છે કે હું એમનો એક પરમ સ્નેહી છું,—ના, ના, જ્યોતિષ બાબુ, ઊઠી ન જશો,—આ શું, તમે જ બધાં છટકી જશો તો કેમ ચાલશે? મારી જે ફરિયાદ છે તે તમારી સૌની રૂબરૂ જ કરવાની છે. બે ય જણ બેસો—'

આમ કહી તેણે સરોજિની તરફ એક કટાક્ષ કર્યો. પરંતુ સરોજિની એવી માથું નીચું ઘાલીને બેસી રહી કે તેને આમાંનું કંઈ જ દેખાયું નહિ.

શશાંક સામેના મેજ ઉપર હાથ ઠોકી બોલ્યો: 'બાળપણથી જ મારો સ્વભાવ છે કે જેમના પર સ્નેહ હોય તેમના સંબંધમાં કોઇ રીતે આંખો બંધ કરી ઉદાસીન રહી શકતો નથી. તેથી ગઈ કાલે સાંભળ્યું કે મને થયું કે આ તો સારું ન કહેવાય. સતીશબાબુના આ નિર્જન ઘરના જરા ખબર કાઢવા જોઇએ. તમે વખતે ગુસ્સે થશો સતીશબાબુ, પરંતુ હું યે મારા પોતાના સ્વભાવની વિરુદ્ધ તો જઈ શકું નહિ. કેમ, શું કહો છો, જ્યોતિષબાબુ?'

જ્યોતિષ મૂગો મૂગો નીચું મોં કરી બેસી રહ્યો. સતીશ પણ મૂગો મૂગો જોઈ રહ્યો.

બધા યે શ્રોતાઓની નીરવતા વચ્ચે શશાંકના ઉશ્કેરાટનો જુસ્સો આપોઆપ નરમ થઇ ગયો. તે ધાર્યા કરતાં વધારે સંયમયુક્ત કંઠે બોલ્યો:

'જ્યોતિષનો હું પરમ બંધુ છું એટલે આપને થોડાક પ્રશ્નો પૂછવાનો મને અધિકાર છે. તમને ખબર તો છે—'

વચમાં જ સતીશ માથું હલાવી બોલ્યો: 'ના, બંધુત્વની વાત હું બિલકુલ નથી જાણતો પરંતુ આપને શું પૂછવાનું છે તે કહો.'

શશાંક એક ઘૂંટડો ગળી બોલ્યો: 'મારે જાણવું છે કે તમે અહીં કેમ આવો છો ?'

સતીશ બોલ્યો: 'મારી મરજી. હવે બીજો પ્રશ્ન ?'

શશાંક જરા ગુંચવાઈ જ્યોતિષને ઉદ્દેશીને બોલવા લાગ્યો: 'સતીશબાબુનું કલકત્તાનું ઘર ખોળી કાઢતાં અમને ઘણુ મુશીબત પડી છે. રાખાલબાબુને તેઓ ઓળખે છે, તેમણે જ કહ્યું—'

સતીશની આંખો ભભૂકી ઊઠી, તે બોલ્યો: 'ચૂલામાં પડયા રાખાલબાબુ! તમારે શું કહેવું છે એ કહો ને!'

આ વખતે જ્યોતિષ મુખ ઊંચું કરી બોલ્યો: 'સતીશબાબુ, શશાંક મારા આગ્રહથી જ તમને પૂછે છે. મરજી ન હોય તો તમે જવાબ ન આપવા છૂટા છો. પરંતુ એમનું અપમાન ન કરશો. અમારી સાથે તમે જે વર્તણૂંક ચલાવી છે તે જોતાં તમને કંઈ જ ન પૂછવું એ ઉચિત હતું, પરંતુ માત્ર મારી માની ખાતર બધી વાત તમારે મોંએ એક વખત સાંભળવાની જરૂર પડી છે. ભલે. તો હું જ પૂછું છું;—સાવિત્રી કોણ છે ? અને તેની સાથે તમારે શો સંબંધ છે ?'

સતીશ પળવાર ચુપ રહી જોઈ રહ્યો, પછી બોલ્યો: 'સાવિત્રી કોણ છે તે મને ખબર નથી, જ્યોતિષબાબુ. પરંતુ, તેની સાથે મારે શો સંબંધ છે તેનો ઉત્તર દેવાનું મને આવશ્યક નથી લાગતું.'

'કેમ ?'

'કારણ કે, કહું તો પણ તમે કોઇ સમજી શકવાના નથી.'

'પરંતુ ગમે તે રીતે, પણ અમારે સમજવાની અત્યંત આવશ્યકતા છે. ભલે, તેને ક્યાં લાવીને રાખી છે એટલું જણાવશો તો હું નહિ સમજી શકું ?'

સતીશ જ્યોતિષના મોં પર તેની ભભૂકતી આંખો સ્થિર કરી શાંત કંઠે બોલ્યો: 'જુઓ, જ્યોતિષબાબુ, મેં કદી પણ ગાથે પડી આપ સૌની સાથે ઘનિષ્ટતા બાંધવાનો પ્રયત્ન કર્યો નથી, એટલે પ્રશ્નોત્તરના ઓઠા હેઠળ

કંઈક અપ્રિય બોલાચાલી કરવાની મને જરૂર લાગતી નથી. હું સમજી શક્યો છું કે શું બન્યું છે. એટલે, આપને જેટલું જાણવાની જરૂર છે તેટલું હું જાતે જ જણાવું છું. સાવિત્રી ક્યાં ગઇ છે તેની મને ખબર નથી. કેમ, શાથી, એ બધું બિલકુલ અનાવશ્યક છે. તો પણ આટલું તદ્દન સાચું છે કે સાવિત્રી ગમે તે હોય પણ જો તે પોતાની ઇચ્છાથી મને છોડીને જતી ન રહી હોત તો હું મરણ પર્યંત તેને શિરસાવંદ્ય કરી રાખત. આ વાત માત્ર તમારી જ સમક્ષ નહિ, પરંતુ આખી દુનિયાની સમક્ષ કબૂલ કરતાં પણ મને શરમાવા જેવું લાગતું નથી. આશા રાખું છું કે હવે આપને કંઈ પૂછવાનું નહિ હોય. હોય તો હું જવાબ નહિ આપી શકું.'

સતીશનો સુસ્પષ્ટ અને અતિ સંક્ષિપ્ત ઉત્તર સાંભળી સૌ એકી સાથે આંખો ફાડી જોઈ રહ્યાં, પથ્થરની મૂર્તિ પેઠે બેસી રહ્યાં. સરોજિનીના દેખતાં તેની આ અમાનુષી હૃદયહીન ધૃષ્ટતા તેની અસીમ નિર્લજ્જતાને પણ ખૂબ વટાવી ગઇ.

કેટલી યે વાર સુધી સ્તંભિતની પેઠે બેસી રહી જ્યોતિષે પ્રબળ પ્રયત્ને પોતાને સાવધ કરી લઇ માથું હલાવી કહ્યું: 'ના, મારે હવે તમને કાંઇ પણ પૂછવાનું રહેતું નથી. જે કંઇ હતું તે ઉપીનનાં જવાબથી પૂરું થઈ ગયું હતું. આ જુઓ—'

કહી તેણે તારનું કાગળિયું તેની સામે ફેંક્યું.

'ઉપીનદાનો તાર? ક્યાં છે, જોઉં?'

કહી સતીશે વ્યગ્રહસ્તે કાગળ હાથમાં લઈ લીધો. ગડી ઉઘાડી ધીરે ધીરે આખો તાર વાંચી લઈ કાગળ પાછો આપી પળવાર તે ચૂપ રહ્યો. પછી એક નિઃશ્વાસ નાખી બોલ્યો: 'બધું સાચું છે. મારા ઉપીનદા કદી પણ જૂઠું બોલતા નથી. ખરેખર હું સારો માણસ નથી, ખરેખર મારી સાથે કોઇએ પણ સંબંધ રાખવો ઉચિત નથી. કદાચ હું પોતે જ આ વાત મનમાં સમજી ગયો હોઈશ, અને એથી જ આ જંગલમાં એક દિવસ આવી રીતે નાસી છૂટચો હોઈશ.'

બોલતાં બોલતાં તેનો કંઠસ્વર જાણે મંત્રબળથી આંસુથી ભરાઈ ગયો હોય એમ ગદ્ગદ્ બની ગયો. પરંતુ કોઈ જ કાંઇ બોલ્યું નહિ, અને સતીશ પોતે પણ સ્તબ્ધ બની બેસી રહ્યો. પરંતુ બીજી જ ક્ષણે એક

છાતી ચીરી નાખતો દીર્ઘ નિઃશ્વાસ નીકળ્યો—સાથે સાથે તેને લાગ્યું કે એક અતિ જટિલ પ્રશ્નનો આજે ખૂબ અદ્ભુત નિકાલ થઈ ગયો. કાલે સવારે પણ જગતતારિણીનું નિમંત્રણ મળતાં તેના મનમાં સાથોસાથ કંઈ કેટલી યે ચિંતાઓ જાગી હતી. સરોજિનીનું હૃદય જીતવાની આકાંક્ષા પણ ઓચિંતી કોણ જાણે ક્યારે તેના અંતરમાં ઊઠી હતી, એ અત્યારે તેને યાદ ન આવ્યું એ સાચું, પરંતુ ઊંડે ઊંડે તેના અંતરમાં એ આકાંક્ષા તો હતી જ! નહિ તો આવું બને જ કેવી રીતે? આ અમૃત કયા સિંધુમંથનમાંથી નીકળ્યું હતું? સાવિત્રીને ગુમાવી બેઠો ત્યારથી આ સત્યનો તેને સાક્ષાત્કાર થયો હતો કે યુવતી રમણીનું મન પ્રાપ્ત કરવું એ એક વસ્તુ છે, પરંતુ એ પ્રાપ્ત કર્યું સાર્થક કરવું બીજી વસ્તુ છે. કારણ કે એ પ્રાપ્તિ જ્યારે નરનારીના એકાંત હૃદયમાં ગુપ્તપણે નીરવપણે સંપૂર્ણ બને છે ત્યારથી બહારના સંસારમાં તેનો પડઘો પડતો નથી, પરંતુ જે દિવસ આ સંસારની સંમતિ લીધા વગર એક ડગલું યે આગળ ભરવાનો કોઈ જ માર્ગ રહેતો નથી ત્યારે તે દિવસ દારુણ દુઃખનો નીવડે છે. આ પ્રાપ્તિ કેટલી કઠિન વસ્તુ છે, આ રત્ન કેવું દુર્લભ છે, બાહ્ય જગત એનો વિચાર સુદ્ધાં કરતું નથી—એ તો માત્ર પોતાનું શાસ્ત્ર, સમાજ અને લોકાચારનું નામ લઈ વિરોધ કરી બૂમરાણ મચાવે છે, વિઘ્ન નાખે છે, નિષ્ફળ કરે છે—આ જ માત્ર તેનું કાર્ય છે.

સરોજિનીને કદાચ તે ચાહે છે. સામા પક્ષ તરફથી પણ જો એવો જ જવાબ તૈયાર મળી જાય તો એની પ્રતિષ્ઠા તે ક્યાં કરશે? બંનેનો સમાજ જુદો છે. કાલે પણ તેના વૃદ્ધ પિતાનું ચિંતાતુર ગંભીર મુખ યાદ આવ્યું હતું, ઊીનદાદાના ઘરમાં શુષ્ક ભટ્ટાચાર્યનો શુષ્કતર તીવ્ર કંઠસ્વર હજારો વાર એને સંભળાયો હતો, મહોલ્લામાં રહેતા—મિત્ર શત્રુ સૌનાં માથાં તિરસ્કારથી ધૂણ્યાં હતાં અને એ ધૂનને તેના હૃદયને કેટલી યે વાર અસ્વસ્થ કરી મૂક્યું હતું. તેમ છતાં જગતના આ બધા વિરોધી માણસો એકસ્વરે 'ના' 'ના' કહેતા હોવા છતાં યે, માત્ર એક નિઃશબ્દ સરોજિનીનું લજ્જાવનત મુખ તેને બળપ્રદ બની રહ્યું હતું.

પરંતુ આજે હવે કોઈ ભય નથી, આટલે દિવસે અણધારી રીતે તમામ ગ્રંથિ, તમામ દુશ્ચિંતાનો નાશ થયો હતો. હાશ.

મનમાં મનમાં આ પ્રમાણે બોલ્યા કરી તેણે ચમડાને મોં ઊંચું કરી

જોયું, તો બધાં યે તેમનાં તેમ નીચું મોં કરી બેસી રહ્યાં હતાં. સરોજિનીના મુખ તરફ તેણે દૃષ્ટિ કરી, પરંતુ લગભગ કંઈ જ દેખાયું નહિ. પછી તે તેને જ સંબોધીને બોલ્યોઃ 'તમે—આપે મારા જૂના ઘરમાં એક દિવસ જેમનું લૂગડું સુકાતું જોયું હતું તેમનું જ નામ સાવિત્રી. મેં ધાર્યું હતું કે એક દિવસ હું પોતે જ બધી વાત આપને જણાવીશ, પરંતુ કદી એવી તક મળી નહિ, એવી હિંમત પણ ન ચાલી.'

આમ કહી તે ઊઠી ઊભો થઇ બોલ્યોઃ 'જ્યોતિષબાબુ, વાંક મારો છે. મને હમેશાં એ સમજાતું હતું, મારા મનમાં શાંતિ નહોતી.'

આમ કહી જરા વાર શાંત રહી તે બોલ્યોઃ 'તેમ છતાં, મેં કોઈપણ બાબતમાં કોઈની ય સાથે છેતરપીંડી કરી નથી. એવું મને આવડતું પણ નથી. એટલે, કહેવાનું પણ મારે કંઈ નથી.'

જ્યોતિષ ઊંચું મોં કરી કંઈ કહેવા ગયો, પરંતુ એના ગળામાંથી અવાજ નીકળ્યો નહિ.

સતીશે પોતે પણ જાણે એક કઠોર નિસાસો રોકી લીધો. તે બોલ્યોઃ 'હું જાઉં છું. મારી એક વિનતિ છે કે મારી ચર્ચા કરી આપ સૌ પોતાનાં મન દુઃખી કરશો નહિ. હું હવે કદી પણ કોઈ પણ બહાને આપની પાસે આવીશ નહિ—મને સૌ ભૂલી જજો.'

કહી ધીરે ધીરે તે જતો રહ્યો.

બીજે દિવસે બપોરે ભોજન પછી સરોજિની પોતાના મેડા પરના શયનગૃહની ઉઘાડી બારી સામે એક ખુરશી ખેંચી લઈ રસ્તા ભણી જોતી બેઠી હતી, એવામાં ઓચિંતું તેને લાગ્યું કે થોડે દૂર એક ભરેલા ગાડાની પાછળ બે માણસો માથે છત્રી ઓઢીને ધીરે ધીરે ચાલ્યા જાય છે; તેમાંનો એક જણ બિહારી છે. સરોજિની સાવધ બની સળિયા પકડી ઊભી થઈ. ગાડી ધીમે ધીમે તેની બારી પાસે આવતાં એક માણસે મોં ઊંચું કરી ઉપર નજર કરતાં જ સ્પષ્ટ દેખાઈ ગયું કે તે બિહારી જ છે. સરોજિનીએ હાથ હલાવી તેને બોલાવતાં જ બિહારી પોતાના સાથીદારને આગળ જવાનું કહી પોતે છત્રી બંધ કરી બારીની નીચે આવી ઊભો.

સરોજિની બોલીઃ 'બિહારી, પેસતાં જ ડાબે હાથે નિસરણી છે. ઉપર આવ.'

તે વખતે ઘરમાં સૌ બપોરની નિદ્રા કાઢતાં હતાં; બિહારીએ થોડા વખતમાં નિસરણી ચડી સરોજિનીના ઓરડામાં આવી તેને પ્રણામ કરી ચરણરજ જીભે, કંઠે, મસ્તકે ચડાવી.

સરોજિની મનમાં મનમાં તેને આશીર્વાદ આપી બોલી: 'તમારી ટ્રેન તો રાતે અગિયાર વાગ્યા પછી જાય છે—હજી તો ઘણો વખત છે. શેઠ સાથે છે, તે સરસામાન મજૂરને આપી ઉતરાવી રાખશે, તું જરા બેસ.'

પૂછ્યા વગર જ તેને સમજ પડી ગઈ હતી કે સતીશ અહીંથી મુકામ ઉઠાવી બીજે જઈ રહ્યો છે.

બિહારી પોતાની ચાદરના છેડે કપાળ પરનો પરસેવો લૂછી ભોંય પર બેઠો.

પળવાર સ્થિર રહી સરોજિની જાણે ભૂમિકા તૈયાર કરી બોલી: 'વાહ બિહારી, તું તો કદી બ્રાહ્મણની છોકરી આગળ જૂઠું બોલતો નથી!'

બિહારી જીભ કાઢી બોલ્યો: 'બાપ રે! તો તો આવી જ બન્યું, બેનબા! સાત જનમ કાશીમાં કાઢું તો યે એ પાપ ધોવાય નહિ.'

સરોજિની સ્નિગ્ધ દૃષ્ટિએ આ ગામડિયા ધર્મભીરુ વૃદ્ધની સામે જોઈ સ્નેહથી હસીને બોલી: 'એ તો હું જાણું છું, બિહારી કે તું કદી જૂઠું બોલતો નથી, પરંતુ હું જે પૂછું તે તારે કોઈને ય કદી કહેવાનું નથી—તારા શેઠને પણ નહિ.'

બિહારી બોલ્યો: 'મારે જરૂરે શી, બેનબા, કોઈને કહેવાની!'

સરોજિનીએ જરા મૌન રહી મૂળ વાત કાઢી, તેણે પૂછ્યું: 'વારુ, સાવિત્રી કોણ છે, બિહારી?'

બિહારી સરોજિનીના મોં સામે જોઈ બોલ્યો: 'મારી સાવિત્રી માની વાત પૂછો છો, બેનબા? નથી સમજાતું બેનબા, મારી એ દીકરી કયા શાપે પૃથ્વી પર જનમ લઈ આટલી દુઃખી થઇ રહી છે. આહ! મા મારી જાણે લક્ષ્મીની છબી!'

ઘણા દિવસથી બિહારીને સાવિત્રીનું નામ સુધ્ધાં જીભે આણવાનો પ્રસંગ મળ્યો નહોતો. તેનો કંઠસ્વર ગદ્‌ગદ્ થઈ ગયો અને દૃષ્ટિ અશ્રુજળે ઝાંખી બની ગઇ.

સાવિત્રીના નામ માત્રથી વૃદ્ધમાં આટલો બધો ફેરફાર થઈ ગયો એ જોઈ સરોજિનીને બહુ નવાઈ લાગી.

બિહારી હાથ વડે આંખો લૂછી નાખી બોલ્યો: 'દીકરી મારી જે દિવસે રાખાલ બાબુના છાત્રાલયમાં દાસીપદું કરવા આવી, ત્યારે લોકો સૌ જોઇને આભાં થઈ ગયાં! મોં ઉપર જાણે હસવું માતું નથી! રાખાલબાબુ મેનેજર અને હું તો માત્ર ચાકર, પણ મારી માને મન બધા યે સરખા—સૌની સરખી ચાકરી કરે. એકાદશીને દિવસે નિર્જળ ઉપવાસ કરે તો પણ કદી યે એનું મોં કરમાયેલું જોયું નથી, બેનબા!'

વૃદ્ધ જાણે ખરા અંતરથી બોલી રહ્યો હતો. તેથી એના આ અકૃત્રિમ ભક્તિભાવથી સરોજિની મુગ્ધ થઈ ગઇ.

બિહારી બોલવા લાગ્યો: 'બેનબા, શાસ્તરમાં લખ્યું છે, કે મા લક્ષ્મીએ એક વખત શી ખબર કંઈક અપરાધ કરવાથી નારાયણની આજ્ઞા થતાં દાસીવૃત્તિ કરી હતી, મારી મા પણ એવી જ રીતે જાણે કંઈક દોષને લીધે ચાકરી કરવા આવી અને ઘણું દુઃખ પામી છેવટે જતી રહી. જે દિવસે જતી રહી તે દિવસ મારા હૃદય સાથે આજે પણ ગુંથાઈ ગયેલો છે, બેનબા!'

સરોજિનીએ ધીરે ધીરે પૂછ્યું: 'તે અત્યારે ક્યાં છે, બિહારી?'

બિહારીએ પ્રશ્નનો તરત જવાબ ન દીધો, મોં સામે જોઈ મૂગો રહ્યો.

સરોજિનીએ ફરીથી પૂછ્યું: 'ખબર નથી, બિહારી?'

બિહારી આ વખતે માથું હલાવી બોલ્યો: 'ચોક્કસ નથી જાણતો, તો પણ જાણું તો છું. પરંતુ એ વાત કહેવાની એણે મનાઈ કરી છે, બેનબા, એટલે હું નહિ કહી શકું.'

સરોજિનીએ પૂછ્યું: 'મનાઈ શા માટે કરી છે?'

મનાઇ શા માટે કરી છે એ તો બિહારી પોતે પણ વિચાર કરવા છતાં કંઈ નક્કી કરી શકતો નહોતો. તેમ છતાં હમેશાં આ નિષેધ માનીને ચાલવું; તે સાજી છે કે માંદી, સુખમાં છે કે દુઃખમાં તે પણ ન જાણવું, તેને આ જીવનમાં ફરી નજરે જોવા ન પામવું—આ બધું બિહારીની નજરે કેટલું અઘરું હતું તેની એક તેને જ ખબર હતી. ખાસ કરીને જ્યારે કંઇ વાતચીતમાં તેના આ દીકરી વિરુદ્ધ સતીશનો તીવ્ર કુત્સિત ઈશારો થતો ત્યારે બધી હકીકત પ્રકટ કરી દેવા માટે તેના મનમાં જુસ્સાના વંટો-

બિયો ફરી વળતો, પરંતુ તેમ છતાં વૃદ્ધે હજી લગી તેના સોગન તોડ્યા નહોતા. કોઇ વખત અસહ્ય લાગ્યું છે તો તે વખતે પણ તેણે એનું જ માત્ર સ્મરણ કર્યા કર્યું છે કે સાવિત્રી જ્યારે જાતે થઇને આવું ભારે કલંક મૂગી મૂગી વહી રહી છે ત્યારે જરૂર એની અંદર કંઇક રહસ્ય છે—જે તેની બુદ્ધિને સમજાતું નથી. સાવિત્રી પ્રત્યેની તેની શ્રદ્ધા અને વિશ્વાસનો પાર નહોતાં.

પરંતુ આજે બીજું જ એક માણસ આ વાત જાણવા માટે ઉત્સુકતા બતાવવા લાગ્યું, ત્યારે બધી હકીકત ખુલ્લે ખુલ્લી કરી નાખવા તેના પ્રાણ ફૂદાફૂદ કરવા લાગ્યા.

થોડી વાર શાંત રહી તે બોલ્યોઃ 'કહું બેનબા, પણ તમે જે મારા શેઠને ન કહો તો.'

સરોજિની મનમાં મનમાં ખૂબ નવાઈ પામી. બિહારી જાણે છે, છતાં સતીશ નથી જાણતો, અને તેને કહેવાની ખાસ કરીને સાવિત્રીએ મનાઈ કરી છે,—આનું શું કારણ હશે તે તેને જ સમજાયું નહિ. તે બોલીઃ 'ના, બિહારી, હું કોઇને નહિ કહું, તું કહે.'

બિહારીએ બે-એક મિનિટ શાંત રહી કંઇક વિચાર કરી જોયો કે આમાં અસત્યનું પાપ તો નહિ લાગે ને. પછી ધીરે ધીરે બધો ઇતિહાસ તેણે ક્રમશઃ કહી દીધો.

સાવિત્રી સતીશને પ્રાણાધિક ચાહતી હતી અને એને લીધે જ રાખાલબાબુએ જેરથી બગી ઝઘડો કરી બાબુને છાત્રાલયમાંથી નીકળી જવાની ફરજ પાડી હતી અને સતીશબાબુ કોઇકોઈ વાર મદ્ય પણ પીતા વગેરે બધું જ એણે કહી દીધું.

બધી વાત સરોજિની મંત્રમુગ્ધની પેઠે સાંભળી રહી. કદાચ આટલી ચિત્તની એકાગ્રતાથી, આટલા ધ્યાનથી કોઇએ કદી યે કોઈની વાત સાંભળી નહિ હોય. જે રાખાલબાબુની પાસેથી શશાંકમોહને સમાચાર મેળવ્યા હતા તે માણસનો ઇતિહાસ પણ દૈવવશાત આજે સરોજિનીથી છૂપો રહ્યો નહિ.

સાવિત્રીનું ઘર ક્યાં છે, અથવા તેનું પિયર કે સાસરું ક્યાં છે એ બધી માહિતી બિહારી ન આપી શક્યો તો પણ તે બ્રાહ્મણની છોકરી છે, વિધવા છે, સુંદરી છે, લખતાં-વાંચતાં આવડે છે,—માત્ર નસીબના વાંકે દાસીવૃત્તિ કરવા આવી હતી એ વાત તેણે ફરી ફરીને કહી. તે બોલ્યોઃ

'પરંતુ આટલો પ્રેમ હતો છતાં યે બાબુ એનાથી વાઘની પેઠે બીતા હતા, દીદીમણિ! દારૂ પી ઘરમાં પગ દેવાની પણ એમની હિંમત ચાલતી નહિ. વિપિનબાબુ નામે બાબુનો એક બદજાત મિત્ર હતો, તેની સાથે ગાનવાદન કરવા બાબુ એક કુસ્થાને જતા—આવતા; સાવિત્રી માને કાને એ વાત પહોંચતાં જ બાબુનું જવું આવવું એકદમ બંધ થઈ ગયું. એની તાકાત નહોતી કે મારી સાવિત્રી માનું અપમાન કરી ફરી ત્યાં જાય!'

આમ કહી બિહારીએ ગર્વથી સરોજિનીના મોં સામે નજર કરી.

સતીશ ઉપર એક બીજી સ્ત્રીનો એટલો બધો અધિકાર છે એ સાંભળી સરોજિનીના હૃદયમાં જાણે શૂળ ભોંકાયું, તે પણ તેણે ધીરે ધીરે પૂછ્યું: 'વારુ, બિહારી, એનાથી આટલું બધું બીવાની સતીશને શી જરૂર હતી?'

બિહારી જેમ સમજ્યો હતો તેમ બોલ્યો: 'મારી મા ખૂબ રીસાળ માણસ છે, દીદીમણિ. એકલા મારા બાબુ જ નહિ, આખા છાત્રાલયનાં સૌ એનાથી બીતાં રહેતાં. એક દિવસની વાત કહું. તે દિવસે મોડી રાતે બાબુ ક્યાંથીક દારૂ પી એક દારૂની બાટલી સાથે લઈ ઘેર આવ્યા. એમણે ધારેલું કે આટલી રાતે સાવિત્રી જરૂર પોતાની ઓરડીમાં જતી રહી હશે. હું જાગતો હતો મેં બારણું ઉઘાડી આપ્યું. એમણે પૂછ્યું: સાવિત્રી નથી ને, બિહારી? મેં કહ્યું: બાબુ આજે એ અહીં જ છે—નથી ગઇ. આ સાંભળ્યું કે તરત દારૂની બાટલી રસ્તામાં ફેંકી દઇ ધીરે ધીરે ચોરની પેઠે ઘરમાં પેઠા. બીકથી નશોબશો પલવારમાં ઊતરી ગયો. બોલો જોઉં દીદીમણિ, એના સિવાય બીજું કોઈ શું કદી બાબુને અંકુશમાં રાખી શકવાનું છે?'

સરોજિની નિઃશબ્દ થોડીવાર બેસી રહી બોલી: 'સતીશબાબુ શું હજી યે દારૂ પીએ છે, બિહારી?'

બિહારીએ માથું ધુણાવી કહ્યું: 'ના. પછી ફરી શરૂ કરી દેતાં કેટલી વાર, બેનબા! એથી તો આ બે દિવસથી એ જ ચિંતા કર્યા કરું છું કે આ દુઃખના દિવસોમાં મારી સાવિત્રી મા જો એક વખત આવી જાય તો કેટલું સારું!'

સરોજિનીએ ઉત્સુક થઇને પૂછ્યું: 'કેમ બિહારી?'

બિહારી બોલ્યો: મને પૂરી ખબર છે કે બાબુનું મન બગડે કે તે તરત દારૂ પીવાનું કરે છે. એક ઉપીનબાબુથી બીએ છે, પણ એની સાથે

ય શી ખબર શું થયું છે! એક રાતે તેમણે ઘરમાં પગ દેતાં જ ઓચિંતી સાવિત્રીને જોઈ—અને તરત પાછા વળી ગયા, ત્યારથી કોઈ કોઈનું નામ લેતું નથી. તો હવે કહો જોઈ બેન, સાવિત્રી વગર બીજું કોણ બાબુને સાચવી શકે તેવું છે?'

જરા થોભી તેણે બોલવા માંડયું: 'માંદગીના ખબર સાંભળ્યા ત્યારથી આ પાંચ–છ દિવસ બાબુએ કેવી રીતે વિતાવ્યા છે એ મેં નજરે જોયું છે. પરમ્ દહાડે ઊંઘમાંથી ઊઠી તારના સમાચાર વાંચી કોકડું વળી પડ્યા તે આખો દિવસ ઊઠ્યા નહિ. પછી રાતની ગાડીએ ઘેર જતા રહ્યા. મને માત્ર એટલું કહેતા ગયા કે બિહારી, તું બધું લઈ કરીને આવતો રહે.'

સરોજિની વ્યગ્ર બની બોલી: 'કોની માંદગી, બિહારી!'

બિહારી નવાઇ પામી બોલ્યો: 'જતી વખતે બાબુ તમને કોઈને કહી ગયા નથી, દીદીમણિ?'

સરોજિની માથું હલાવી બોલી: 'ના, કોણ માંદુ છે?'

બિહારી નિઃશ્વાસ નાખી બોલ્યો: 'તો ભૂલથી એમ ને એમ સીધા જતાં રહ્યા લાગે છે, અહીં આવ્યા નહિ હોય. જે દિવસે સવારે અહીં ભોજન લેવા આવ્યા હતા, તે જ દિવસે કાગળ આવ્યો બુઢ્ઢા બાબુ માંદા છે. તેથી પછી અહીં જમવા આવી શકયા નહિ. તાર કરી આખો દિવસ પોતે પોસ્ટ ઑફિસમાં જ ઊભા ઊભા વિતાવ્યો, પરંતુ કંઇ જ સમાચાર આવ્યા નહિ. પછી પરમ દહાડે સવારે એકદમ છેલ્લા ખબર આવ્યા. રાતની ગાડીએ બાબુ ઘેર જતા રહ્યા.'

સરોજિની ચમકી પડી: 'સતીશબાબુના પિતા ગુજરી ગયા છે?'

બિહારી બોલ્યો: 'હા, દીદીમણિ.'

સરોજિનીની આંખે પણ જળ આવી ગયું હતું. તે બોલી: 'હવે સતીશબાબુ સુધરી જાય એવું પણ બને, બગડશે જ એવી તને શાથી બીક લાગે છે, બિહારી?'

બિહારી બેધ્યાનપણે બોલ્યો: 'શી ખબર!'

પછી ઊંચું જોઈ બોલ્યો: 'તમારા મોંમાં સાકર, બેનબા! બાબુ સુધરી જ જાઓ—ફરી એ તરફ એમનો પગ ન ઊપડો.' પરંતુ જતી વખતે ગાડીમાં બેસતાં એ કહે કે હાશ એ રીતે નિરાંત થઈ બિહારી, સંસારમાં હવે કોઈને ય માટે ચિંતા કરવાની રહી નહિ. તમને સાચું કહું છું, દીદી-

મણિ, એ શબ્દો યાદ આવે છે ને છાતીમાં કંઈ કંઈ થઈ જાય છે. હવે હાથમાં પૈસો ટકો આવશે—દોસ્તદારો પણ બાબુના બધા સારા નથી—અવળે રસ્તે જતાં હવે કોણ રોકી શકશે? રોકી શકે એવી એક મારી સાવિત્રી છે.'

કહી બિહારીએ અજાણે પોતાના શ્રોતાના હૃદયમાં તપ્ત શૂળ ઘોંચી બે હાથ જોડી માથે અડકાડયા.

સરોજિની આઘાત સહી લઈ મૃદુ કંઠે બોલી: 'ઠીક તો, બિહારી, એમને આવવા માટે કાગળ કેમ લખતો નથી?'

બિહારી બોલ્યો: 'સરનામાની ખબર નથી. જાતે જો કાશી જઈ શકું તો ગમે તેમ કરી શોધી કાઢી પાછી લઈ આવું, પરંતુ મારામાં તો એવી શક્તિ નથી—બાબુને એકલા છોડી જવાને પણ મન માનતું નથી. અને વળી હું કદી યે કાશી ગયો નથી, એ દેશ શી ખબર કેવો હશે.'

કહી બિહારીએ નિરાધારની પેઠે સરોજિનીની સામે જોયું. સ્પષ્ટ સમજાઈ ગયું કે સતીશનો આ પરમ હિતેચ્છુ વૃદ્ધ નોકર શેઠના અવશ્યંભાવી અમંગલની આશંકાથી વ્યાકુળ બની તેની પાસેથી મૂગો મૂગો આશ્વાસન માગી રહ્યો છે. પરંતુ સરોજિનીએ તેને કંઈ જ આશ્વાસન આપ્યું નહિ,—માત્ર મૂગી મૂગી જોઈ રહી.

'તો આજે જાઉં, દીદીમણિ!'

કહી બિહારીએ ઊભા થઈ સરોજિનીના પગ આગળ નીચે નમી પ્રણામ કર્યાં અને ફરીથી ચરણરજ લઈ તે ત્યાંથી જતો રહ્યો. પરંતુ, બીજી જ પળે એકદમ પાછો આવી હાથ જોડી સામે ઊભો.

'શું છે, બિહારી?'

'એક અરજ કરું, દીદીમણિ?'

સરોજિની મહા પ્રયત્ને એક મ્લાન હાસ્ય કરી બોલી: 'શું કહેવું છે?'

બિહારી તે જ પ્રમાણે હાથ જોડેલા રાખી કરુણ કંઠે બોલ્યો: 'હું રબારી અભણ માણસ, તેમાં પાછો બુઢ્ઢો થયો. કંઈને બદલે કંઈ બોલી નાખું તો દોષ નહિ જુઓ ને?'

સરોજિનીની આંખોમાં આંસુ આવી પડયાં. પરંતુ મહાપ્રયત્ને તે રોકી રાખી માથું ધુણાવી તેણે કહ્યું: 'ના.'

પછી બિહારી ખૂબ જ કરુણ કંઠે બોલ્યોઃ 'મને ખબર છે તમારું વચન પણ બાબુ કદી પાછું નહિ ઠેલી શકે—તમે પણ ધારો તો બાબુને દુઃખને વખતે બચાવી શકો. પરંતુ મારું મન કહે છે જાણે તમે તેમનો ત્યાગ કર્યો છે, મા!'

બિહારીએ આ પહેલી જ વાર સરોજિનીને મા કહીને સંબોધી. 'મા' કહીને કામ કઢાવી લેવાની યુક્તિ બુદ્ધાને સરસ આવડતી હતી.

સરોજિનીનાં આસુ હવે ખાળ્યાં રહ્યાં નહિ, બંને આંખોમાંથી ટપ ટપ અશ્રુબિંદુઓ એ વૃદ્ધના દેખતાં જ ખરવા માંડ્યાં. પરંતુ ઝટપટ તે લૂછી નાખી બોલીઃ 'ના, બિહારી, મારાથી કંઇ નહિ બને,—હું હવે તેમની કોઇ વાતમાં માથું મારવાની નથી.'

બિહારી માથું ધુણાવી બોલ્યોઃ 'મા કહીને બોલાવી છે; હું તમારા દીકરા જેવો છું. દોષ વાંક એમનો ગમે તે થઈ ગયો હોય, હું એની માફી માગું છું.'

કહી બિહારીએ નીચે નમી સરોજિનીના પગની રજ માથે લઈ કહ્યુંઃ 'પરંતુ તમે તો મારા બાબુને ઓળખો છો! આ દુઃખના દિવસોમાં રીસ ચડાવી તમારે હાથે એમને મરવા હું કદાપિ નહિ દઉં, મા!'

સરોજિનીની ભયંકર રીસ ગળી ગઈ, સતીશને માફ કરવા તે તૈયાર થઈ ગઈ પરંતુ સાથે સાથે વૃદ્ધના મોંએ સાંભળેલો સાવિત્રીનો સમસ્ત વૃત્તાંત યાદ આવતાં તેનું પીગળેલું ચિત્ત આંખના પલકારામાં ફરીથી સુકાઈને જડ બની ગયું.

તે માથું હલાવી શાંત કઠોર સ્વરે બોલીઃ 'ના, બિહારી, તું બીશ નહિ. સાવિત્રી આવતાં જ ફરી બધું બરાબર થઇ જશે પરંતુ મારાથી તમારું કંઈ જ કામ થઇ શકવાનું નથી.'

આ નિષ્ઠુર જવાબને માટે બિહારી બિલકુલ તૈયાર નહોતો. એના પોતાના સર્વજયી પ્રેમની તુલનામાં આ શુદ્ધ કંઠસ્વર એવો કઠોર લાગ્યો કે તે થોડીવાર સુધી વિહ્વળની પેઠે માત્ર જોઈ જ રહ્યો. પછી આગળ એક અક્ષરે ઉચ્ચાર્યા વગર, ફરીથી પ્રણામ કરી તે જતો રહ્યો.

ક્ષય રોગનો ભોગ બનેલી સ્ત્રીને લઇ પાંચ–છ મહિના નૈનિતાલ રહ્યા પછી માત્ર થોડાક જ દિવસ થયાં ઉપેન્દ્ર બકસાર પાછો આવ્યો છે. સુરબાલાની એ અંતિમ ઇચ્છા હતી.

તે દિવસે સાંજ પછી દીવાના શાંત ઉજાસ તરફ બહુ વાર સુધી મૂગી મૂગી જોઈ રહ્યાં પછી આ પરલોકની યાત્રી ધીરે ધીરે પતિના હાથ ઉપર જમણો હાથ મૂકી બોલી: 'તમારા વચન પર મને કદી પણ વહેમ આવતો નથી. મને આજે પૂછું તેનો સાચેસાચો જવાબ આપશો? પટાવશો તો નહિ ને?'

ઉપેન્દ્ર મરવા પડેલી સ્ત્રીના મોં ઉપર ઝૂકી પડી બોલ્યો: 'શું પૂછવું છે?'

સુરબાલા પળવાર ચુપ રહી બોલી: 'તમને હું ફરી પાછા પામીશ?'

ઉપેન્દ્ર સ્ત્રીના મસ્તક ઉપરથી વિખરાયેલા વાળ ખસેડતો શાંત દૃઢ સ્વરે બોલ્યો: 'જરૂર પામીશ.'

'વારુ, કેટલા દિવસમાં પામીશ? હું તો હવે આ ચાલી—પરંતુ એટલા દિવસ કયાં તમારી રાહ જોતી બેસી રહીશ.'

'સ્વર્ગમાં. ત્યાંથી તું હમેશાં મને જોઈ શકીશ.'

'પરંતુ એકલી કેવી રીતે રહીશ હું? વારુ, દાક્તરોએ સૌએ હાથ ઉડાવી લીધા છે? હું બચું એવી કોઇ જ દવા નથી? હું નહિ હોઉં તો તમને શી ખબર કેટલું દુઃખ પડશે!'

આંખનાં આંસુ ઉપેન્દ્ર કોઈ રીતે રોકી શકયો નહિ—ટપ ટપ કરતાં સુરબાલાના કપાળ ઉપર અશ્રુબિંદુ પડયા.

સ્ત્રીનું આખું અંતર વલોવાઇ, પોકાર ઊઠયો: 'ભગવાન! પતિના અંતરમાં આટલો બધો પ્રેમ આપ્યો, પરંતુ સાથે એટલી શક્તિ ન આપી કે સ્નેહપાત્રને એક દિવસ પણ રોકી રાખી શકે!

સુરબાલા પોતાનો દુબળો હાથ ઊંચો કરી પતિની આંખો લૂછી નાખી બોલી: 'તમો રડો એ હું સહી શકતી નથી,—મારું એક બીજું વચન માનશો?'

ઉપેન્દ્રે માથું હલાવી કહ્યું: 'હા.'

સુરબાલા બોલી: 'તો મારી નાની બેન શચીની સાથે નાના ઠાકુરપોનાં લગ્ન કરજો. મેં ઘણા દિવસથી એમને જોયા નથી. બે-ચાર દિવસ નહિ ભણે તો શું નુકશાન થવાનું છે,—જરા કલકત્તાથી આવવા તાર કરી દો ને.'

ઉપેન્દ્રની છાતીમાં ફરી શૂળ ભોંકાયું. દિવાકર પર સુરબાલાને કેટલો પ્રેમ હતો તેની તેને ખબર હતી, તો પણ એની છેલ્લી ઇચ્છા પૂર્ણ કરવાનો કોઈ રસ્તો નહોતો. દિવાકરની પરમ કીર્તિ તેણે હંમેશાં પત્નીથી છુપાવી રાખી હતી, આજે પણ તે જાહેર કરી નહિ. તાર કરવાનો આગ્રહ ઉડાવી દઇ તે બોલ્યો: 'પરંતુ એની સાથે શચીને પરણાવવાની પહેલાં તો તારી ઇચ્છા નહોતી, માત્ર મારે લીધે જ છેવટે તેં હા કહી હતી. આજે હવે મારો પોતાનો મત બદલાઈ ગયો છે, શચીને હું ખૂબ સરસ ઠેકાણે પરણાવીશ, પરંતુ આ વિવાહ કરવાથી કંઇ લાભ નથી, સુરો.'

સુરબાલા બોલી: 'ના, એ નહિ બને. નાના દિયરજીની સાથે જ શચીને પરણાવજો.'

ઉપેન્દ્ર જરા નવાઈ પામી બોલ્યો: 'શા માટે?'

સુરબાલા બોલી: 'એનું મોં જોઈ તમે કદી પણ અમારા સ્વજન મટી જઇ શકવાના નથી. અને વળી, એ ઘરમાં હશે તો તમારી સેવા–ચાકરી કરી શકશે.'

ઉપેન્દ્ર બેધ્યાનપણે બોલ્યો: 'બનશે તો તેમ કરીશ.'

*

ખાસ કરીને તો 'થાકોબાબા' ના ત્રાસથી જ બિહારી ગભરાઇ ગયો હતો. એ તાંત્રિક સંન્યાસી હતા, સિદ્ધ પુરુષ હતા. સતીશના મંત્રદાતા ગુરુ હતા. આઠે પહોર દારૂ અને ગાંજામાં મિજાજ દૂર્વાસા જેવો રાખતા. મોં એટલું ખરાબ હતું કે માત્ર ક્રોધથી નહિ, એમની તબિયતનો બહાર જોઇને ય કાનમાં આંગળાં ઘાલવાં પડે.

પરંતુ તાંત્રિક સિદ્ધ પુરુષોનું તો આ જ એક લક્ષણ છે. વળી તે સતીશના ગુરુ હતા!

બિહારીને પોતાને પણ એમના તરફ ભક્તિ માન ઓછાં નહોતાં; પરંતુ એ તો હું પહેલાં જ કહી ગયો છું કે સતીશનું કંઈ પણ અનિષ્ટ થવાની ગંધ આવે તો બિહારી હિતાહિત ભાન ભૂલી જતો.

બહાર એ વખતે બાજુના ઓરડામાં અકસ્માત બિહારીનો કંઠસ્વર સાંભળી સતીશ આનંદથી વિસ્મયથી ચંચળ બની ગયો.

તેણે બૂમ પાડી: 'બિહારી છે કે?'

બિહારીએ બારણા આગળ આવી જવાબ દીધો: 'જી હા!'

'ગુરુબાબા'નું મુખ શ્યામ થઈ ગયું. તે બોલ્યા: 'આ બેટો વળી પાછો આવ્યો? તે સાળો આ ઓરડામાં કેમ પેઠો?'

આ જ ઓરડામાં તેમની રાત્રિચક્રની તૈયારીઓ ચાલતી હતી.

સતીશે આ બધા પ્રશ્નોના જવાબ દીધા સિવાય બિહારીને પૂછ્યું: 'તું ઘેર ગયો હતો કે શું?'

બિહારી બોલ્યો: 'જી ના, કાશી ગયો હતો.'

'કાશી? કાશી શા માટે?'

'માને તેડી લાવવા.'

સતીશ ચમકી પડ્યો. બિહારી કોને મા કહે છે, તેની તેને ખબર હતી. તે બોલ્યો: 'તે કાશીમાં રહે છે શું?'

'જી, હા.'

'તને ઠેકાણાની ખબર હતી?'

બિહારી બોલ્યો: 'ના, પરંતુ મને ખાતરી હતી કે મા ગમે ત્યાં હોય પણ બાબાના મંદિરમાં કોઈ દિવસ મેળાપ થયા વગર નહિ રહે.'

'મેળાપ થયો?'

'જી, હા.'

સતીશની છાતીમાં કંઈ કંઈ ઊથલપાથલ મચી ગઈ. થોડી વાર શાંત રહી પોતાને સ્વસ્થ કરી લઈ તે શુષ્ક સ્વરે બોલ્યો: 'પણ મને કહ્યા વગર તું ત્યાં ગયો એ સારું ન કર્યું. તમને લોકોને લાજ–શરમ, માન–વિવેક કશાનું ભાન નથી,—તને આવેલો જોઈ તારી સાથે એ જો ચાલી આવી હોત તો આજે તું કેવી આફતમાં આવી પડત, કહે જોઉં?'

બિહારી મૂગો બની ઊભો રહ્યો.

સતીશે પછી પોતે જ બોલવા માંડ્યું: 'ઘરમાં પેસવા જ ન દેત—બારણેથી જ દરવાન પાસે ધક્કો મરાવી બહાર કાઢી મુકાવત. એને લાવી તું આ રીતે કેવી મુશીબતમાં આવી પડત તેનો તો વિચાર કરી જો. અમથા લોકો તમને ગાંડા ગોવાળા કહે છે! ઠીક જા, ખાવાપીવાનું કર.

કાલીચરણ, એક સરસ મોટી પ્યાલી ભરી આપ તો, ભાઈ !'

હુકમ થતાં જ કાલીચરણે એક પ્યાલી મુખ્ય સાધકના હાથમાં લાવી મૂકી.

બિહારી ધીમે સ્વરે બોલ્યોઃ 'બાબુ, મા જરા આપને બોલાવે છે !'

સતીશ પાત્ર મોઢે માંડવા જતો હતો, ચમકી પડ્યો, બોલ્યોઃ 'કોણ બોલાવે છે કહ્યું ?'

બિહારી બોલ્યોઃ 'મા.'

સતીશ હતબુદ્ધિની પેઠે હાથમાંનું પાત્ર ફૂલદાનીમાં ઊંધું વાળી દઈ બોલ્યોઃ 'તારી સાથે આવી છે ? તો પહેલાં બોલ્યો કેમ નહિ ?'

બિહારી એનો જવાબ દીધા વિના ફરીથી બોલ્યોઃ 'તેઓ હમણાં જ બોલાવે છે.'

સતીશ અવાજ જરા નરમ કરી બોલ્યોઃ 'તું જઈને કહે, જા, બિહારી, કે બાબુને તાવ આવ્યો છે, તેથી બહારથી કેટલાક મિત્રો તેમને જોવા આવ્યા છે. અડધા કલાક પછી આવું છું, જા કહે.'

બિહારી પોતાના હાથ નજીકનું બારણું આંખના ઈશારાથી બતાવી ધીમે ધીમે બોલ્યોઃ 'મા, અહીં ઊભાં રહ્યાં છે, જરા બહાર આવો.'

સતીશે ચમકીને બોલ્યા વગર આંગળી કરી પ્રશ્ન કર્યો : 'આ ઓરડામાં ?'

બિહારીએ માથું હલાવી જવાબ દીધોઃ 'અહીં જ.'

સતીશે તરત જ બે-ત્રણ લવીંગ ઇલાયચી મોઢામાં નાખી દઈ ઊઠીને ધીરે ધીરે બહાર આવી જોયું તો તેના બાજુના બારણાની પાછળ જ સાવિત્રી વસ્ત્રના છેડાથી દેખાઈ આવતી હતી. તેણે કાનોકાન બધું સાંભળ્યું છે એમાં હવે કોઈ સંશય રહ્યો નહિ. મૂર્ખ બિહારીને બે ય ગાલે તમાચા ચોડી દેવાની એને ઇચ્છા થઈ.

સાવિત્રી ડોકિયું કરીને જોઈ ધીમે ધીમે બોલીઃ 'અંદર આવો !'

આ કંઠસ્વરના સૂરની સાથે તેના હૃદયના તમામ તાર બંધાયેલા હતા,—બધા યે એક સાથે ઝણઝણી ઊઠ્યા.

સતીશે અંદર પગ દેતાં જ સાવિત્રી બોલીઃ 'તાવ આવ્યો છે કહેતા હતા ને ?'

સતીશે માથું હલાવી કહ્યુંઃ 'આવ્યો જ છે તો.'

'ક્યાં ? જોઉં.'

કહી સાવિત્રીએ પાસે આવી હાથ લંબાવી સતીશના કપાળ ઉપરની ગરમી જોઇ ચમકીને કહ્યું:

'હા,—તાવ આવ્યો છે! ડીલ તો અંગારે બળે છે—ચાલો, હું પથારી કરી આપું, અંદર જઇને સૂઇ જાઓ, ચાલો. બિહારી, બાબુના ખંડમાં દીવો કરી આવ.'

કહી સાવિત્રી ત્રીજા માળની નિસરણી તરફ આગળ વધી. તેણે ઘરમાં આવતાં જ બાબુનું શયનગૃહ ક્યાં છે એ બિહારીને પૂછી લીધું હતું.

પલંગ ઉપર પથારી તૈયાર જ કરેલી હતી, માત્ર છેડા વડે જરા સાફ કરી દેતાં જ સતીશ શાંત બાળકની પેઠે આંખો મીંચી સૂઇ ગયો. ઓશીકા અને પગ આગળની બંને બારીઓ બંધ કરી દઈ સાવિત્રીએ બિહારીને પૂછ્યું: 'સાધુ ક્યા ખંડમાં રહે છે?'

બિહારીએ બાજુનો ઓરડો બતાવ્યો. સાવિત્રી બોલી: 'એમનું જે કંઇ હોય તે બધું નીચે આપી આવ, બિહારી, બહારના ઓરડા તો બધા ખાલી પડી રહ્યા છે—એમાંના ગમે તે એકમાં એ નિરાંતે રહી શકશે.'

બિહારી જતો હતો, તેને બોલાવી સાવિત્રીએ કહી દીધું: 'હમણાં જે લોકો બાબુને મળવા આવ્યા હતા તે બધાને ય પોતપોતાને ઘેર જવાનું કહી દે. કહે કે બાબુને વધારે તાવ આવ્યો છે એટલે નીચે આવી શકશે નહિ.'

સતીશે એક પણ વાતમાં ભાગ લીધો નહિ; મોં બંધ કરી પડી રહ્યો.

બિહારી બહાદુરીથી હુકમનું પાલન કરવા ઊપડ્યો એટલે સાવિત્રી બોલી: 'ફરી ઊઠશો નહિ. હું જમવાની બધી વ્યવસ્થા કરીને આવું છું.'

કહી બારણું બંધ કરી ધીમે પગલે ચાલી ગઇ.

તેને બીક હતી કે 'સ ધુવાળા' કદાચ તોફાન મચાવશે, તેથી ખબર ન પડે તેમ આવીને બારણા પાછળ ઊભી હતી.

બીજી જ ક્ષણે સામેના બારણેથી પ્રવેશ કરી બિહારીએ ઘાંટો પાડી કહ્યું: 'માએ કહેવડાવ્યું છે કે તમે સૌ પોતપોતાને ઘેર જાઓ, બાબુને વધારે તાવ આવ્યો છે, હવે તેઓ નીચે આવી શકશે નહિ.'

પછી 'થાકો બાબા'ને ઉદ્દેશીને તે બોલ્યો: 'તમારો સરસામાન બધો નીચે નિવારણની જોડના ઓરડામાં મૂકવાનો માએ હુકમ કર્યો છે. તમારે ત્યાં જ રહેવાનું છે.'

'બાબા'ની ઉગ્રતા પ્રકટ થઈ નહિ. તેમણે શાંત ભાવે પૂછ્યું: 'મા કોણ છે, બિહારી?'

બિહારીએ કટુસ્વરે જવાબ દીધો: 'એની તમારે શી પંચાત બાબા? કહું છું તે કરોને—નીચે જાઓ.'

પછી મનમાં મનમાં બોલ્યો: 'કોણ છે તે હવે ખબર પડશે. મફતનો ગાંજો દારૂ પી પાવડી છૂટી મારવાનું તમારું કાલે બહાર કાઢી નાખીશ.'

બધા યે મૂઢ બની એકબીજાનાં મોં સામું જોઈ ઊઠવા લાગ્યા. કોઈ કાંઈ સમજી શક્યું તો નહિ, પરંતુ હુકમ ખરેખર હુકમ રૂપે બેધડક સ્વરે બહાર નીકળે છે, એટલે પછી તે ગમે તેના મોંમાંથી નીકળતો હોય, પણ માણસ કેવી યે રીતથી ચોક્કસ સમજી જાય છે કે એની અવગણના નહિ થઈ શકે.

બિહારીએ રસોડામાં આવીને જોયું તો સાબિત્રી રસોયાની પાસે દૂધ ગરમ કરાવી રહી હતી. તે બોલ્યો: 'રાત પડી ગઈ, હજી તમે તો સ્નાન-પૂજા પણ કર્યાં નથી, મા. આખો દિવસ ગાડીમાં ટીપું પાણી સુધ્ધાં લીધું નથી,—ચાલો, પહેલાં તમને નહાવાની જગા વગેરે બધું બતાવી દઉં, એટલામાં બાબુનું દૂધ ગરમ થઈ જશે.'

કહી જાણે તે સાવિત્રીને બળપૂર્વક લઈ ગયો.

બિહારી બારણું બંધ કરી શંકિત ચિત્તે શેઠના પગ આગળ આવી ભોંય પર ખડે પગે બેઠો.

સતીશે પૂછ્યું: 'ઠીક, બિહારી, તું ઘાતમાં માને છે?'

બિહારી નવાઈ પામી બોલ્યો: 'ઘાત? ઘાતમાં હું ન માનું? જન્મોત્રીના શબ્દો કદી જૂઠા હોય, બાબુ?'

સતીશ જરા શાંત રહી બોલ્યો: 'હવે મારી એક મોટી ઘાત આવે છે, બિહારી.'

બિહારી કંપી ઊઠ્યો; બોલ્યો: 'ના, ના, એવું ન બોલશો, બાબુ.'

સતીશ મનથી મનથી માથું ધુણાવી બોલ્યો: 'મને સમજાઈ ગયું છે.

બિહારી, આ તાવ જ મારો છેલ્લો તાવ છે,—આ વખતે હું નથી બચવાનો.'

આંખના પલકારામાં બિહારી શેઠના બેઉ પગને બાઝી પડી બોલી ઊઠ્યો: 'એવું જીભે આણશો નહિ, બાબુ!—તમારી બધી અલાબલા માથે લઈને હું મરું—મારું આયુષ્ય લઇ તમે જીવતા રહો બાબુ—નહિ તો અમે બધા યે મરી જઈશું—એક જીવે જીવતો નહિ રહે.'

બોલતાં બોલતાં બિહારી જોરથી રડી પડ્યો.

સતીશ ગંભીર મુખે બોલ્યો: 'મરવા જીવવાનું તો કંઈ કહી ન શકાય, બિહારી, પણ કદાચ ન બચવાનો હોઉં તો તને પૂછું તેનો સાચો જવાબ આપીશ ?'

બિહારી રડતો રડતો બોલ્યો: 'આ તમારા પગે હાથ મૂકીને સોગન લઉં છું, બાબુ, કે એક અક્ષરે જૂઠો નહિ બોલું.'

'કશું યે નહિ છુપાવે ?'

'ના, બાબુ, એક અક્ષરે નહિ છુપાવું.'

પછી સતીશે કહ્યું: 'ઠીક, બેસ.'

બિહારી આંખો લૂછી પોતાની જગાએ જઇ બેઠો એટલે સતીશે પૂછ્યું: 'વારુ, સાવિત્રી કયાં ભેગી થઇ ગઈ તને ?'

'કહ્યું ને કે કાશીમાં.'

'ત્યાં વિપિન બાબુ તને મળ્યા હતા ?'

બિહારી જીભ કાઢી તિરસ્કારપૂર્વક બોલી ઊઠ્યો : 'રામ! રામ! એ હરામજાદાની સાથે આપણને શો સંબંધ કે એ મળે ?'

સતીશ બોલ્યો : 'પરંતુ તેં તારી નજરે એને એની પથારીમાં—'

બિહારીએ બે હાથ ઊંચા કરી સતીશને આગળ બોલતો અટકાવ્યો. એકદમ અત્યંત ઉશ્કેરાઈ જઈ પોતાના ગાલ પર ને મોં પર ધડાક ઉપરાઉપરી જોરથી ધોલ લગાવી દઈ એ બોલવા લાગ્યો : 'એની સજા આ! આ! આ! તોપણ જાણ્યા વગર બોલ્યો હતો તેથી જ અત્યારે લોકોમાં મોં દેખાડી શકું છું, નહિ તો આ મારી જીભ કયારની યે તૂટી પડી હોત.'

સતીશ નવાઇ પામી ઊઠી બેઠો થઈ બોલ્યો : 'શું થયું તને ?'

બિહારીએ શરમાઈ પછી સ્વસ્થ થઈ બેસી એકે એકે બધી વાત કહેવા માંડી. જરા યે અતિશયોક્તિ ન કરી, એક અક્ષરે છુપાવ્યો નહિ. પોતે

જેટલું જાણતો હતો, મોક્ષદાની પાસેથી, ચક્રવર્તીની પાસેથી જે કંઈ સાંભળ્યું હતું, સાવિત્રીના પોતાના મોંએ જે કંઈ જાણવા મળ્યું હતું તે બધું યે ધીરે ધીરે એણે કહી દીધું.

સતીશ પથ્થરની મૂર્તિની પેઠે સ્તબ્ધ બની બેસી રહ્યો. બિહારીના મુખમાંથી પણ હવે કંઈ શબ્દો નીકળ્યા નહિ.

બહુ વાર પછી સતીશ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો : 'તો આટલા દિવસ આ બધું તેં કેમ કહ્યું નહિ, બિહારી ?'

બિહારી બોલ્યો : 'કેટલી યે વાર નહિ બોલું તો જાણે મારી છાતી ફાટી જશે એમ થતું, પરંતુ કેમે મોં ખોલી શકતો નહિ, બાબુ.'

'શાથી ?'

'મારી સાવિત્રી માએ માથાના સોગન ખવડાવી મના કરેલી હતી, બાબુ.'

સતીશ વળી થોડી વાર શાંત રહી બોલ્યો : 'ઠીક, એ તો જાણે થયું, બિહારી, પણ પેલે દિન રાતે સાવિત્રી પોતાને જ મોંએ એમ બોલી ગઈ હતી કે હું વિપિન સિવાય કોઈને ય ચહાતી નથી.—એની જ સાથે હું જવાની. એનું શું, બિહારી ?'

બિહારી બોલ્યો : 'એ તો હું પોતેય નથી સમજી શકતો, બાબુ, પણ એટલી મને પૂરી ખબર છે કે એ જૂઠાણું છે ! જૂઠું છે ! હળાહળ જૂઠાણું છે ! એ જૂઠું ન હોય તો મારો એક છોકરો જીવતો ન રહેજો, બાબુ ! મા નીકળી ત્યારે હું રડીને બોલ્યો કે શા સારુ આ જૂઠા કલંકનો ભાર માથે ઓઢી લીધો, મા ? તો પણ, માએ કશું જાહેર કરવાની ના જ પાડી. અને પોતે પણ રડતી રડતી બોલી : 'બિહારી, મારા માથાના સોગન છે ભાઈ, બાબુને આ બધી વાત કદી કહીશ નહિ. એ મારો તિરસ્કાર કરે અને કદી યે મારું મોં ન જુએ એ ય મને ગમશે, પણ તો યે તું કહીશ નહિ કે હું પોતાના પગ પર કુહાડી મારી જતી રહું છું !'

આમ કહી બિહારી તે રાતની સ્મૃતિની વેદનાથી દડદડ આંસુએ રડી પડ્યો.

પરંતુ શેઠની આંખોમાંથી પણ દડદડ આંસુ વહી રહ્યાં હતાં એની એ વૃદ્ધ નોકરને ખબર પડી નહિ.

બહુ વાર પછી સતીશ ખબર ન પડે તેમ આંસુ લૂછી નાખી બોલ્યો:

એક ખુરસી ખેંચી લઇ સાવિત્રી પાસે આવી બેઠી. પરંતુ આ વખતે તેનો હાસ્યતરલ કંઠસ્વર ગંભીર બન્યો. તે બોલી: 'મજાક જવા દો, પણ શું થયું છે મને બધું સમજાય તેમ કહેશો? ઉપીનદાની સાથે ઝઘડો કર્યો, અને છેવટે સરોજિનીની સાથે પણ, કહે છે, ઝઘડો કરીને આવતા રહ્યા. એ તો વખતે સમાધાન થઈ જશે, પણ આ શું ચાલી રહ્યું છે? મારા સોગન ખાઈ બોલ્યા હતા કે દારૂ નહિ પીઓ; દારૂનું શું કહું ગાંજો પીવાનું પણ શરૂ કરી દીધું છે. તે ય પાછા એકલા નહિ,—બધા લંગોટિયાની ટોળી ભેગી કરી ભગવાં લૂગડાં પહેરી મંત્રતંત્રના ઢોલ પીટી સૌના દેખતાં છાતી કાઢી પીવા માંડયો છે.'

સાવિત્રીના મુખે સરોજિનીનો ઉલ્લેખ સાંભળી સતીશનું અંગ સળગી ગયું. બિહારીએ કંઇ જ કહેવાનું બાકી નથી રાખ્યું, એની એને સમજ પડી. તેના હોઠપર શબ્દો પણ એક વખત આવી ગયા કે તારે જ લીધે મારી આ બધી પાયમાલી થઇ—તું જ મારો શનિશ્ચર છે!'

પરંતુ એ શબ્દો દાબી દઇ માત્ર ધીર ગંભીર સ્વરે તે ટૂંકમાં બોલ્યો: 'છાતી કાઢી દારૂ ગાંજો પીવામાં ખોટું શું છે?'

'ખોટું શું છે તે તમને નથી ખબર?'

'ના.'

'ઠીક, એ નથી ખબર, તો આ તો ખબર છે ને, કે મારા સોગન ખાઈ પ્રતિજ્ઞા કરી હતી કે હવે નહિ ખાઉં?'

'તું મારી કોણ કે કોક દહાડો બળજબરીથી સોગન ખવડાવી લીધા એટલે પછી કશું થાય જ નહિ?'

સાવિત્રી જેમતેમ કરી હસવું દાબી દઇ માથું હલાવી બોલી: 'હું તમારી કોણ? શું તમારી કંઇ જ નથી?'

સતીશે પણ માથું હલાવી કહ્યું: 'ના.'

'તો દારૂની પ્યાલી ફૂલદાનીમાં ઊંધી વાળી એલચી ચાવતા ચાવતા કેમ આવતા રહ્યા?'

'તું બૂમાબૂમ કરે એ બીકથી એ તો.'

સાવિત્રી હસી પડી ને બોલી: 'ઠીક, તો સાવિત્રી કંઇ સગી નથી! ભલે, હવે જરા દૂધ પી લો.'

ફરી ઊઠીને દૂધની વાટકી હાથમાં લઈ સતીશની આગળ આવી ઊભી.

'તું નથી સમજી શકયો, બિહારી, પણ શા માટે એણે પોતાના પગ પર કુહાડી મારી એ હું સમજ્યો છું. પરંતુ જૂઠાણું કદી જીતતું નથી, બિહારી—'

બહારથી બારણા પર હાથ ઠોકાયો—'આ શું, બારણું બંધ કરી ઊંઘી ગયા કે શું ? આગળો ઉઘાડો.'

બિહારીએ શેઠના મોં સામે જોયું, પરંતુ શેઠ તો જવાબ દીધા વગર આંખો મીંચી પડી રહ્યા.

બહારથી ફરી અવાજ આવ્યો: 'બારણું ઉઘાડો ને, હાથ બળી જાય છે !'

બિહારી ઊઠીને કમાડ ઉઘાડી શાંતિથી પડખેથી સરી ગયો.

## [ ૩૨ ]

ગરમ દૂધ લઈ સાવિત્રીએ ઘરમાં પ્રવેશ કરી તરત જ વાટકી બાજુની ટિપાઈ પર મૂકી દીધી. તેણે સફેદ રેશમી સાડી પહેરી હતી. તરત સ્નાન કરીને આવેલી હોવાથી કેશ પીઠ પાછળ ઝૂલતા હતા. કેટલાક વાળ મોં ઉપર અને કપાળ ઉપર આવી પડ્યા હતા.

સતીશ ત્રાંસી નજરે જોઈ રહ્યો. તેને એકાએક લાગ્યું, જાણે તે સાવિત્રીને આજે પહેલી જ વાર જુએ છે.

પરંતુ સાવિત્રી સતીશની ભીની આંખો આ ક્ષીણ દીવાના અજવાળામાં જોઈ શકી નહિ. જરા પાસે આવી મંદ હસીને તે બોલી: 'બારણાં બંધ કરી શેઠ ને નોકર શું મસલત કરી રહ્યા હતા, કહેશો ? વણનોતરી આફતને કેવી રીતે દરવાજા બહાર કાઢી મૂકવી, એની ને ?

સતીશે જવાબ ન દીધો. વખતે બોલવા જતાં કંઠસ્વરમાં અંદરની નિર્બળતા દેખાઈ આવે એ બીકે તે ચુપ જ રહ્યો.

સાવિત્રી બોલી: 'નાનપણમાં પેલી બિલાડીને ગળે ઘંટ બાંધવાની વાત તો વાંચી છે ને ! હું પણ જોવા માગું છું કે અહીં ઘંટ બાંધવા કોણ આગળ આવે છે ! તમે પોતે કે તમારા પેલા સાધુજી !'

તો પણ સતીશ કંઈ બોલ્યો નહિ, હતો તેમ જ ચુપચુપ પડી રહ્યો.

એક ખુરસી ખેંચી લઇ સાવિત્રી પાસે આવી બેઠી. પરંતુ આ વખતે તેનો હાસ્યતરલ કંઠસ્વર ગભીર બન્યો. તે બોલીઃ 'મજાક જવા દો, પણ શું થયું છે મને બધું સમજાય તેમ કહેશો? ઉપીનદાની સાથે ઝઘડો કર્યો, અને છેવટે સરોજિનીની સાથે પણ, કહે છે, ઝઘડો કરીને આવતા રહ્યા. એ તો વખતે સમાધાન થઈ જશે, પણ આ શું ચાલી રહ્યું છે? મારા સોગન ખાઈ બોલ્યા હતા કે દારૂ નહિ પીઓ; દારૂનું શું કહું ગાંજો પીવાનું પણ શરૂ કરી દીધું છે. તે ય પાછા એકલા નહિ,—બધા લંગોટિયાની ટોળી ભેગી કરી ભગવાં લૂગડાં પહેરી મંત્રતંત્રના ઢોલ પીટી સૌના દેખતાં છાતી કાઢી પીવા માંડયો છે.'

સાવિત્રીના મુખે સરોજિનીનો ઉલ્લેખ સાંભળી સતીશનું અંગ સળગી ગયું. બિહારીએ કંઇ જ કહેવાનું બાકી નથી રાખ્યું, એની એને સમજ પડી. તેના હોઠપર શબ્દો પણ એક વખત આવી ગયા કે તારે જ લીધે મારી આ બધી પાયમાલી થઇ—તું જ મારો શનિશ્ચર છે!'

પરંતુ એ શબ્દો દાબી દઇ માત્ર ધીર ગંભીર સ્વરે તે ટૂંકમાં બોલ્યોઃ 'છાતી કાઢી દારૂ ગાંજો પીવામાં ખોટું શું છે?'

'ખોટું શું છે તે તમને નથી ખબર?'

'ના.'

'ઠીક, એ નથી ખબર, તો આ તો ખબર છે ને, કે મારા સોગન ખાઈ પ્રતિજ્ઞા કરી હતી કે હવે નહિ ખાઉં?'

'તું મારી કોણ કે કોક દહાડો બળજબરીથી સોગન ખવડાવી લીધા એટલે પછી કશું થાય જ નહિ?'

સાવિત્રી જેમતેમ કરી હસવું દાબી દઇ માથું હલાવી બોલીઃ 'હું તમારી કોણ? શું તમારી કંઇ જ નથી?'

સતીશે પણ માથું હલાવી કહ્યુંઃ ના.'

'તો દારૂની પ્યાલી ફૂલદાનીમાં ઊંધી વાળી એલચી ચાવતા ચાવતા કેમ આવતા રહ્યા?'

'તું બૂમાબૂમ કરે એ બીકથી એ તો.'

સાવિત્રી હસી પડી ને બોલીઃ 'ઠીક, તો સાવિત્રી કંઇ સગી નથી! ભલે, હવે જરા દૂધ પી લો.'

ફરી ઊઠીને દૂધની વાટકી હાથમાં લઈ સતીશની આગળ આવી ઊભી.

સતીશે ના ન પાડી. ઊઠી બેઠો થઈ બધું યે દૂધ ગટગટાવી સૂઇ ગયો.

સાવિત્રી વાટકી હાથમાં લઈ ચાલી જતી હતી, સતીશે બોલાવી પૂછયું: 'તારી પૂજા થઈ ગઈ?'

સાવિત્રીએ પાછી ફરી ઊભી રહી કહ્યું: 'હા.'

'શું ખાધું?'

'હજી ખાધું નથી હવે જઇને કંઈક ખાઇશ.'

'સૂવાની કયાં?'

'જોઉં છું દરવાજા બહાર કંઈ જગા બગા મળી આવે છે કે નહિ! નહિ તો ઝાડ હેઠળ તો છે જ.'

કહી પોતે જ જરા હસીને બોલી: 'વારુ, આવું બોલતાં યે કંઈ ખૂંચતું કરતું નથી? ધન્ય છે તમને.'

કહી, પરમ સ્નેહથી સતીશના કપાળ ઉપરના વાળ હાથવડે ખસેડી દઇ જઇને તેનો તાવ જોઈ ચમકી પડી.

'બિહારી અંદર દાખલ થઈ બોલ્યો: 'મા તમારી પથારી—'

સાવિત્રી પાસેનો ખંડ હાથ વડે બતાવી બોલી: 'આ ઓરડામાં જ મારી પથારી કરવાની છે, બિહારી, બાબુને તાવ જરા વધારે લાગે છે, એટલે હું જોડેના ખંડમાં જ સૂઇ જઈશ. વચમાંનું બારણું ઉઘાડું રહેશે —તારે પણ આજે અહીં જ આ ઓરડામાં સૂવાનું છે.'

પછી તેણે સતીશને કહ્યું: 'આજે રાતે જાગરણ ન કરશો, જરા ઊંઘવાનું કરજો.'

કહી ધીરે ધીરે બારણું બંધ કરી તે જતી રહી.

થોડી વાર પછી થોડુંક કંઈક ખાઈ કરી પાછી આવી તે બાજુના ઓરડામાં સાદડી પાથરી સૂઈ ગઇ, અને તેની થાકેલી આંખો જોતજોતામાં ગાઢ નિદ્રામાં બીડાઈ ગઈ.

પહેલાં પરોઢમાં ઊંઘ ઊડતાં જ સાવિત્રીએ ઝડપોઝડપ ઊઠી આ ઓરડામાં આવી જોયું તો પથારીમાં સતીશ પીડાથી તરફડતો હતો. સાવિત્રીએ તેના કપાળે હાથ મૂકી જોયું તો તાવ દેવતા જેવો હતો. તેના શીતલ સ્પર્શથી સતીશે આંખો ઉઘાડી—એ ય આંખો જાસવંતીના ફૂલ જેવી લાલચોળ હતી.

તાવનું સ્વરૂપ જોઈ સાવિત્રી બીને ધ્રુજ કરતી સતીશની પથારી પર

જ બેસી પડી; પૂછવાની તેની શક્તિ રહી નહોતી.

સતીશ તેનો હાથ ખેંચી લઈ પોતાના તપ્ત કપાળ ઉપર દાબી રાખી બોલ્યો: 'મને કાલની જ ખબર પડી ગઈ છે. કાલે જ મેં બિહારીને કહ્યું હતું કે આ મારો છેલ્લો તાવ છે—આ વખતે હું નથી બચવાનો.'

તાવની તીવ્ર પીડાથી તે એવો હાંફતો હાંફતો આ શબ્દો બોલ્યો કે સાવિત્રી તેને આશ્વાસન તો શું આપે, પણ અદમ્ય રુદનથી તેનો પોતાનો જ કંઠ રુંધાઈ ગયો; અને આખી રાત તેણે નિરાંતે ઊંઘ લીધી હતી એ માટે પશ્ચાત્તાપથી તેને પોતાનું માથું કાપી નાખવાની ઇચ્છા થવા લાગી.

સતીશ બોલ્યો: 'માત્ર મને એટલી હિંમત છે કે તું મારી પાસે છે.'

કહી, પડખું ફરી તે સૂઇ ગયો.

કાલે રાતે જેને તેણે રીસ અને ક્રોધમાં કહ્યું હતું કે તું મારી કોણ છે તે આજે તેનો સૌથી મોટો આધાર છે!

પરંતુ પળવાર તો સાવિત્રીમાં એવી શક્તિ ન રહી કે તે બિહારીને દાક્તરને બોલાવવા મોકલે. સતીશના એક લાંબા પડેલા હાથ ઉપર હાથ રાખી તે પથ્થરની મૂર્તિની જેમ માત્ર બેસી રહી.

બહુ વાર પછી સતીશ આ તરફ પડખું ફર્યો. વળી સાવિત્રીનો હાથ ખેંચી લઈ છાતી સાથે જડી રાખી તે બોલ્યો: 'હું યે થોડું થોડું દવાદારૂનું તો ભણ્યો છું, મને ખાતરી છે કે આટલું ભાન મને સાંજ સુધી નહિ રહે, પરંતુ અત્યારે હું ખૂબ ભાનમાં છું. પરંતુ એ ભાન જો પછી મારામાં ન રહે તો મારા વતી ઉપીનદાદાને કહેજે કે પેલા મેજમાં મારું વીલ છે. એ મારું મોઢું નહિ જુએ એની મને ખબર છે, પરંતુ મારા મરણ પછી મારી છેલ્લી ઇચ્છાનું એ અપમાન નહિ કરે એટલી મને ખાતરી છે. સાવિત્રી, સંસારમાં એક તારા સિવાય બીજું કોઈ કદાચ એના કરતાં મને વધારે વહાલુ નથી.'

વીલના ઉલ્લેખે સાવિત્રીને ભાનભૂલી બનાવી દીધી; અને હમણાં લગી રોકી રાખેલો બંધ એક પળનાં આવેશે ભાંગી પડ્યો. સતીશની છાતી ઉપર ઢળી પડી તે છેક નાના છોકરાની પેઠે રડી પડી.

બિહારી લગભગ આખી રાત જાગતો રહ્યો હતો, તે ચમકીને જાગી જઇ, ઊઠી બેઠો થઈ બાઘાની જેમ જોઈ રહ્યો.

પછી, સતીશ બે હાથ વડે જોર કરી સાવિત્રીનું મોં ઊંચું કરી પળ-

વાર એકીટશે જોઈ રહી, એ મીંચેલી આંખોના અશ્રુ-ઉત્સવ પોતાના અગ્નિ જેવા ગરમ હોઠ ઉપર ખેંચી લઇ શાંત થઇ પડ્યો રહ્યો.

તેનું મોં, તેની હડપચી, તેનું ગળું સાવિત્રીની આંખોના અશ્રુપ્રવાહમાં ભીનાં થઇ રહ્યાં, અને એ પ્રવાહે તેના રોગના પ્રબળ પ્રદાહને ભીંજવીને કેટલો શીતલ કર્યો એ અંતર્યામીથી અજાણ્યું ન રહ્યું, પરંતુ આ સંસારમાં એ વૃદ્ધ બિહારીની વિસ્મયાકુલ વિહ્વળ આંખો સિવાય તેનું બીજું કોઇ સાક્ષી નહોતું.

બહાર શરદ ઋતુનું સ્નેહમય પ્રભાત ઊગી રહ્યું હતું; સાવિત્રીએ આત્મસંવરણ કરી ઊઠીને બેઠી થઈ, છેડા વડે પોતાનાં આંસુ લૂછી નાખી પ્રિયતમનાં મોં પરથી તમામ અશ્રુચિહ્ન વહાલથી લૂછી નાખી ઊઠીને ઓરડાનાં તમામ બારીબારણાં ઉઘાડી નાખ્યાં. તરત સુવર્ણરંગી સૂર્યકિરણોએ ઓરડાને ભરી દીધો.

બિહારીની આંખોમાંથી તે વખતે અશ્રુબિંદુ ટપકતાં હતાં. સાવિત્રી વાતને સંકોરી લઈ શાંત સહજ કંઠે માત્ર આટલું બોલી: 'બીવાનું શું છે, બિહારી! હું છું ત્યાં લગી એમને કંઈ થવાનું નથી,—બાબુ હમણાં સાજા થઈ જશે. હું બાબુનાં કપડાં બદલાવી પથારી બદલી નાખું છું; તું એટલામાં જઇને દાક્તરને બોલાવી આવ, જા.'

કહી તે માંદાની પથારી આગળ પાછી આવી.

આઠ–દશ દિવસ પછી એક દિવસે સાંજે બિહારીએ સાવિત્રીને એકાંતમાં મળતાં ગળગળે સાદે પૂછ્યું: 'મા, આ બુઢ્ઢાને ફોસલાવવાથી શો લાભ છે? તમારું કૂણું હૈયું જે સહન કરશે તે શું આ ઘરડાં હાડકાં નહિ સહી શકે મા? મને બધું ખુલ્લેખુલ્લું કહો, મા. કંઈ ઉપાય થઈ શકે તો જોઉં.'

સાવિત્રી જરા શાંત રહી બોલી: 'તને હજી મેં કહ્યું નથી, બિહારી, પરંતુ તારા નામે ઉપીનબાબુને મેં આજે સવારે કાગળ લખી નાખ્યો છે. બે દિવસ રાહ જોઇશ, જો તેઓ નહિ આવે તો તારે જાને એક વખત તેમની પાસે જવું પડશે, બિહારી.'

બિહારી ચિંતાતુર બની બોલ્યો: 'મને કહ્યા વગર આવું કેમ કર્યું, મા?'

'કેમ બિહારી, તેઓ નહિ આવે શું?'

બિહારી માથું ધુણાવી ધીમે ધીમે બોલ્યોઃ 'આવે પણ ખરા, પરંતુ મને જરા કહ્યું કેમ નહિ, મા?'

'આમ કેમ બોલે છે, બિહારી?'

બિહારી સંકોચથી કાંઇ બોલ્યો નહિ. બોલવાની જરૂર હતી. પરંતુ એ અત્યંત અપમાનકારક વચન તેના મુખમાંથી એકદમ નીકળ્યું નહિ.

સાવિત્રી બોલીઃ 'આ વખતે તેમણે આવવાની ખૂબ જ જરૂર છે, બિહારી!'

બિહારી ખૂબ પ્રયત્ને સંકોચ દૂર કરી બોલી ઊઠ્યોઃ 'એ હું જાણું છું, મા, પરંતુ તમે પાસે નહિ હો તો આખી દુનિયા બાબુની પથારી ઘેરીને બેસે તો પણ તેમને બચાવી શકશે નહિ, એ કેમ ભૂલી જાવ છો, મા?'

સાવિત્રી બોલીઃ 'ભૂલતી નથી, બિહારી. હું ઘરમાં ગમે ત્યાં હોઇશ તો પણ છુપાઇને મારું કામ કરી શકીશ, પરંતુ ઉપીનદાને આવ્યા વગર નહિ ચાલે. વળી, હું બાઈ માણસ આવા આપત્કાળે સારું ખોટું શું સમજું? ના બિહારી, એ ભલે આવે.'

બિહારી માથું હલાવતો બોલ્યોઃ 'ઉપીનબાબુને તો નથી જાણતો, મા, પણ બાબુને તો બરાબર જાણું છું. મૂરખો ભલે હોઉં, પણ આ સાઠ વરસ સંસાર જોયો છેઃ કેટલા પુરુષો તમારા કરતાં વધારે સમજે છે, મા? એટલે એ ગમે તે હોય, પણ તમે પાસેથી ખસી જશો તો આ માંદગીમાંથી બાબુને ઉઠાડી શકાશે નહિ, એ હું તમારા પગે હાથ મૂકી સોગનપૂર્વક કહી શકું છું. આવું ન કરશો મા. મારા બાબુને છોડી તમે ક્યાંયે છુપાઈ રહેશો નહિ.'

આ વાત બિહારી કરતાં સાવિત્રી ઓછી જાણતી હતી એવું નહોતું, પરંતુ તે કંઈ બોલી નહિ. કદાચ પોતે નહિ હોય તો સતીશની વ્યાકુળતા કેટલી વધી જશે, તે સતીશ જાણે. પરંતુ આ ભયંકર રોગશય્યામાં સતીશને દૃષ્ટિ બહાર રાખીને સાવિત્રી પોતે પણ કેમ જીવી શકશે? એના તરફ ઉપેન્દ્રનો કેવો તિરસ્કાર હતો તેની તેને ખબર હતી, ઉપેન્દ્ર આવે એટલે તેણે છુપાઈ જવું જ પડવાનું, એમાં લેશમાત્ર સંશય નથી—બધી બાબતનો તેણે મનમાં મનમાં વિચાર કરી જોયો હતો, પરંતુ જેની ખાતર આજ લગી આટલું દુઃખ સહ્યું છે, તેની ખાતર આ દુઃખ પણ સહન કરીશ એવું ધારી તેણે ઉપેન્દ્રને માંદગીના તમામ સમાચાર લખી જણાવી

આવવા માટે વિનતિ કરી હતી.

સાવિત્રી દૃઢ સ્વરે બોલી: 'ના બિહારી, એ નહિ બની શકે. તેઓ બે દિવસમાં ન આવી જાય તો તારે જાતે જઇને એમને તેડી લવવા પડશે.'

બિહારી મ્લાન મુખે બોલ્યો: 'આવું શાને બોલો છો, મા! હું નોકર છું, મને જે હુકમ કરશો તે મારે પાળવો પડશે. પરંતુ હું યે માણસ છું! તમે ચોરની પેઠે છુપાઈ રહો એ જો કોક દિવસ મારાથી સહન ન થઈ શકે, મા, તો મારો વાંક ન કાઢશો એ પહેલેથી કહી દઉં છું.'

કહી ઉદાસ ચિત્તે તે જતો રહ્યો.

પરંતુ સાવિત્રીનો એ પત્ર ઉપેન્દ્રના હાથમાં પહોંચ્યો નહિ. પિતા અને મહેશ્વરીના ચાલુ આગ્રહને લીધે મહિનો થયાં તેને પોતાની પૂરી નામરજી હોવા છતાં યે હવાફેર કરવા માટે પુરી જવું પડયું હતું. ત્યાં કોઇની ઓળખાણ નહોતી એટલે તેને પહેલી રાતે કોઈ એક નાનીસરખી હોટેલમાં મુકામ કરવો પડ્યો હતો. બીજે દિવસે કોઈ સારી જગા ખોળી કાઢીશ એમ ધારેલું, પરંતુ હોટેલના માલિક ભુવન મુખુજ્જે મહાશયે તેમની ખાતરબરદાસ્તમાં કંઇ કમીના રાખી નહિ,—સ્વતંત્ર ખંડમાં પથારી કરી આપી, એટલું જ નહિ, દિલ ચાહે ત્યાં લગી અહીં રહો, ખાતરબરદાસ્તમાં કોઈ વાતે ઉણપ નહિ રહે એવી હિંમત પણ આપી.

સવારે એક મોટી ઉંમરની સ્ત્રી ઓરડો વાળવા આવતાં ઉપેન્દ્રને ફરી ફરીને તાકીને જોઈ રહી. છેવટે સાવરણી હાથમાંથી ફેંકી દઇ નીચી નમી પ્રણામ કરી બોલી: 'બાબુ, કંઇ માંદા પડયા હતા કે શું? ખૂબ દુબળા પડી ગયા છો! એ ચહેરો આજે નથી, એ રંગ નથી—'

ઉપેન્દ્રે નવાઇથી મૂઢ બની પૂછ્યું: 'તમે મને ઓળખો છો કે શું?'

સ્ત્રી બોલી: 'હું મોક્ષદા છું, બાબુ,—હું આપને નહિ ઓળખું?'

ઉપેન્દ્રને યાદ આવ્યું કે આ જ પેલી મોક્ષદા જે સતીશ વગેરેના ઘરમાં નોકરી કરતી હતી. તે બોલ્યો: 'તમે અહીં નોકરી કરો છો શું?'

મોક્ષદા શરમાઇને બોલી: 'ના—હા—એક રીતે તો નોકરી જ કહેવાય ને. મુખજ્જે મહાશય કહે કે હવે કલકત્તામાં પડી રહેવાની શી જરૂર છે, એ કરતાં તો ચાલ કોઇ તીર્થસ્થાને જઇને રહીએ. ગમે તે કંઈ હોટેલ મોટેલ કાઢીને—'

ઉપેન્દ્ર વચમાં જ બોલ્યો: 'હોટેલ બરાબર ચાલે છે?'

ઉપેન્દ્રનો ગુસ્સો મોક્ષદાની દૃષ્ટિથી છૂપો રહ્યો નહિ. તે બોલી : 'એમ ને એમ ચાલ્યા કરે છે. તે બાબુ, આ ઉંમરે મારે નોકરી યે શું કરવા કરવી પડે અને મુખુજજેનો યે શું કામ આશરો લેવો પડે? છોકરીને, કહીએ તો એક રીતે મેં જ મોટી કરી હતી! માસી કહીને બોલાવતી, સગી માસીની પેઠે જ તો મેં એને છાતીએ વળગાડી રાખી હતી. એ કોણ નથી જાણતું? સાવી કહે કે માસી, આવું બધું નહિ કરું, હું નોકરી કરી માસીમાનું પેટ ભરીશ. તો એમ. બાબુઓના છાત્રાલયમાં નોકરી શોધી આવી; બાબુઓ દાસી કહેતા જ નહિ ઘરની માલિક જેવી સમજતા! એ ન ગઈ હોત તો આજે મારે આ બધું કરવું ન પડત. પરંતુ ગમે તેમ કરો, બાબુ, હું સાચું જ કહેવાની,—આપણા નાના બાબુને લીધે જ આજે મને આટલું દુ:ખ છે.'

ઉપેન્દ્રે ઉત્સુક બની પૂછ્યું : 'નાના બાબુ કોણ? સતીશ?'

મોક્ષદા માથું હલાવી બોલી: 'હા, છોકરીએ શી ખબર કેવી નજરે નાના બાબુને જોયા કે એને લીધે એણે બધું છોડી દીધું! અરે એટલું ઓછું હોય તેમ, નાના બાબુની યે પાસે ગઈ? ના, તે ય ન ગઈ. વિપિન બાબુ, લખ્ખોપતિ જમીનદાર! મારા ઘરમાં, ન જોઈ રાત, ન જોયો દિવસ, ઊમરા ઘસી રોકકળ કરી પગનાં તળિયાં ઘસી નાખ્યાં. સોનું-રૂપું ને ઘરેણાંમાં છ હજાર રૂપિયા આપવા તૈયાર થઈ ગયા, પણ છોકરીએ તો એમના મોં સામે નજર કરી નહિ! શું છોકરીનો મિજાજ, ભાઈ, દશ દશ હજાર રૂપિયાની માયા જાણે ઠીકરાની જેમ લાત મારી ફેંકી દઈ પહેરેલ કપડે નીકળી ગઈ! ચેતલાના કોઈ એક બામણને ઘેર છ મહિના દાસી તરીકે રહી મહેનત-મજૂરી કરી હાડચામ એક કરી છેવટે કોણ જાણે ક્યાં ગૂમ થઈ ગઈ, મા દુર્ગા જાણે, તે જીવતી છે કે મરી ગઈ!'

આમ કહી મોક્ષદાએ ભૂતકાળની સ્મૃતિના આવેગથી પાલવ વડે આંખો લૂછી.

ઉપેન્દ્ર મૂગો મૂગો જોઈ રહ્યો.

મોક્ષદાએ આંખો લૂછી ગદગદ કંઠે પૂછ્યું : 'બાબુ, નાના બાબુ અત્યારે ક્યાં છે? મળે તો જરા પૂછવું છે એના કંઈ ખબર પત્તર છે?'

ઉપેન્દ્ર મૃદુ સ્વરે બોલ્યો : 'સતીશ અત્યારે ક્યાં હશે એની મને પણ

ખબર નથી. કહે છે, દેશમાં એના ઘેર ગયો છે. હં, સાવિત્રી કોણ છે, મોક્ષદા?'

મોક્ષદા એક પળમાં સતેજ થઈ બોલી ઊઠી: 'કોણ? કુલીન બ્રાહ્મણની છોકરી છે, બાબુ, કુલીન ઘરની છોકરી છે! બાપડી નવ વરસની ઉંમરે વિધવા થઈ ઘરમાં જ રહેતી હતી. આ બળ્યા મોંનો મુખુજ્જે તારી સાથે લગ્ન કરીશ, તને રાજરાણી બનાવીશ કહી ભોળવી ભગાડી લઈ આવ્યો ને છેવટે મજૂરણ જેવા હાલ કરી રવડતી મેલી નાશી ગયો!—એ બામણ નથી, ચમાર છે. ચમારના હાથનું પાણી પીવાય, પણ આના હાથનું નહિ.'

ઉપેન્દ્ર ન સમજી શકવાથી બોલ્યો: 'કોની વાત કરે છે, મોક્ષદા?'

મોક્ષદા ઉદ્ધત ભાવે બોલી: 'આ બળ્યા મોંના ભુવન મુખુજ્જેની! બાકી એના જેવો ચમાર દુનિયામાં બીજો કોણ છે? તું મોટો બનેવી મુઓ છે, એનું આ કામ? હાય!'

ઉપેન્દ્રે ખૂબ આશ્ચર્ય પામી પૂછ્યું: 'આ હોટેલવાળા? એ કે?'

મોક્ષદા બોલી: 'હા બાબુ, હા. એ જ અક્કરમી!'

ઉપેન્દ્ર બહુ વાર સુધી ચુપ રહી બોલ્યો: 'તમારા મુખુજ્જે મશાયને જરા બોલાવશો? થોડું પૂછવું છે.'

મોક્ષદા બોલી: 'એ બજારમાં ગયો છે.'

પણ જરા રહી ફરીથી બોલી: 'વચમાં એક દિવસ રસ્તામાં ચક્રવર્તી ઠાકુર ભેગા થઇ ગયા યાદ કરે ને રડે, મા પર સૌને એવો પ્રેમ હતો! જેવું રૂપ, તેવાં ગુણ, એવાં જ દયા માયા!'

ઉપેન્દ્રે પૂછ્યું: 'ચક્રવર્તી ઠાકુર કોણ છે?'

મોક્ષદા બોલી: 'એ બાબુઓના છાત્રાલયમાં રસોયો હતો ખરો ને, બધી એને ખબર. બિહારીના મોઢે સાંભળી બધી વાત એણે મને કહી. ચેતલાના બ્રાહ્મણને ઘેરથી માંદી પડી મા મારીએ નોકરીમાંથી રજા માગી. તે. હું બાબુ. બામણ માત્રે આવા નિર્દય હશે! ઠંડે પેટે એણે જવાબ દઈ દીધો: તારી દવાનું સાત રૂપિયા ખરચ થયું છે, આપીને જા જવું હોય તો. રૂપિયા વાળવા માટે સાવિત્રી સતીશબાબુને ઘેર આખો રસ્તો ચાલીને ગઈ તે નાના બાબુનો સ્વભાવ જરા ઉદાર છે ખરોને,—રૂપિયા માગ્યા એટલે ગમે તેટલા મગાય પણ ના કહે નહિ! પણ એવું બન્યું

નસીબ કે તે જ રાતે બાબુનો કોઈ એક અભાગિયો દોસ્તાર બૈરી સાથે આવી પહોંચ્યો. આખા દિવસના થાક પછી બાપડી હમણાં જ નહાઈને એ ઓરડામાં આવી હતી, એટલામાં તો એ લોકો આવી ચડ્યા! દોસ્તાર છે, આવ્યો છે તે રાત રહે! પણ નહિ, ગુસ્સે થઈ બૈરીનો હાથ પકડી ધડ ધડ કરતો ઘરમાંથી જતો રહ્યો. નાના બાબુ તો મૂઢ બની ગયા. પણ સાવી મારી ખૂબ અભિમાની છોકરી છે. એનાથી કંઈ આ અપમાન સહન થાય? પાણી યે પીધા વગર બાપડી ક્યાં જતી રહી તે પછી તેનો કંઈ પત્તો જ મળ્યો નહિ.

ઉપેન્દ્ર સ્તબ્ધ બની બેસી રહ્યો. તે રાતનો નિષ્ઠુર ઇતિહાસ નજર આગળ સ્પષ્ટ થઇ આવ્યો; અને ફરી ફરીને મનમાં વિચારો આવવા લાગ્યા કે મોક્ષદાની વાત જો અડધી યે સાચી હોય તો જેના નામ માત્ર પર તિરસ્કાર કરતો આવ્યો છે તે કેવી અદ્ભુત સ્ત્રી છે!

ભુવન અવાજ કરતો ઓરડામાં દાખલ થયો. બોલ્યો: 'મને આપે બોલાવ્યો હતો?'

ઉપેન્દ્રે કહ્યું: 'બેસો. તમે સાવિત્રીને ઓળખો છો?'

મુખુજ્જે માથું નીચું ઘાલી બોલ્યો: 'જી, હા.'

'એના વિષે જે જાણતા હો તે મને કહેશો?'

'કહીશ.' કહી એ નિર્લજ્જ માણસે તેના ગંભીર અપરાધનો ઇતિહાસ શરૂઆતથી માંડીને કહ્યો. છેવટે બોલ્યો: 'હું યે ભદ્ર ઘરનું ફરજન્દ છું, બાબુ પણ જો પહેલાંથી એને આવી જાણી હોત તો આ રસ્તે ચડી આજે આ પરદેશમાં હોટેલના રસોયાનું કામ કરી દિવસો કાઢવા પડત નહિ. માત્ર મને એટલી નિરાંત છે કે એના દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી કોઈ એને ભ્રષ્ટ કરી શકશે નહિ.'

ઉપેન્દ્રે પૂછ્યું: 'એમાં તમને નિરાંત શી?'

મુખુજ્જે બોલ્યો: 'ઇશ્વરને ઘેર તો જવાબ દઈ શકીશને કે એ ભ્રષ્ટ નથી થઈ ગઈ?'

તેને જવા દઈ ઉપેન્દ્ર તેમનો તેમ મૂઢ બની બેસી રહ્યો તો પણ એનું મન એને સતત વીંધ્યા જ કરવા લાગ્યું કે તેં સારું નથી કર્યું, ઉપેન, તેં સારું નથી કર્યું! જે નિરાધાર નારી આવું ભારે પ્રલોભન

અનાયાસે જીતીને આગળ જઇ શકે તેનું અપમાન કરવાનો તને હ
નહોતો.

તે જ દિવસે બપોરે ઉપેન્દ્ર ભુવન મુખુજજેનો આશ્રય છોડી બીજ
જતો રહ્યો.

પરંતુ કોઇ રીતે સમુદ્રનાં હવાપાણી તેને સ્વસ્થ કરી શકયાં નહિ
દિવસ ચડતો જાય છે તેમ તેમ આંખોમાં બળે છે ને તાવ આવે છે. અને
પ્રત્યેક દિવસ તેને ધીરે ધીરે તેની પરલોકગતા પતિવિયોગિની સુરબાલા
પાસે જ ખેંચી લઈ જઈ રહ્યો છે એવું જ જાણે તે પોતાના અંતરમાં
સ્પષ્ટ અનુભવી રહ્યો છે.

આવી રીતે સમુદ્રતટના આ એકાંતવાસમાં આ દુનિયાની મુદત જ્યારે
પ્રતિદિન પૂરી થવા આવતી હતી, તેવામાં એક સવારે ટપાલમાં બિહારીનો
કાગળ ઘરના સરનામાવાળો, સરનામું બદલાઈને ઉપેન્દ્રના હાથમાં આવી પડ્યો.

જે યાદ આવતાં તેની છાતીમાં શૂળ ભોંકાતું હતું તે પોતાના જૂના
મિત્રનો અવિચારીપણે ત્યાગ કરવાનું દુઃખ તેના અંતરમાં રાત-દિવસ
કેટલું પ્રબળ બની રહ્યું હતું તે માત્ર અંતર્યામી જ જાણતા હતા, પરંતુ
આજે જ્યારે એ જ મિત્રની ગંભીર માંદગીના સમાચાર લઈને આવેલા
બિહારીના પત્રે દવાદારૂ અને સેવાચાકરીનો અભાવ જાહેર કર્યો ત્યારે
ઘણે દિવસે આજે ઉપેન્દ્રના શુષ્ક હોઠ ઉપર હાસ્ય દેખાયું. બિહારી
બિચારાને કયાં ખબર છે કે જેનાં જીવનમાં હવે ગણ્યાગાંઠ્યાં જ દિવસો
રહ્યા છે તેના જ હાથમાં તે બીજા એવા માણસની સેવાનો મહાભાર
સોંપવાનું કરી રહ્યો છે! તેમ છતાં ઉપેન્દ્રે તે જ દિવસે સામાન બાંધી
પુરીનો ત્યાગ કર્યો.

## [૩૩]

રવિવારે સવારે જ્યોતિષનું બેઠકખાનું સગાં-સંબંધી અને મિત્રોથી
ભરાતું જતું હતું. નવયુગલના વિવાહ સંબંધની પાકી જાહેરાત થઈ ગયા
પછી અહીં જ બપોરના ભોજનની તૈયારીઓ કરવામાં આવી હતી. આજે
શશાંકના એકલા પહેરવેશમાં જ વધારે સદ્દાઇ નહોતી દેખાતી પણ તેનાં
આંખ-મોં પર પણ આજે એવી કોઈ ચમક ફૂટી નીકળી હતી કે જેથી
તે સુંદર દેખાતો હતો.

કેટલીક સ્ત્રીઓ પણ હાજર હતી, પણ ગેરહાજર હતી માત્ર એક સરોજિની. નોકરને મોકલી તેને બોલાવ્યા પછી જ્યોતિષ જાતે જઈ તેના ઓરડાનાં બારણાં પર ટકોરા મારી તેને તરત જ આવવાનો આગ્રહ કરી આવ્યો હતો. બીજો કોઈ દિવસ હોત તો તેનું આ આચરણ અપરાધ રૂપ લેખાયું હોત. પરંતુ આજે માફી પામવાને અધિકાર છે જાણી સ્નેહ અને કુતૂહલથી અતિથિઓ માત્ર જ્યોતિષને જ ઉતાવળ કરવાનું કહેતાં હતાં.

છેવટે ઘણી વખત બોલાવ્યા પછી, લગભગ દશેક વાગે સરોજિની જ્યારે આવી પહોંચી ત્યારે, તેનો ચહેરો જોઈ હાજર રહેલાં સૌ આભાં બની ગયાં. તેનું મોં ફિક્કું હતું. આંખોની નીચે શ્યામતા છવાઈ ગઈ હતી. જાણે આખી રાત તેણે વગર ઊંઘે કાઢી હોય એમ દેખાતું હતું.

જ્યોતિષ મૂઢ બની માત્ર બહેનના મોં સામે જોતો બેસી રહ્યો—ચહેરો જોઈ જાણે તે હતબુદ્ધિ બની ગયો.

પરંતુ આના કરતાં યે સેંકડો ગણાં વધારે વિસ્મય એક પળવાર પછી તેના નસીબમાં લખેલાં હતાં એની તેને ખબર નહોતી. એ પ્રચંડ વિસ્મયે જાણે ઉપેન્દ્રના પ્રેતનું રૂપ લઇ સામેનો પડદો ખસેડી ઓરડામાં પ્રવેશ કર્યો.

જ્યોતિષ ચમકી પડી બોલ્યો: 'આ શું—ઉપીન ?'

સરોજિની બોલી: 'ઉપીન બાબુ !'

ખરેખર, દિવસ ન હોત તો એ લોકો કોઈ ઉપેન્દ્રને ઓળખી જ શકત નહિ. એકાએક પોતાની આંખો પર પણ વિશ્વાસ ન આવે—માણસનું શરીર આટલું બધું બદલાઈ જવાની કદી કલ્પના યે ન આવે !

ઉપેન્દ્ર એક ખુરશી પર બેસી પડી બોલ્યો: 'શરીર જોઈએ તેવું સારું રહેતું નથી—પુરીથી આવું છું. આજે આ શું છે?'

સરોજિની ઊઠીને ઊભી થઇ ઉપેન્દ્રનો હાથ પોતાના હાથમાં લઈ તેના મોં સામે જોઇ બોલી: 'શી માંદગી છે, ઉપીન બાબુ?'

બોલતાં બોલતાં તેની આંખો અશ્રુથી ભરાઈ આવી. ઉપેન્દ્ર પોતાના ફિક્કા હોઠ ઉપર હાસ્ય ખેંચી આણી બોલ્યો: 'માંદગી કંઈ એક નથી, બહેન !'

ઉપેન્દ્રે આ પહેલી જ વાર સરોજિનીને બહેન કહી બોલાવી !

સરોજિની ઝટપટ આંસુ લૂછી નાખી બોલી: 'ચાલો, પેલા ઓરડામાં

અનાયાસે જીતીને આગળ જઈ શકે તેનું અપમાન કરવાનો તને હક નહોતો.

તે જ દિવસે બપોરે ઉપેન્દ્ર ભુવન મુખુજ્જેનો આશ્રય છોડી બીજે જતો રહ્યો.

પરંતુ કોઇ રીતે સમુદ્રનાં હવાપાણી તેને સ્વસ્થ કરી શકયાં નહિ. દિવસ ચડતો જાય છે તેમ તેમ આંખોમાં બળે છે ને તાવ આવે છે. અને પ્રત્યેક દિવસ તેને ધીરે ધીરે તેની પરલોકગતા પતિવિયોગિની સુરબાલા પાસે જ ખેંચી લઈ જઈ રહ્યો છે એવું જ જાણે તે પોતાના અંતરમાં સ્પષ્ટ અનુભવી રહ્યો છે.

આવી રીતે સમુદ્રતટના આ એકાંતવાસમાં આ દુનિયાની મુદ્દત જ્યારે પ્રતિદિન પૂરી થવા આવતી હતી, તેવામાં એક સવારે ટપાલમાં બિહારીનો કાગળ ઘરના સરનામાવાળો, સરનામું બદલાઈને ઉપેન્દ્રના હાથમાં આવી પડ્યો.

જે યાદ આવતાં તેની છાતીમાં શૂળ ભોંકાતું હતું તે પોતાના જૂના મિત્રનો અવિચારીપણે ત્યાગ કરવાનું દુઃખ તેના અંતરમાં રાત-દિવસ કેટલું પ્રબળ બની રહ્યું હતું તે માત્ર અંતર્યામી જ જાણતા હતા, પરંતુ આજે જ્યારે એ જ મિત્રની ગંભીર માંદગીના સમાચાર લઈને આવેલા બિહારીના પત્રે દવાદારૂ અને સેવાચાકરીનો અભાવ જાહેર કર્યો ત્યારે ઘણે દિવસે આજે ઉપેન્દ્રના શુષ્ક હોઠ ઉપર હાસ્ય દેખાયું. બિહારી બિચારાને ક્યાં ખબર છે કે જેનાં જીવનમાં હવે ગણ્યાગાંઠ્યાં જ દિવસો રહ્યા છે તેના જ હાથમાં તે બીજા એવા માણસની સેવાનો મહાભાર સોંપવાનું કરી રહ્યો છે! તેમ છતાં ઉપેન્દ્રે તે જ દિવસે સામાન બાંધી પુરીનો ત્યાગ કર્યો.

## [૩૩]

રવિવારે સવારે જ્યોતિષનું એકકખાનું સગાં-સંબંધી અને મિત્રોથી ભરાતું જતું હતું. નવયુગલના વિવાહ સંબંધની પાકી જાહેરાત થઈ ગયા પછી અહીં જ બપોરના ભોજનની તૈયારીઓ કરવામાં આવી હતી. આજે શશાંકના એકલા પહેરવેશમાં જ વધારે સફાઇ નહોતી દેખાતી પણ તેનાં આંખ-મોં પર પણ આજે એવી કોઈ ચમક ફૂટી નીકળી હતી કે જેથી તે સુંદર દેખાતો હતો.

કેટલીક સ્ત્રીઓ પણ હાજર હતી, પણ ગેરહાજર હતી માત્ર એક સરોજિની. નોકરને મોકલી તેને બોલાવ્યા પછી જ્યોતિષ જાતે જઈ તેના ઓરડાનાં બારણાં પર ટકોરા મારી તેને તરત જ આવવાનો આગ્રહ કરી આવ્યો હતો. બીજો કોઈ દિવસ હોત તો તેનું આ આચરણ અપરાધ રૂપ લેખાયું હોત. પરંતુ આજે માફી પામવાનો અધિકાર છે જાણી સ્નેહ અને કુતૂહલથી અતિથિઓ માત્ર જ્યોતિષને જ ઉતાવળ કરવાનું કહેતાં હતાં.

છેવટે ઘણી વખત બોલાવ્યા પછી, લગભગ દશેક વાગે સરોજિની જ્યારે આવી પહોંચી ત્યારે, તેનો ચહેરો જોઈ હાજર રહેલાં સૌ આભાં બની ગયાં. તેનું મોં ફિક્કું હતું. આંખોની નીચે શ્યામતા છવાઈ ગઈ હતી. જાણે આખી રાત તેણે વગર ઊંઘે કાઢી હોય એમ દેખાતું હતું.

જ્યોતિષ મૂઢ બની માત્ર બહેનના મોં સામે જોતો બેસી રહ્યો—ચહેરો જોઈ જાણે તે હતબુદ્ધિ બની ગયો.

પરંતુ આના કરતાં યે સેંકડો ગણાં વધારે વિસ્મય એક પળવાર પછી તેના નસીબમાં લખેલાં હતાં એની તેને ખબર નહોતી. એ પ્રચંડ વિસ્મયે જાણે ઉપેન્દ્રના પ્રેતનું રૂપ લઈ સામેનો પડદો ખસેડી ઓરડામાં પ્રવેશ કર્યો.

જ્યોતિષ ચમકી પડી બોલ્યો: 'આ શું—ઉપીન ?'

સરોજિની બોલી: 'ઉપીન બાબુ !'

ખરેખર, દિવસ ન હોત તો એ લોકો કોઈ ઉપેન્દ્રને ઓળખી જ શકત નહિ. એકાએક પોતાની આંખો પર પણ વિશ્વાસ ન આવે—માણસનું શરીર આટલું બધું બદલાઈ જવાની કદી કલ્પના યે ન આવે !

ઉપેન્દ્ર એક ખુરશી પર બેસી પડી બોલ્યો: 'શરીર જોઈએ તેવું સારું રહેતું નથી—પુરીથી આવું છું. આજે આ શું છે?'

સરોજિની ઊઠીને ઊભી થઈ ઉપેન્દ્રનો હાથ પોતાના હાથમાં લઈ તેના મોં સામે જોઈ બોલી: 'શી માંદગી છે, ઉપીન બાબુ?'

બોલતાં બોલતાં તેની આંખો અશ્રુથી ભરાઈ આવી. ઉપેન્દ્ર પોતાના ફિક્કા હોઠ ઉપર હાસ્ય ખેંચી આણી બોલ્યો: 'માંદગી કંઈ એક નથી, બહેન !'

ઉપેન્દ્રે આ પહેલી જ વાર સરોજિનીને બહેન કહી બોલાવી !

સરોજિની ઝટપટ આંસુ લૂછી નાખી બોલી: 'ચાલો, પેલા ઓરડામાં

જઈને બેસીએ.'

કહી તેનો હાથ પકડી ખેંચી આ ભર્યા ઓરડામાંથી ધીરે ધીરે બહાર નીકળી ગઈ. અને સાથે સાથે આ ઓરડાનો તમામ આનંદ ઉત્સવ એકદમ બંધ થઇ ગયો.

જ્યોતિષે આવી સરોજિનીને કહ્યું: 'ઉપીન એટલી વાર આરામ લે છે, તું જરા ત્યાં ચાલ.'

સરોજિનીએ માથું હલાવી માત્ર ટૂંકમાં કહ્યું: 'આજે બંધ રાખો, ભાઈ.'

જ્યોતિષ મૂઢ બની બોલ્યો: 'બંધ કેવી રીતે રહે?'

સરોજિની તે જ પ્રમાણે માથું હલાવી બોલી: 'ના, આજે બંધ રાખો.'

જગનતારિણી ખબર સાંભળી ઓરડામાં આવી ચું ચું થઈ જઇ બોલ્યાં: 'આટલો બધો સુકાઈ શી રીતે ગયો, ભાઈ? પણ હવે ક્યાં યે બીજે તું રહેશે એ નહિ ચાલે, ઉપીન, મારી પાસે રહીને દાક્તરને દેખાડવું પડશે. નહિ તો આ માંદગી નહિ મટે.'

સરોજિની જોરથી બોલી: 'હા, ઉપીનદા, તમારે અમારે ત્યાં જ રહેવું પડશે.'

તેણે પણ આજે આ પહેલી જ વાર ઉપેન્દ્રને દાદા કહી બોલાવ્યો. ઉપેન્દ્ર હવાફેર માટે જ પુરીથી આવતો રહ્યો છે એમ પૂછ્યા વિના જ સૌએ માની લીધું હતું.

ઉપેન્દ્ર હસીને બોલ્યો: 'પાછો આવીશ ત્યારે કહેશો તો તમારે ત્યાં જ રહીશ, પરંતુ આજે તો એક કલાકમાં જ મને જવા દેવો પડશે.'

જગતતારિણી નવાઇ પામી બોલ્યાં: 'આજે જ અત્યારે જ? કેમ ઉપીન?'

ઉપેન્દ્ર સતીશની ગંભીર માંદગીનો ઉલ્લેખ કરી એનું ઘરમાહ્ય દવાખાનું વગેરે વિષે તે જેટલું જાણતો હતો તેટલું કહી ગજવામાંથી બિહારીનો કાગળ કાઢી સરોજિનીના હાથમાં મૂકી બોલ્યો: 'સાડા અગિયારે ગાડી જાય છે, ગમે તે કંઇ ખાઈ લઈ મારે એ જ ગાડીમાં જવું પડશે. જો પાછો આવી શકીશ તો તમારે ત્યાં જ રહીશ.'

જગતતારિણીનું માતૃહૃદય વલોવાઇ ગયું, ફરી તેમની આંખો ઉભરાઇ આવી. સતીશ પર મનમાં મનમાં તેમને ખૂબ સ્નેહ હતો,—એ સતીશ

આજે માંદા છે,—પરંતુ ઉપેન્દ્ર આવે શરીરે એની સેવા કરવા જઈ રહ્યો છે એ સાંભળી તેમની છાતી ફાટી જવા લાગી.

આંખો લૂછતાં લૂછતાં તેઓ ઉપેન્દ્રના ભોજનની વ્યવસ્થા કરવા માટે ત્યાંથી જતાં રહ્યાં.

સરોજિની કાગળ આખો બે ત્રણ વખત વાંચી તે પાછો આપી દઈ થોડી વાર સ્તબ્ધ બની બેસી રહી, પછી બોલી: 'તમારી સાથે હું પણ આવીશ, ઉપીનદા.'

'ઉપેન્દ્ર બોલ્યો: 'આવે વખતે નાહક સ્ટેશને આવીને હેરાન થવાની શી જરૂર છે, બહેન ?'

સરોજિની બોલી: 'સ્ટેશને નહિ, સતીશ બાબુને ઘેર આવીશ—મને તમે સાથે લઇ જાઓ.'

ઉપેન્દ્ર અવાક થઈ બોલ્યો: 'ગાંડી થઈ શું? તું ત્યાં જઈશ કેવી રીતે?'

'તમારી સાથે.'

શશાંક વિસ્મયથી આંખો ફાડી જોઈ રહ્યો, જ્યોતિષ ઉત્તેજિત સ્વરે બોલ્યો: 'તું તો ગાંડી થઈ છે શું? એ માંદો છે એમાં તારે શું? તું શું કરવા જાય ?'

સરોજિની શાંત અને દૃઢ સ્વરે બોલી: 'હું ન જાઉં તો કોણ જાય? ના દાદા, એ બહુ માંદા છે, મારે જવું જ—' આગળ તે બોલી શકી નહિ. રુદનથી કંઠ રુંધાઈ ગયો, ખભા ઉપર મોં છુપાવી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

જ્યોતિષની આંખો પરથી ઘણા દિવસનો એક કાળો પડદો જાણે વંટોળિયામાં ખેંચાઇને પલકમાં ફાટી દૂર થઈ ગયો. થોડી વાર નિઃશબ્દ બેસી રહ્યા પછી બહેનના માથા પર હાથ મૂકી તે ધીરે ધીરે હાથ ફેરવતો ફેરવતો બોલ્યો: 'ભલે જા. સાથે દાસી અને નોકરને પણ લેતી જજે. અને કેમ છે એનો તરત જ તાર કરજે—એટલે હું કાલ પરમ દહાડે રમણી દાક્તરને સાથે લઈને આવી પહોંચીશ.'

આમ કહી તેને જરા સામે ખેંચવાનો પ્રયત્ન કરતાં જ સરોજિની બે હાથે મોં ઢાંકી ત્યાંથી નાસી ગઈ.

શશાંક મૂઢની પેઠે જોઈ રહ્યો.

ઉપેન્દ્રે એ સંબંધી પોતાનો બિલકુલ મતભેદ નથી એમ જણાવી

પૂછ્યું: 'તમારા બાબુને હવે કેમ છે?'

એકકોડી બોલ્યો: 'બાબુને? આજે બાવીસ દિવસ થયા—તેઓ સાજા થઇ ગયા છે. સાહેબ બધી વખત દવા મેં જ આપી છે.'

આમ કહી તેણે કેટલીક વાર પોતાની છાતી ઠોકી.

ઉપેન્દ્રે ખૂબ નિશ્ચિંત થઈ પૂછ્યું: 'માંદગી બહુ વધી ગઈ હતી, એકકોડી બાબુ?'

એકકોડી બોલ્યો: 'માંદગીનું પૂછો છો? અરે, એક રીતે કહું તો મરી જ ગયા હતા. ગિન્નીમા ન આવી ચડ્યાં હોત તો તો ભગવાનનું યે ન ચાલત. શી રીતે ચાલે મશાય? રાત ને દિવસ થાકો બાબાની સાથે દારૂ ને દારૂ, ગાંજો ને ગાંજો! કહે કે કાળકા માની સાધના ચાલે છે! ધૂળ સાધના તો!—એવું બધું અમે દાક્તરો કંઈ માનીએ, મશાય? અમે તો સાયન્ટિફિક માણસો! પરંતુ ગિન્નીમાએ આવતાં જ થાકો બાબુનું બાબાપણું બહાર કાઢી નાખ્યું—લાત મારી ત્રિશૂલ ગિશૂલ ફેંકી દઇ કાઢી મૂક્યા! બેટાએ થોડા દહાડા તો એવી ધમાલ કરી! એ એવો હતો બાબુ. કે આને કાઢી મૂકવાનું કહે,—એક દિવસ સાધારણ વાતમાં, મશાય, મારા પર એવાં દાંતિયાં કરી ઊઠ્યો! હું રહ્યો તદ્દન સાદોસીધો માણસ, કોઇની સાથે ઝઘડો કરવો મને ગમતો નથી, નહિ તો, બીજો કોઇ હોત તો બેટાનું માથું જ એ દહાડે ચીરી નાખ્યું હોત!'

આમ કહી એકકોડીએ હાથમાંની છત્રી એક વખત આકાશમાં ઉગામી લીધી.

ઉપેન્દ્રે જરા નવાઈ પામી પૂછ્યું: 'ગિન્નીમા કોણ?'

એકકોડી બોલ્યો: 'એ તો ખબર નથી, મહાશય. પણ સૌ ગિન્નીમા કહે છે એટલે હું ય ગિન્નીમા કહું છું.'

ઉપેન્દ્ર કહ્યું: 'તમે જોયાં છે એમને?'

એકકોડી બોલ્યો: 'હા, જોયાં છે એમ કહી શકાય.'

ઉપેન્દ્રે પૂછ્યું: 'એમની ઉંમર કેટલી હશે, કહી શકશો?'

એકકોડીએ જરા વિચાર કરી કહ્યું: 'ચાલીસ-પચાસ હશે એમ લાગે છે. નહિ તો બાબુની પાસે કોણ ધાર્યું કરાવી શકે એમ છે, મશાય! દાક્તર બાબુ તો કહે છે કે એ ન આવ્યાં હોત તો બધું પતી ગયું હતું!'

એકકોડીની સાથે ઉપેન્દ્ર જ્યારે સતીશને ઘેર આવી પહોંચ્યો ત્યારે દિવસ આથમવા પર હતો. સરોજિની વહેલી પહોંચી ગઈ હતી, તેની પાલખી દરવાજા બહાર વડના ઝાડ હેઠળ ઊતારીને દરવાન રાહ જોઈ રહ્યો હતો. સામે જ ધર્માદા દવાખાનું હતું, ત્યાં લોકોની ખૂબ ભીડ હતી.

એકકોડી સૌને સાથે લઈ નીચેના બેઠકખાનામાં તેમને બેસાડી બિહારીને બોલાવવા ગયો પણ કોઈ મળ્યું નહિ. દાક્તર બાબુ પણ બહાર કોઈ માંદાને જોવા ગયા હતા. બધા લોકો ટોળે મળી એમની જ રાહ જોઈ રહ્યા હતા.

ઉપેન્દ્રને આ ગિન્નીમા વિષે ખૂબ વહેમ હતો, તેથી સરોજિનીને ત્યાં જ રાહ જોવાનું કહી સીધો સામેની નિસરણી ચડી ઉપર ગયો.

સતીશ પથારીમાં ઊંઘતો હતો. એના ઓશીકા આગળ બેસી સાવિત્રી માંદગીની દશાનો ચાર્ટ એક ચિત્તે જોઈ રહી હતી. પડખેની ઉઘાડી બારીમાંથી આથમતા સૂર્યનો પ્રકાશ જમીન ઉપર લાલાશ પાથરી રહ્યો હતો.

એવામાં બારણાનો ભારે પડદો ખસેડવાનો શબ્દ થતાં સાવિત્રીએ મોં ઊંચું કરી જોયું તો કોઈ અપરિચિત ગૃહસ્થ દેખાયો.

ગભરાટમાં માથાનો છેડો ખેંચી લઈ ઊભા થઈ જવાનું કરતાં જ આવનાર પાસે આવીને બોલ્યો : 'ઊઠશો નહિ,—હું ઉપેન છું. સાવિત્રી ને ?'

સાવિત્રીએ માથું હલાવી જણાવ્યું કે હા. પરંતુ ભય, લજ્જા અને સંકોચથી તેને જાણે મરી જવા જેવું લાગ્યું !

ઉપેન્દ્રે પૂછ્યું : 'સતીશ ઊંઘે છે ? હવે એને કેમ છે ?'

સાવિત્રીએ પહેલાંની પેઠે માથું હલાવી જણાવ્યું કે ઠીક છે.

ઉપેન્દ્ર પછી ધીમે ધીમે ખાટલા પર એક તરફ આવી બેઠો. પોતાનું કર્તવ્ય તેણે પહેલાંથી જ નક્કી કરી લીધું હતું. તે બોલ્યો : 'હવે સમજી શકું છું કે મને એ કાગળ તમે જ લખ્યો હોવો જોઈએ મને બોલાવવામાં પોતાના સુખ-દુઃખ, શુભ-અશુભની તમે બિલકુલ પરવા નહોતી કરી—એમ ન માનશો કે હું એ નથી સમજ્યો. એવું જ જોઈએ ! એ જ તમારો યથાર્થ પરિચય છે !'

સાવિત્રીને લાગ્યું કે તે સ્વપ્ન જોઈ રહી છે. આ બીજું જ કોઈ છે, સતીશના પેલા ઉપીન-દા આ નહિ.

ઉપેન્દ્ર પળવાર ચુપ રહી બોલ્યો : 'તમારા કરતાં હું ઉંમરમાં મોટો

છું એટલે હું તને સાવિત્રી કહીને બોલાવીશ, તું મને દાદા કહીને બોલાવજે; આજથી તું મારી નાની બહેન છે.'

સાવિત્રીએ શાંતિથી ઊઠી ગળે છેડો લગાડી ઉપેન્દ્રના પગ આગળ પ્રણામ કર્યાં અને બે હાથ લંબાવી ઉપેન્દ્રના જોડાની દોરી છોડતાં છોડતાં નીચું જોઈ પ્રશ્ન કર્યો : 'આવતાં આટલું મોડું કેમ થયું ? કાગળ વખતસર નહોતો મળ્યો ?'

ઉપેન્દ્રે સાવિત્રીને રોકી નહિ. તે સહજભાવે બોલ્યોઃ 'ના, બેન, નહોતો મળ્યો. મને માત્ર પરમ દહાડે પુરીમાં તારો કાગળ મળ્યો. પરંતુ તારે હજી એક ભારે કઠિન કામ કરવાનું રહ્યું છે, દીદી,—'

શબ્દો અડધેથી ઉપેન્દ્રના મુખમાં અટકયા.

સાવિત્રીએ જોડા એક બાજુ સરકાવી દઇ મોજા કાઢતાં કાઢતાં પૂછ્યું: 'શું કામ, દાદા ?'

તો પણ ઉપેન્દ્ર બોલી શકયો નહિ. પછી જાણે બળપૂર્વક અંદરનો સંકોચ હઠાવી દઇ બોલ્યોઃ 'પણ, તારા સિવાય બીજા કોઇની તાકાત નથી કે આ કામ કરે. હા, એક જણ કરી શકત, તે સુરબાલા—

સાવિત્રી મૌન રહી આતુર બની રહી છે એ જોઇ ઉપેન્દ્રે કહ્યું: 'સરોજિનીનું નામ તેં સાંભળ્યું છે ?'

સાવિત્રીએ માથું હલાવી કહ્યું: 'હા.'

'બધું યે સાંભળ્યું છે ?'

સાવિત્રીએ તે જ પ્રમાણે માથું હલાવી જણાવ્યું: 'હા.'

પછી ઉપેન્દ્રે ધીરે ધીરે કહ્યું: 'સતીશની માંદગીના ખબર સાંભળી એને કોઈરીતે રોકી રાખી શકાઈ નહિ, તે મારી સાથે આવી છે. નીચેના ઓરડામાં રાહ જોતી બેઠી છે;—એની કંઇ વ્યવસ્થા કર, બેન !'

સાવિત્રી એકદમ ઊઠી ઊભી થઈ બોલી: 'એ આવ્યા છે ? હું હમણાં જ જાઉં—પરંતુ, હું એમની પાસે કેવી રીતે જઇ શકું, દાદા ?'

આ ઈશારો ઉપેન્દ્ર સમજ્યો. આંખો પ્રસારી તે મુક્તકંઠે બોલી ઊઠયો: 'કેમ ન જઈ શકે ? મારી નાની બેન શું દુનિયામાં કોઇ પણ છોકરી કરતાં હલકી છે, સાવિત્રી, કે કયાં યે તેને ઊંચે મોંએ ઊભા રહેવામાં સંકોચ નડે ? તું મારી બહેન છે એ શું દુનિયામાં જેવો તેવો પરિચય છે, દીદી ?'

સાવિત્રી હવે રહી શકી નહિ,—આંખના પલકારામાં તેનું માથું ઉપેન્દ્રના પગ ઉપર એકદમ ઢળી પડયું. ફરી ફરીને તે દુર્બળ પગની રજ માથે ચડાવી તે જ્યારે ટટાર બની ઊઠી ઊભી થઇ ત્યારે તેના મોં પર આવરણ નહોતું, તેની આંખોમાંથી અશ્રુ વહેતાં હતાં. એ અશ્રુભીંજ્યા મોં ઉપર નારીચારિત્ર્યનો મુક્ત મહિમા ઉપેન્દ્ર અનિમેષ નયને જોઈ રહ્યો.

આંખો લૂછી જ્યારે સાવિત્રી ઓરડામાંથી બહાર આવી ત્યારે ઉપેન્દ્ર પાછળથી બોલ્યો: 'જા બહેન,—મારી બેન તરીકે એની આગળ તારો પરિચય આપજે ને કહેજે કે અમે બે ભાઈ-બહેને આજ પર્યન્ત કદી યે દુનિયામાં હલકું કામ કર્યું નથી.'

સાવિત્રીના ગયા પછી ઉપેન્દ્રે ઊંઘના સતીશ સામું જોઇ તેને બોલાવ્યો. 'સતે? એ સતીશ?'

ઊંઘ ઊડી જતાં સતીશ બહાવરો બની ઊઠી બેઠો થઇ આંખો મસળતો જોઇ રહ્યો.

'હું તારો ઉપીનદા—મને ન ઓળખ્યો?'

'ઉપીનદા!' સતીશ વિહ્વળ નજરે આભો બની જોઇ રહ્યો.

'કેમ રે હજી યે ન ઓળખી શકયો?'

સતીશ જાણે કે ઊંઘના ઘેનમાં જ બોલ્યો—જાણે હજી તેનું ઘેન ઊતર્યું નહોતું—એમ ને એમ તે બોલ્યો: 'ઓળખી શકયો છું. તમે આવ્યા છો, ઉપીનદા?'

'હા, ભાઈ, હું આવ્યો છું.'

'તો પગ જરા ઊંચા કરોને ઉપીનદા, ઘણા દિવસથી તમારી ચરણ-રજ માથે ચડાવી શકયો નથી.'

ઉપેન્દ્રએ હાથ લંબાવી પોતાના જૂના મિત્રને છાતીસરસો ખેંચી લીધો. થોડી વાર સુધી જડ મૂર્તિની પેઠે બંને એકબીજાની છાતી-સરસા રહ્યા પછી ઉપેન્દ્ર ધીરે ધીરે બોલ્યો: 'હવે વાર ન લગાડીશ, સતીશ, જલદી સારો થઈ જા, ભાઇ, મારું કેટલું યે કામ તારી ખાતર પડી રહ્યું છે.'

'શું કામ, ઉપીનદા?'

બોલી સતીશે પગરવ સાંભળી પાછળ ફરી જોયું. તે એકદમ સ્તબ્ધ બની ગયો. સાવિત્રીનો હાથ પકડી સરોજિની આવી રહી હતી.

તે ઘડીભર ઉપેન્દ્રની સામે જોઈ, પછી ફરીને આંખો બરાબર ચોળી સાફ કરી આ બે યુવતીઓ સામે નીરવ બની જોઇ રહ્યો. ઉપેન્દ્ર અને સાવિત્રી બંને સમજી ગયાં કે સતીશને પોતાની આંખોનો વિશ્વાસ આવતો નથી.

સરોજિની પળવાર સતીશના હાડપિંજર જેવા ફિક્કા મુખ સામે દૃષ્ટિપાત કરી ઝડપથી આગળ વધી તેના પગ આગળ પથારી પર મોઢું છુપાવી પડી ઉભરાઈ આવતું રુદન રૂંધવા લાગી. કોઇ કંઇ બોલ્યું નહિ, પરંતુ આ રુદનની અંદર કેટલી ભારે વેદના અને ક્ષમા માટેની પ્રાર્થના હતી તે કોઇને યે સમજાવું બાકી રહ્યું નહિ. સતીશ મૂગો બની લાકડાની પૂતળીની પેઠે બેસી રહ્યો. તેના હૃદયનો એક ભાગ અવ્યક્ત આનંદના ઉચ્છ્વાસથી તરંગિત બની જવા લાગ્યો, બીજો ભાગ એવા જ નિદારુણ પ્રશ્નના આઘાતથી ભીત અને સંક્ષુબ્ધ બની ગયો.

બહુ વાર સુધી કોઈ કંઈ બોલ્યું નહિ—સંધ્યાકાળના આ લગભગ અંધારા જેવા શાંત ઓરડામાં એકમાત્ર સરોજિનીના અદમ્ય રુદનનો વેગ તેના પ્રાણપણ દમન છતાં ય પણ ઊછળી આવવા લાગ્યો.

આ નીરવતાનો ભંગ કર્યો ઉપેન્દ્રના કંઠસ્વરે. સરોજિનીના માથા ઉપર ધીરે ધીરે પોતાનો જમણો હાથ મૂકી તેણે કહ્યું: 'દોષ ગમે તેનો થયો હોય, સતીશ, આજે મારી આ બેનને તું માફ કર, સતીશ. એના હૃદયમાં અનેક સમયથી ભેગા થઈ રહેલા મહાન દુઃખે આજ એને તારી સેવા કરવા માટે જ મારી સાથે મોકલી છે. પણ સાવિત્રી, તું બહેન, આમ મોં ચડાવી ઊભી રહે એ નહિ ચાલે! તારા આ મરવા પડેલા દાદાનો બધો ભાર, બધી પીડા હવે તારે ઉપાડવી પડશે, બહેન! આવ, મારી પાસે આવી બેસ.'

સાવિત્રીનું નામ સાંભળી સરોજિની લજ્જા, શરમ, વેદના બધું યે ભૂલી મોં ઊંચું કરી ઊભી થઈ. આજલગી તેણે તેને ઉપેન્દ્રની કોઇ સગી જ ધારી હતી.

સાવિત્રી શાંતિથી આવી ઉપેન્દ્રના પગ આગળ ભોંય પર બેઠી, ઉપેન્દ્ર તેના માથા પર હાથ ફેરવતો બોલ્યો: 'તું એમ ન ધારીશ દીદી, કે તારી માફી માગી હું તારું અપમાન કરીશ! પણ સતીશ, તું મને માફ કર! તારું ગમે તેટલું અપમાન, ગમે તેટલું અનિષ્ટ મેં કર્યું હોય તે બધું

આજે ભૂલી જા, ભાઈ !'

સતીશ શું બોલે? તે અવાક બની માત્ર એકીટશે જોઈ રહ્યો.

ઉપેન્દ્ર જરા મ્લાન હાસ્ય કરી બોલ્યો: 'તમે લોકો શું વિચાર કરો છો એ હું સમજ્યો છું, સતીશ. તમને થાય છે કે પેલા ગંભીર ઉપીનદા નાના છોકરાની પેઠે કેમ આટલું બોલ્યા કરે છે! પરંતુ તમને ક્યાં ખબર છે, ભાઈ, કે કેટલો કાળ તમારા આ ઉપીનદાનું મુખ તદ્દન બંધ જ રહ્યું હતું. એટલે જે કંઇ કહેવાનું ભેગું થયું હતું તે બધું હવે ગાંડા માણસની પેઠે બહાર નીકળી રહ્યું છે. શું બોલું ને શું ન બોલું, કહે?'

ઉપેન્દ્રની બોલવાની ઢબ જોઈ સતીશનું હૃદય કોઈ અજાણ્યા ભયથી ફફડી ઊઠ્યું, કંઇક પૂછવાનું પણ તેને મન થયું પણ શું પૂછવું તે યાદ આવ્યું નહિ, અને તેના મુખમાંથી કંઈ શબ્દ નીકળ્યો નહિ. એ તો જોતો હતો તેમ જ ધારીને જોઈ રહ્યો.

બીજી જ ક્ષણે ઉપેન્દ્રે સરોજિનીના મોં સામું જોઈ સતીશને કહ્યું: 'તું સાજો થા, આશીર્વાદ આપું છું, કે તમે સુખી થાઓ—હું મારી આ બેનને લઈ જતો રહીશ.'

કહી ઉપેન્દ્રે ધીરે ધીરે સાવિત્રીના માથા ઉપર આંગળી ઠોકી કહ્યું: 'તારા સિવાય મારો ભાર ઉઠાવનારું હવે કોઈ નથી, દીદી. અને માંદગી એવી છે કે બીજા કોઈને પાસે બોલાવવાની હિંમતે નથી ચાલતી, હિંમત કરવી પણ યોગ્ય નથી. માત્ર તારા જેવી—જેણે પારકાને માટે જ જીવન ધર્યું છે તેવી મારી આ બેનના જ હાથમાં મારી જાતને સમર્પી દઇ શકીશ. આવીશ ને મારી સાથે? સતીશને છોડી જતાં દુઃખ થશે—તે છો થતું. એના કરતાં યે કેટલું વધારે દુઃખ કષ્ટ સહન કરાવીને ભગવાન માણસ બનાવે છે, બહેન!'

સતીશના મનમાં આટલી વારે એ ભુલાયેલો પ્રશ્ન વીજળીની પેઠે ચમકી ગયો. તે એકદમ બોલી ઊઠ્યો: 'ઉપીનદા, અમારાં પશુ ભાભી હવે કેમ છે? હું આવ્યો ત્યારે એ માંદાં હતાં એમ સાંભળેલું.'

ઉપેન્દ્રે એક પળવાર જોર કરી દાંત વડે નીચલો હોઠ દાબ્યો પછી ટેવ મુજબ ઘડીભર છત સામે દૃષ્ટિ કરી બોલ્યો: 'પશુ નથી—મરી ગઇ છે.'

સરોજિનીએ ચીસ પાડી ઊઠી: 'સુરબાલા—ભાભી નથી ?'

ઉપેન્દ્રે માથું હલાવી કહ્યું: 'ના.'

સતીશ જાડા ઓશીકા પર અઢેલાઈ પડી મૂર્છાવશની પેઠે શૂન્ય દૃષ્ટિએ જોતો બેસી રહ્યો.

સુરબાળા નથી, તે મરી ગઈ છે! આ શબ્દો ઉપેન્દ્રના મુખમાંથી ખૂબ સરળતાથી બહાર નીકળ્યા, પરંતુ એ નથી એટલે શું, એ ગઈ એટલે શું એની સતીશ કરતાં કોને વધારે ખબર છે! સરોજિનીના કરતાં કોને એનો વધારે અનુભવ છે! સાવિત્રીના કરતાં કોણે એ વિષે વધારે સાંભળ્યું છે!

તથાપિ સુરબાલા નથી,—તે મરી ગઇ છે.

સતીશના મોં સામે જોઈ ઉપેન્દ્ર જરા હસીને બોલ્યો: 'ભગવાને ઉપાડી લીધી એની વળી ફરિયાદ શી! પરંતુ એ વખતે દિવો જો પાસે હોત તો સારું થાત! માબાપ નથી, બાળપણથી ઉછેરી આવડો મોટો કર્યો એ પણ ક્યાં ગયો. શી ખબર મરતાં પહેલાં એક વખત તેને જોવા પામીશ કે નહિ!'

સતીશે એવી જ મૂર્છા જેવી અવસ્થામાં પૂછ્યું: દિવાનું શું થયું છે, ઉપીનદા!'

ઉપેન્દ્ર બોલ્યો: 'શી ખબર એનું શું થયું છે! કલકત્તામાં હારાનદાને ઘેર રહી ભણવા દીધો,—આ શરમની વાત કોઇને કહેવાય પણ નહિ, કહેવાની ઇચ્છા પણ નથી. ઘેર તો સૌ જાણે છે કે તે કલકત્તામાં ભણે છે. સુરોને એના પર ખૂબ જ પ્રેમ હતો, મરતાં પહેલાં એને મળવાની એણે ઇચ્છા પણ પ્રકટ કરી હતી, પરંતુ એની એ ઇચ્છા હું પૂરી કરી શક્યો નહિ. હારાનબાબુની સ્ત્રીની સાથે ક્યાં જતો રહ્યો છે, એનો પત્તો જ નથી!'

ત્રણે શ્રોતાઓ એક સાથે અવ્યક્ત કંઠે જાણે કે ચીત્કાર કરી બોલી ઊઠયાં, પરંતુ કંઇ સ્પષ્ટ ઉચ્ચાર નીકળ્યો નહિ.

પછી બધું શાંત. આખો ઓરડો જાણે કોઇ શૂન્ય સ્મશાન જેવો લાગવા માંડ્યો.

કોઈ ઉપેન્દ્રના મોં સામે પણ જોઇ શક્યું નહિ. પરંતુ દરેકને એમ લાગવા માંડ્યું કે તેમનાં આજ લગીનાં દુ:ખ, કષ્ટ, માન, અભિમાન બધું

યે આ પાતાળભેદી વેદનાની આગળ તદ્દન તુચ્છ બની જાય છે!

સાવિત્રીએ સતીશની પાસેથી બધું સાંભળ્યું હતું, બધું તે જાણતી હતી. તે વિચાર કરવા લાગી કે આ વિપુલ શૂન્યતા આ માણસે શા વડે ભરી હશે! આટલી વ્યથા તે કેવી રીતે તેની પ્રતિદિનની જીવનયાત્રામાં આ સહજ ભાવે સહી રહ્યો હશે! જેના હૃદયમાં આટલો ભયંકર હાહાકાર વ્યાપી ગયો છે તેના બાહ્ય દર્શનમાં કેમ જરા પણ ચિહ્ન નથી વર્તાતું? એને એવું શું મળ્યું છે? કોણ એનાં સુખ–દુઃખ આવાં સહજ સુસહ્ય બનાવી રહ્યું છે?

તે પગ ઉપર ધીરે ધીરે હાથ ફેરવતી ફેરવતી બોલીઃ 'દાદા, આવી માંદગીમાં તમારે માટે પહાડી હવા બહુ સારી, નહિ?'

ઉપેન્દ્ર તેના માથે હાથ દઇ બોલ્યોઃ 'હા, બહેન. એવું જ દાક્તરો કહે છે, પરંતુ ભગવાન જેને બોલાવે છે તેને કશો યે ઉપાય કામે લાગતો નથી.'

સાવિત્રી બોલીઃ 'એ ભલે દાદા, પણ આપણે પહાડ પર જઈને જ રહેશું.'

ઉપેન્દ્ર હસીને બોલ્યોઃ 'ભલે, એમ કરીશું.'

મહામાયાની પૂજા પૂરી થવા આવી અને સતીશ સાજો થાય એ પહેલાં જ બંગાળીના સૌથી મોટા આનંદઉલ્લાસના દિવસો સુખસ્વપ્નની પેઠે વીતી ગયા. હજી પણ થોડા દિવસ અહીં રહેવાની વાત થઇ હતી, પરંતુ ઉપેન્દ્રનું શરીર જોઇ સાવિત્રીએ તેરસને દિવસે જ નીકળી જવાનું નક્કી કરી નાખ્યું.

ઉપેન્દ્રે વિરોધ કર્યો ત્યારે તે હઠ કરીને બોલીઃ 'એ નહિ બને, દાદા. સતીશબાબુ હવે માંદા નથી, પરંતુ એમનું શરીર સબળ બને ત્યાં લગી રાહ જોવા રહીએ તો તમને ખોઈ બેસવા જેવું થાય. પરમ દહાડે આપણે જવાનું જ છે, તમે ના ન કહેશો, દાદા.'

ઉપેન્દ્ર મંદ હસીને બોલ્યોઃ 'ઠીક, જોયું જશે, પરંતુ એમ કરવાથી મને ખોઈ નહિ બેસે, દીદી?'

સાવિત્રી દલીલ કર્યા વગર કામે જતી રહી.

ઉપેન્દ્ર અહીં શાંતિમાં દિવસો પસાર કરતો હતો, એટલે જવાની

એને ઉતાવળ નહોતી અને જવાનો દિવસ આટલો નજીક આવ્યો છે એ પણ એ માની શકચો નહિ; પરંતુ સતીશનું મોં ફિક્કું પડી ગયું. કારણ કે આ હઠનો એને ખૂબ પરિચય હતો. એ હઠ કોઇનો વિરોધ માનતી નથી અને જે કોઇ એના સંસર્ગમાં આવે છે તેને જ છેલ્લી ઘડીએ નમવું પડે છે એ વાત એ બરાબર જાણતો હતો. એટલે તેરસની ચૌદસ કોઈ રીતે કરી શકાવાની નથી એ વિષે તેને બિલકુલ સંશય રહ્યો નહિ. પરંતુ એ કંઈ બોલ્યો નહિ.

બીજે દિવસે પણ આ વિષે એણે સંપૂર્ણ ચુપકીદી ધારણ કરી. તેના દેખતાં જ બિહારીએ ભીની આંખે જ્યારે સાવિત્રીને પૂછ્યું: 'ફરી ક્યારે મેળાપ થશે, મા?' ત્યારે પણ સતીશ કંઈ બોલ્યો નહિ.

સાવિત્રી સતીશના મોં સામે કટાક્ષથી જોઈ ગંભીરતાપૂર્વક બોલી: 'તારા બાબુનાં લગ્ન થશે, બિહારી, ત્યારે ફરી મળીશ. અલબત્ત, તારા બાબુ જો દયા કરીને તેડવા આવશે તો જ.'

દસેક દિવસ પહેલાં સરોજિનીને લઇ જવા માટે જ્યોતિષ જાતે આવ્યો હતો ત્યારે ઉપેન્દ્રને વચમાં રાખી વિવાહસંબંધ પાકો થઈ ગયો હતો.

સતીશે કંઇ જ વિરોધ કર્યો નહિ,—એના પિતાની વરસી પૂરી થાય કે તરત લગ્ન થવાનાં હતાં. સાવિત્રીએ અત્યારે એ વાતનો ઈશારો કર્યો, પણ સતીશ કંઈ જ બોલ્યો નહિ.

જવાને દિવસે સવારે ઉપેન્દ્રે જરા ચિંતાતુર થઇ પૂછ્યું: 'તારું શરીર શું કંઈ ઠીક નથી લાગતું, સતીશ? કાલનો તું ખૂબ સુકાયેલો દેખાય છે!'

સતીશ ઉદાસ કંઠે બોલ્યો: 'ના, શરીર ખૂબ સરસ છે.'

ઉપેન્દ્રના ગયા પછી સાવિત્રીએ ઓરડામાં પ્રવેશ કર્યો. એની આંખો લાલ હતી, આંખની પાંપણો ભીંજાઇને ભારે થઇ ગઈ હતી—એ જોતાં જ દેખાઇ આવતું હતું.

માથાના સોગન ફરી ફરીને યાદ દેવડાવી તે બોલી: 'પાળશો?'

સતીશ બોલ્યો: 'હા.'

'દારૂ, ગાંજાને કદી હાથ નહિ અડકાડો ને?'

'ના.'

'મને પૂછ્યા વગર મંત્રતંત્રમાં નહિ પડો ને?'

'ના.'

'શરીર પૂરેપૂરું સારું ન થઇ જાય ત્યાં લગી બબ્બે દિવસે કાગળ લખશો ?'

'લખીશ.'

'એમાં કંઈ છુપાવશો તો નહિ ને ?'

'ના.'

'તો જાઉં છું.'

કહી સાવિત્રી ઝડપથી નમસ્કાર કરી બહાર નીકળી ગઇ.

સતીશ પથારી પર બેઠો હતો, લાંબો થઇ પડ્યો. વિદાય આપવા માટે નીચે ઊતરવાનો પ્રયત્ન પણ કર્યો નહિ.

બહાર બે પાલખીઓ તૈયાર હતી. પાસે ઊભો રહી ઉપેન્દ્ર દાક્તર બાબુની સાથે ધીમે ધીમે વાતો કરી રહ્યો હતો; જાડી ચાદરમાં આખું શરીર ઢાંકી સાવિત્રી ધીમે પગલે બીજી પાલખીમાં બેસવા માટે આગળ આવી એટલામાં બિહારીએ દોડતા આવી ધીમેથી કહ્યું: 'જરા પાછા આવો, મા, બાબુ ખાસ કામે બોલાવે છે.'

સાવિત્રી પાછી આવી. ઉપેન્દ્રે વાત કરતાં કરતાં એ જોયું સાવિત્રીએ આ જ બીક રાખી હતી. ઓરડામાં પેસતાં જોયું તો સતીશ પડખું ફરી પડેલો હતો.

સાવિત્રીએ પથારી પાસે આવી હસવાનો દેખાવ કરી કહ્યું: 'શું થયું છે ? અમારી ટ્રેન ચુકાવવી છે કે શું ?'

સતીશ મોં ફેરવી એકદમ હાથ લંબાવી સાવિત્રીના શરીર પરથી ચાદર પકડી લઈ બોલ્યો: 'બેસ, હું તને નહિ જવા દઉં. આ મારું ગામ છે, મારું ઘર છે,—મારી ઇચ્છા વિરુદ્ધ તને જોર કરીને લઈ જવાની તાકાત દશ ઉપેન્દ્રદામાં પણ નથી.'

સાવિત્રી આભી બની ગઇ. તેણે જોયું તો સતીશની આંખોમાં કંઇ અસ્વાભાવિક હિંસ્ર તીવ્રતા દેખાતી હતી.

સાવિત્રી સમજી કે અહીં જોર ચાલવાનું નથી. તેથી પથારી પર એક તરફ બેસી જઇ સ્નેહથી ઠપકો દેતી બોલી: 'છિઃ, આ શું બોલો છો ? એ કંઈ મને જોર કરીને તો લઈ જતા નથી —એમને સ્ત્રી નથ ભાઈ નથી, તમે નથી, આવા ભારે વિપતકાળમાં સેવા કરનારું કોઈ નથી.

એથી તો તેઓ મને તમારી પાસેથી માગીને લઈ જાય છે. આમાં જોર કરવાનું ક્યાં આવ્યું ?'

સતીશ પ્રબળ વેગથી માથું હલાવી બોલ્યો: 'એ જૂઠી વાત છે—બહાનું છે. તેઓ એમના મિત્ર માત્ર જ્યોતિષ બાબુની જ નજર આગળથી તને ખસેડી લેવા ચાહે છે. આ બે દિવસથી મેં રાત દહાડો વિચાર કરી જોયો છે કે જે મૂગો મૂગો સહી લે છે તેના જ ઉપર સૌ જુલમ ગુજારે છે. ગમે તેને ગમે તે કારણ કેમ ન હોય, પણ હું તને જવા દેવાનો નથી. હું, આની ચર્ચા કરી મારે માથું ચડાવવું નથી—બિહારીની મારફત નીચે કહેવડાવી દે કે તું જવાની નથી. બેહા—'

સાવિત્રીએ એકદમ હાથ વડે તેનું મોં બંધ કરી કહ્યું: 'તમે તે ગાંડા થયા શું ? ભલે, એમનો હેતુ સારો નથી, પરંતુ તમારે ય મારું શું કામ છે, કહો !'

સતીશ પળવાર ચુપ રહી બોલ્યો: 'હું તને પરણીશ એમ કહું તો ?'

સાવિત્રી બોલી: 'અને હું કહું કે મારી એમાં સંમતિ નથી તો ?'

સતીશ બોલ્યો: 'તારી સંમતિ અસંમતિથી કંઇ બગડતું નથી.'

સાવિત્રી ભયથી હસીને બોલી: 'તો શું જોર કરીને પરણશો ?'

આમ કહી મુખના હાસ્યને ગંભીરતામાં ફેરવી દઈ, સતીશના કપાળ પરથી રુક્ષ વાળ ગંભીર સ્નેહપૂર્વક હાથ વડે ધીરે ધીરે માથા પર ચડાવતી ચડાવતી તે બોલી: 'છિ ! આવું કદી ભૂલથી યે મનમાં લાવશો નહિ. હું વિધવા છું, કુલત્યાગિની છું. હું સમાજમાં કલંકિતા છું, મને પરણવાથી કેટલું ભારે દુઃખ છે એ તમે ભલે નથી સમજતા, પરંતુ જેઓ આજન્મ શુદ્ધ છે, શોકના અગ્નિએ જેમને બાળીને હીરા જેવા નિર્મળ બનાવ્યા છે તેઓ એ સમજ્યા છે; અને એથી જ તો મને અભાગણીને આશ્રય આપી સાથે લઇ જાય છે. એમની મંગળ મનીષા આજે તમને બિલકુલ નહિ દેખાય, પરંતુ એથી કરીને મિથ્યા દોષારોપણ કરી અપરાધી ના બનશો.'

બોલતાં બોલતાં તેની આંખોમાંથી અશ્રુ ખરી પડ્યાં.

આ અશ્રુ આજે સતીશને શાંત કરી શક્યાં નહિ, ઊલટો તે વધારે ઉત્તેજિત થઇ બોલ્યો: 'બધું જૂઠું છે. તેં આમ ને આમ જ તારી જાતને છેતરી મારાથી દૂર રાખી મને પાયમાલ કર્યો છે. ઉપીનદાએ જ કહ્યું છે

કે તું સંસારમાં કોઈથી ઊતરતી નથી,—એ જ સાચું છે.'

સાવિત્રી બોલી: 'ના, એવું નથી. દાદા અત્યારે સમાજથી પર છે, ઈહલોકથી પર છે, એટલે એમના મુખે જે સત્ય છે તે બીજાંને મુખે બીજાની દૃષ્ટિએ સત્ય નથી. તમે કહેશો કે સાચું હોય કે ખોટું હોય, મારે સમાજ નથી જોઈતો, મારે તો તું જોઈએ છે. પરંતુ હું એવું કહી શકતી નથી. સમાજને મારી જરૂર નથી, સમાજ મને માનતો નથી એ હું જાણું છું, પરંતુ મારે તો સમાજ જોઈએ છે. હું તો એને માનું છું. હું જાણું છું કે શ્રદ્ધા વગર પ્રેમ ટકી શકતો નથી. અને સમાજ જે સ્ત્રીને સન્માનનું આસન નથી આપતો, તેને તે આસન અપાવવાની કોઈ પણ પતિમાં તાકાત નથી. રે, આ અસાધ્ય સિદ્ધ કરવાને મથશો નહિ!'

સતીશ બે હાથ વડે સાવિત્રીના બંને હાથ જોરથી પકડી લઈ બોલી ઊઠ્યો: 'સાવિત્રી, આવું બધું સાંભળવાની આજે મારામાં ધીરજ નથી, સમજાવવાની તાકાત નથી, પણ આજે તું મારા સોગન ખાઈ સાચેસાચું ચોખ્ખા શબ્દોમાં આટલું કહે કે તું મને ચાહે છે કે નહિ?'

આમ કહી તે જાણે કે તમામ ઇંદ્રિયો, આખું યે શરીર સુધ્ધાં ઉત્સુક બનાવી સાવિત્રીના મોં સામે જોઈ રહ્યો.

આ અત્યંત વ્યથાભરી આંખોની વ્યગ્ર દૃષ્ટિ જોઇ સાવિત્રીની આંખોમાંથી ફરી પાણી પડવા માંડ્યું. તે બોલી: 'ચાહું છું કે નહિ એમ પૂછો છો? ન ચાહતી હોઉં તો શાના જોર પર તમારા ઉપર મારું આટલું જોર ચાલે છે? શાને લીધે મને આટલું સુખ થાય છે, શાથી મને આટલું દુઃખ થાય છે? રે, એથી જ તો તમને દુઃખી કર્યા, પણ મારો દેહ તમને આપી શકી નહિ!'

આમ કહી પાલવ વડે આંખો લૂછી નાખી તે બોલી: 'આજે હું તમારાથી કશું યે નહિ છુપાવું. આ શરીર મારું આજ લગી ભ્રષ્ટ નથી થયું એ ખરું, પરંતુ, તમારા પગમાં સમર્પણ કરવા લાયક એ નથી! આ શરીર વડે મેં જાણીબૂઝીને ઘણાનાં મન ભોળવ્યાં છે. એ હું કોઇ ઉપાયે ભૂલી શકવાની નથી! આ શરીર વડે ગમે તેની સેવા થઈ શકે, પણ તમારી પૂજા નહિ થઈ શકે! આજે તમને કેવી રીતે સમજાવું! આટલો બધો તમારા પર પ્રેમ ન હોત તો કદાચ, આવી રીતે

આજે તમને છોડી જવું ન પડત.'

કહી સાવિત્રી વારંવાર આંસુ લૂછવા લાગી.

સતીશ સ્તબ્ધ ભાવે થોડીવાર પડી રહ્યો, એકાએક બોલી ઊઠ્યો: 'તો નથી જોઇતું શરીર. પણ તારું મન? એ વડે તો તું કદી કોઇને ભોળવવા ગઇ નથી ને? એ તો મારું છે ને?'

સાવિત્રી તરત જ બોલી: 'ના, એ વડે કદી યે કોઇને ભોળવવા પ્રયત્ન કર્યો નથી,—એ તમારું જ છે! તમે જ એના સદાના માલિક છો!'

કહી તે છાતી ઉપર હાથ રાખી બોલી: 'અંતર્યામી જાણે છે કે જીવીશ ત્યાં લગી, ગમે ત્યાં ગમે તે સંજોગોમાં હોઇશ તો યે હું સદૈવ તમારી જ દાસી રહીશ.'

સતીશ ઝડપથી તેનો હાથ પોતાના જમણા હાથમાં ખેંચી લઇ બોલ્યો: 'ભગવાનનું નામ લઈ આજે તું જે બોલી છે તે મારે પૂરતું છે. મારે એથી વધારે કંઈ નથી જોઈતું.'

એની બોલવાની રીત જોઈ સાવિત્રી મનમાં મનમાં ફરી શંકાશીલ બની.

એવામાં બિહારીએ બારણા બહારથી બૂમ મારી: 'મા, બાબુ કહે છે કે હવે વખત નથી.'

'ચાલ, આવું છું.'

કહી સાવિત્રી ઊઠવા ગઈ, સતીશે જોર કરી એને પકડી રાખી કહ્યું: 'કદી યે તારી પાસે કશું માગ્યું નથી,—આજે જતી વખતે મને એક ભિક્ષા આપતી જા.'

'મારી પાસે શું છે તે તમને આપું? પણ શું જોઇએ છે, કહો!'

સતીશ બોલ્યો: 'મારે આ ભિક્ષા જોઇએ છે: કદી કોઈ આપણા સંબંધ વિષે પૂછે તો તું મારા સ્વામિત્વનો સ્વીકાર કરીશ એટલું કહે.'

સાવિત્રીએ બરાબર આ જ શંકા કરી હતી, તોપણ આ અદ્ભુત આગ્રહ જોઇ તે હસી. બોલી: 'શું કરવા, કંઈ કારણ? સાક્ષીના જોર પર છેવટે જોર કરી મને ઘરમાં પૂરવી છે શું?'

સતીશ બોલ્યો: 'તારા પોતાના હૃદયનો અંતર્યામી જ આપણો સાક્ષી છે,—બીજા સાક્ષીની આપણને જરૂર નથી. અને બહારની સાક્ષીના જોર પર છેવટે હું તને ઘરમાં પૂરીશ એવી તને બીક છે? પરંતુ પોતાના જ જોર

પર જો આજે તને ઘરમાં પૂરું તો કોણ વઢનારું છે, કહે જોઉં ?'

સાવિત્રીએ પુનરુક્તિ કરી નહિ.

સતીશ બોલ્યો: 'તું ગમે ત્યાં ફાવે તેમ રહે એ મને ગમતું નથી.'

સાવિત્રીનું મુખ ઉત્તરોત્તર ફિક્કું થતું જતું હતું, પરંતુ આવી અવસ્થામાં સતીશને ઉત્તેજિત કરવાની બીકે તે મૂગી જ રહી.

સતીશ બોલ્યો: 'ઉપીનદા પથ્થરના દેવ છે, નહિ તો લોહીમાંસના દેવ હોત તો પણ હું તને એમની સાથે મોકલત નહિ. ભલે, આજે જાય છે તો જા, પણ લાંબો વખત રાખવાનું મને નહિ પરવડે.

'જેવી તમારી ઇચ્છા !'

કહી સાવિત્રી નમસ્કાર કરી નીકળી ગઈ.

## [ ૩૪ ]

સાંજે સાડાપાંચ વાગે લાકડાના કારખાનામાંથી છૂટતાં દિવાકર આરાકાનના એક રસ્તે થઇને જતો હતો. ધૂળ, ધૂણી અને કરવતના વહેરથી તેનું આખું શરીર ઢંકાયેલું હતું. શરીર પર ઉત્તરીય નથી, પહેરણ જીર્ણ, મલીન અને અનેક જગાએ સાંધેલું છે, ધોતીયું પણ તેવું જ છે, જમણા પગના જોડાનું તળિયું ખવાઇને લબડે છે. ડાબા પગના અંગૂઠાની ટોચ જોડામાંથી બહાર દેખાય છે—ઓચિંતો જોયો હોય તો એ ઓળખાય પણ નહિ—આખા દિવસનું ખાધું નથી—

આવી દશામાં તે હાંફતો હાંફતો કામિની ઘરવાળીના ઘેર આવી ઊભો. માસિક ચાર રૂપિયા ભાડે ભોંયતળિયાની એક ઓરડી એમણે ભાડે રાખેલી હતી. સાંકડી ઓરડીમાં એક ખૂણે રસોઈ થાય છે, એક તરફ લાકડાં, છાણાં અને પાણીની ડોલ વગેરે ભેગાં ભેગાં મૂકેલાં છે.

દિવાકરના પગનો અવાજ સાંભળી એક ઓરડામાંથી ઘરવાળી બહાર નીકળી છણકો કરી બોલી: 'આવ્યા ? સારું કર્યું. આ શું બધું માંડયું તમે લોકોએ ! ન રાંધવું કરવું, ન નહાવું ખાવું—બસ રાતદહાડો ઝઘડો, કચકચ, ડાચાકૂટ—આ તો અમને પણ ભીખ માગવાનું કર્યું તમે લોકોએ !'

દિવાકર મ્લાનમુખે માથું નમાવી રહ્યો. તે બપોરે ભાત ખાવા આવી કિરણમયીની સાથે ઝઘડો કરી નહાયા વગર, ખાવા વગર એમનો એમ પાછો નોકરી પર જતો રહ્યો હતો, અને હમણાં નોકરી પૂરી થતાં ઘેર આવ્યો હતો.

પરંતુ એની દશા જોઈ ઘરવાળીનો ક્રોધ ઊતર્યો નહિ, તે ફરીથી બોલી: 'આ કંઈ તારી પરણેલી બૈરી નથી, બાબુ, કે આટલો જોર જુલમ કરો છો—ઘરમાંથી તમે જેમ લઇ આવ્યા, તેમ એણે પણ એનો ધર્મ રાખ્યો છે. હવે તમને પણ કંઈક નોકરીઓકરી મળી ગઈ છે—હવે ખસી જાઓ. હવે શું કરવા તેને દુઃખ દો છો? આવી ભલી છોકરી બિચારી ખાધાપીધા વગર એકદમ સૂકાઇને લાકડા જેવી થઇ ગઈ!'

પછી જરા શાંત રહી તે બોલી: 'નહિ તો એની શી ચિંતા છે? પેલા આડતિયા માડારીબાબુ રોજ મારી પાસે માણસ મોકલે છે.—કહે છે, આખું શરીર સોને મઢી દઇશ. અને તમને વળી છોકરીની શું કરવા ચિંતા કરવી પડે, બાબુ? ભાત વેર્યો કે કાગડા જોઇએ એટલા! જાઓ, જતા રહો. મારું માનો, કેટલા દિવસથી કહું છું, હવે તમારો મેળ ખાવાનો નથી.'

દિવાકર વચમાં જ બોલી ઊઠયો: 'બસ, બસ, મારે એ વાતનું કાંઈ કામ નથી. પરંતુ એમની પણ એવી મરજી છે? તમે શું ત્યારે એમનાં સેક્રેટરી છો?'

બરાબર આ વખતે કિરણમયી એના ઓરડામાંથી બહાર આવી, સ્થિતિના પરિવર્તન સાથે માણસનું શારીરિક, માનસિક—સર્વ પ્રકારનું પરિવર્તન કેવું જલદીથી અને કેવું પૂરેપૂરું થઇ જાય છે!—એ જોઇને મૂઢ બની જવાય છે.

આજે એને જોઇને એકદમ કોણ કહી શકે કે આ જ પેલી સૌન્દર્યની પ્રતિમા—કિરણમયી છે!

છ મહિના પહેલાં પેલે દિવસે તેણે સમાજની અને ધર્મની મજાક કરી, મનુષ્યત્વને પગ નીચે ચગદી એક બિનઅનુભવી, પરિણામના ભાન વગરના યુવકને રૂપ અને પ્રેમના મોહમાં છેતરી તેને તમામ સાર્થકતાઓમાંથી ભ્રષ્ટ કરી નાખ્યો હતો—આજે એ જ હકીકત ફાંસી બની કિરણમયીના ગળે ભાંસ દઈ રહી હતી!

પાપની સાથે નિષ્ફળ ખેલ કરવા જતાં એ જ દિવાકરના હૃદયમાંથી આજે વાસનાનો રાક્ષસ બહાર નીકળી આવ્યો છે, અને આત્મરક્ષણ કરવાં માટે એની જ સાથે રાતદહાડો લડાઈ કરી કિરણમયી આજે ક્ષત-વિક્ષત બની છે!

એના માથાના વાળ રૂક્ષ, વિખરાયેલા છે, સાડી મેલી અને ફાટેલી છે, મોં ઉપર કોઇ એક જાતની શુષ્ક ક્ષુધા જાણે નિરાશાની છેલ્લી પગથીએ જઈ પહોંચી છે, આંખા શરીર પર એવી કુરૂપતા છવાયેલી છે કે જોતાં આંખો પીડાય છે—આવી સાક્ષાત અલક્ષ્મી જેવી તે ધીરે ધીરે આવીને આંગણામાં એક થાંભલાને અઢેલીને બંનેની સામું જોતી મૂગી ઊભી રહી.

તેને જોતાં જ ભૂખ્યો દિવાકર ગર્જી ઊઠ્યો.

નિર્લજ્જતાનો પાર નથી! પેલો શરમાળ દિવાકર આજે આટલાં માણસોના દેખતાં આ શબ્દો બરાડીને કહી શકે એવું સહેજે માન્યામાં ન આવે. પરંતુ ખરેખર તે ચીત્કાર પાડી ઊઠ્યો: 'શું છે બહુરાન! આ ખરું છે? હવે, મારવાડી, મુસલમાન, મગ, મદ્રાસી—એવાઓની જરૂર છે શું? ઓહ—એટલે રાતદહાડો કજિયો કરે છે? એટલે હું આંખમાં ખૂંચું છું, કેમ?'

કિરણમયી પહેલાં તો સમજી શકી નહિ, માત્ર એમ ને એમ જોઈ જ રહી. પરંતુ એનો જવાબ આપ્યો ઘરવાળીએ. તે એક ડગલું આગળ આવી હાથ હલાવી આંખ–મોં ફેરવી બોલી: 'તે શું કરવા જરૂર ન હોય? અમે કંઈ ગૃહસ્થની ઘરધણિયાણીઓ નથી, કે એક જણને જ વળગીને પડી રહીએ! અમે તો છીએ સુખનાં પતંગિયાં! જ્યાં જેની પાસે સુખ મળે, સોનું–રૂપું મળે, એની જ પાસે જવાનાં. એમાં શરમાવાનું યે શું છે અને છુપાવવાનું યે શા સારુ હોય?'

દિવાકર ક્રોધથી સળગી ઊઠી એને ધમકાવતો બોલ્યો: 'તું ચુપ રહે ડોકરી! જેને પૂછું એને બોલવા દે.'

હવે ઘરવાળી પણ દારૂની પેઠે સળગી ઊઠી: મરણિયણ થઈ એ બોલી: 'શું! મારા ઘરમાં ઊભો રહીને મને ડોકરી કહે છે? ચાલ, નીકળ કહું છું મારા ઘરમાંથી.'

દિવાકર પણ ભભૂકી ઊઠ્યો: છ મહિના પહેલાં ખરાબમાં ખરાબ

સ્વપ્નમાં પણ એને કદી કલ્પના ન આવી શકત કે તે એક અંત્યજ ગણિકાના મોંએ આવું ભયંકર અપમાન થતાં છતાં કમર બાંધી તું તાં કરી ઝઘડો કરે! પરંતુ, એ તો હવે ઉપેન્દ્ર, સુરબાલાના સ્નેહમાં શાસનમાં લાલિતપાલિત થયેલો પેલો દિવાકર નથી! એથી એ પણ આંખ–મોં લાલ કરી ગર્જી ઊઠ્યો: 'શું! મને બહાર નીકળવાનું કહે છે! ભાડું નથી ખાતી કે તું?'

ઘરવાળી પણ એવો જ તિરસ્કાર કરી બોલી: 'હો! જોયો ન હોય તો ભાડું દેવાવાળો! છિઃ તારા નામ પર! તને ફાંસો ખાવા દોરડી યે નથી મળતી. નીકળ બહાર, કહું છું, નહિ તો ઝાડુ મારી કાઢી મૂકીશ.'

'ઠીક, બહાર કઢાવું છું!'

કહી દિવાકરે દાંત ભચરડી ગાંડા જેવા બની ઝડપથી દોડતા આવી મૂગી ઊભેલી કિરણમયીને જોરથી ધક્કો માર્યો. આખા દિવસથી ભૂખ-તરસથી થાકેલી, તૂટેલી કિરણમયી એ ધક્કો ખમી શકી નહિ; પહેલાં તે ત્યાંથી એક રંગની ખાલી ડોલ ઉપર પડી, ત્યાંથી ગબડી એક છાણાંના ઢગલા ઉપર ઊંધે માથે પડી.

ઉન્મત્ત દિવાકર બોલ્યો: 'જા, બહાર નીકળ. કોણ તારો મારવાડી છે,—દીસતી રહે.'

આમ કહી તે ઘરમાં જતો રહ્યો.

ઘરવાળી ભયંકર ચીસ પાડી ઊઠી. કારખાનામાંથી હમણાં જ છૂટેલા પુરુષોનું ટોળું પોતપોતાના હાથ–મોંની મેશ ધોઈ રહ્યું હતું, બૂમરાણ સાંભળી ચકિત થઇ સૌ હાથમાંનો સાબુ ફેંકી દઇ દોડી આવ્યા.

ઘરવાળી મોટેથી ચીતકાર કરી તીણા સ્વરે ફરિયાદ કરવા લાગી: 'બિચારીને મારી નાખી રે! અભાગિયા એટાને તમે બધા મારીમારીને કાઢી મૂકો રે—ફરી મારે ઘેર ન આવે એ.'

ઘરવાળીનો હુકમ થતાં એ લોકો ટોળે મળી ઘરમાં પેસવા જતા હતા ત્યાં કિરણમયી માથાનો છેડો ખેંચી લઇ ઊઠી બેઠી થઈ દૃઢ સ્વરે બોલી: 'કજિયોકંકાસ કોના ઘરમાં નથી થતો? મારા શરીર પર હાથ ઉપાડ્યો એમાં તમને શું? તમે સૌ ઘેર જાઓ.'

કહી તરત જ ઊઠી ઊભી થઈ પોતાના ઓરડામાં પેસી એણે અંદરથી બારણું બંધ કરી દીધું.

પરાક્રમ બતાવવાની તક જતી રહેવાથી નિરાશ થઈ લોકો પાછા ફર્યા. ઘરવાળો બહાર ઊભીઊભી ગાલે હાથ દઇ માત્ર આટલું બોલીઃ 'નવાઇની વાત !'

બારણા બંધ કરી કિરણમયીએ દીવાસળી કાઢી દીવો કર્યો. લાકડાનું ઘર બહુ મોટું ન હોવા છતાં ઠીક હતું. એક ખૂણે દોરડીના ખાટલા પર દિવાકરની પથારી હતી, બીજે ખૂણે લાકડાના ભોંયતળિયા પર કિરણમયીની પથારી વીંટાળેલી હતી. પગ તરફ કેટલાક લોટા વગેરે એક ઉપર એક ગોઠવેલા હતા, અને એ તરફ જ લાકડાના શીંકા પર રસોઇની તપેલી, કઢાઇ વગેરે લટકતું હતું. આ જ તેમના ઘરનો બધો સરસામાન હતો.

દીવો કરી કિરણમયી બારણા આગળ ભોંય ઉપર સ્થિર થઈને બેઠી. કોઈ કંઈ બોલ્યું નહિ,—ખાટલા ઉપર દિવાકર માથું નીચું કરી મૂગો બેઠો હતો,—આમ બહુ વાર સુધી બંને જણ મૂગાં બેસી રહ્યા પછી કિરણમયી ધીરે ધીરે ઊઠી સામે આવી સહજભાવે બોલીઃ 'તપેલીમાં ભાત રાંધેલો છે, ઊઠો, પીરસું, ખાઈ લો.'

દિવાકર રુદ્ધકંઠે બોલ્યોઃ 'ના.'

તેના કંઠસ્વર પરથી લાગ્યું કે તે ત્યારનો મૂગો મૂગો રડતો હતો.

કિરણમયી બોલીઃ 'ના કેમ ? આખા દિવસનું ખાધું નથી, આજે નહિ ખાઓ તો કાલે ખાવું પડશે. ખાવાપીવા પર કોઇનો ગુસ્સો ચાલતો નથી—હાથ-મોં ધોઈ આવી ભાવે તે બે કોળિયા ખાઈ લો—હું ભાત પીરસી દઉં.'

દિવાકર જવાબ પણ દઈ શક્યો નહિ. લજ્જા અને પશ્ચાત્તાપથી તે બળી મરતો હતો. તે સાચેસાચ કિરણમયીને ખૂબ ચાહતો હતો.

અહીં આવ્યો ત્યારનો ઘણા દિવસ સુધી બહારનું કોઈ કંઈ જાણી નહોતું શક્યું તો પણ દિલમાં ખૂબ ઊંડે ઊંડે ગુપ્તપણે આસક્તિ અને વિરક્તિનો ભયંકર સંગ્રામ બંનેના હૃદયમાં ચાલી રહ્યો હતો, તેનો તમામ આઘાત દિવાકર મૂગો મૂગો સહી રહ્યો હતો.

થોડા દિવસથી આ સંગ્રામ જાહેર અને અત્યંત અદમ્ય થઇ પડવાને લીધે આવો ઉશ્કેરાટ ઘણી વખત બની ગયો છે, પરંતુ આજ પહેલાં કદી પણ આવી રીતે ભાન ભૂલી આવું મોટું પાશવ આચરણ તેણે કર્યું નહોતું. વસ્તુતઃ કોઈ પણ ઉશ્કેરણીને પરિણામે પણ તે કિરણમયીના શરીર ઉપર

હાથ ઉગામી શકે, અને સાચેસાચ હમણાં તેણે હાથ ઉગામ્યો છે, તે હજી પણ તે પોતાના મનમાં માની શકતો નહોતો. તેથી ઘરમાં પેસતાં તે સ્વપ્નાવિષ્ટની જેમ પોતાની પથારી પર બેસી રહ્યો હતો. પરંતુ થોડીવાર પછી કિરણમયીએ જ્યારે પોતાને થયેલો બધો તિરસ્કાર ખંખેરી નાખી ઘરનાં માણસોના હુમલા અને જુલમમાંથી પોતાનું રક્ષણ કરી અંદર આવી બારણું બંધ કરી દીધું, ત્યારે જ તેનું ભાન પાછું આવ્યું.

કિરણમયીની વિનતિ પૂરી થાય ન થાય ત્યાં તો તરંગ જેમ પર્વતની તળેટીએ પછડાઇને પડે તેવી રીતે તે જોરથી કિરણમયીના પગ ઉપર ઊંધે માથે પડી ઊછળતા આવેગથી રડી પડયો.

તે બોલ્યો: 'હું પશુ છું, મને માફ કર, બૌદિ.'

કિરણમયી થોડીવાર નિર્વિકાર સ્તબ્ધ રહી પહેલાંની જેમ જ સહજ કંઠે બોલી: 'તમારો એકલાનો વાંક નથી, મનુષ્ય માત્રને યે આવું કામ પશુ બનાવી દે છે. મને ય કંઈ ઓછી પશુ નથી બનાવી, ઠાકુરપો.'

દિવાકર પ્રબળ વેગથી માથું હલાવી બોલ્યો: 'ના, ના, બીજા કોઇના દાખલાનું મારે કામ નથી, બૌદિ, પરંતુ મારા આજના અપરાધનું પ્રાયશ્ચિત કેવી રીતે થશે? મને કહો—હું કર્યા વગર નહિ રહું.'

કિરણમયી બોલી: 'અપરાધ વળી શો? નથી જાણતા, આમાં તો માણસ માણસનું ખૂન કરી નાખે છે? તમે તો માત્ર ધક્કો જ માર્યો છે,—અપરાધ મેં નથી કર્યો શું? બધો જ શું એકલા તમારો જ વાંક છે? પણ જવાદો એ બધી વાત. બધા આપેક્ષ આગ્રહ આજે ખતમ થઈ ગયા—હવે તમારે પણ ભવિષ્યમાં એની જરૂર નહિ પડે—મારે પણ નહિ. હવે ઊઠો, હાથ-મોં ધોઈ આવી ભાત ખાવા બેસો. મારાથી તો જાણે હવે ઊભા યે નથી રહેવાતું.'

દિવાકર ધીરે ધીરે ઊઠી બેઠો થયો. કિરણમયીના કંઠસ્વર પરથી તે સમજ્યો હતો કે વધારે વાતચીત કરવાની પણ તેની ઇચ્છા નહોતી.

આખા દિવસના ઉપવાસ પછી દિવાકર ખાઈ કરી બહાર કોગળા કરવા ગયો. તેના મનની ગ્લાનિ પણ કંઈક ઓછી થવા આવી હતી. કોગળા કરી હૃષ્ટ ચિત્તે ઘરમાં આવતાં જ જરા નવાઇ પામી ગયો. જોયું તો કિરણમયી તેની પથારી વાળી લઈ ખાટલા પરથી નીચે ઉતારી રહી હતી.

તેણે પૂછ્યું: 'નીચે કેમ ઉતારો છો?'

કિરણમયી અવિચલિત સ્વરે બોલી: 'પહેલાં કહ્યું હોત તો કદાચ તમે ભૂખ્યા રહેત, તેથી બોલી નહિ. આજથી આપણે એકબીજાનું હવે મોં જોવા નહિ પામીએ. રાત હજી બહુ થઈ નથી, આજની રાત કાલીમંદિરમાં જઈને સૂજો. કાલે ફાવે તે મુકામ શોધી લેજો. અને જો આ દેશમાં ન રહેવું હોય તો પરમ દહાડે સ્ટિમર જાય છે, હું રૂપિયા આપીશ, દેશમાં પાછા જતા રહેજો. ટૂંકમાં ફાવે તે કરજો, પણ મારી સાથે હવે તમારો કંઈ જ સંબંધ નહિ રહે.'

દિવાકર ભાનભૂલ્યાની પેઠે સાંભળી રહ્યો હતો. એને થતું હતું કે કિરણમયીનો લેશ પણ મમતા વિનાનો એક એક શબ્દ જાણે કઠોર પથ્થરની પેઠે તેમની વચમાં હમેશની અભેદ્ય દીવાલ રચી રહ્યો હતો.

એ બોલી રહ્યા પછી, તેણે સ્વપ્નાવિષ્ટની જેમ પૂછ્યું: 'અને તું!'

કિરણમયી બોલી: 'મારી વાત સાંભળવાથી તમને કંઈ લાભ નથી,—તેમ છતાં આ દેશમાં જો હશો તો કાલ પરમ દહાડે જાણશો.'

દિવાકર બોલ્યો: 'તો શું ઘરવાળીની વાત સાચી છે—એ બેટો મારવાડી જ—'

કિરણમયીએ કઠોર સ્વરે જવાબ દીધો: 'એમ પણ બને. પરંતુ ગમે તેમ હોય, પણ તમારા ખભા પર ટેકો દઈ અધઃપંથે ઊતરી હતી એટલે એના છેલ્લા પગથિયા સુધી પણ તમારો જ ટેકો લઈ ઊતરવું જોઈએ એવું કંઈ નથી. મારું શરીર સારું નથી હમણાં જ સૂઈ જઈશ—અને તમે વગર કારણે મોડું ન કરો, જાઓ. કાલે સવારે તમારો સરસામાન મોકલી આપીશ.'

દિવાકર બોલ્યો: 'એટલી ઉતાવળ! આજની રાત પણ તું મને નહિ રહેવા દે?'

કિરણમયી બોલી: 'ના.'

દિવાકર પળવાર સ્થિર રહી બોલ્યો: 'તો મારો માત્ર સર્વનાશ કરવા માટે જ આ દુઃખમાં ખેંચી લાવી હતી? કદી મારા પર પ્રેમ થયો નથી?'

કિરણમયી બોલી: 'ના. પરંતુ તમારો નહિ, એક બીજી વ્યક્તિનો સર્વનાશ કરી રહી છું સમજીને જ તમને નુકસાન કર્યું છે. અને મને?' જવા દો મારી વાત. બધી જ ધરમૂળથી ભૂલ થઈ ગઈ છે. અને એ ભૂલને માટે આજે તમારા પગ પકડી માફી માગું છું, ઠાકુરપો.'

આ નિર્વિકાર પાષાણુની પ્રતિમાના મોં સામે જોઈ દિવાકર દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો : 'મારા સર્વનાશની કલ્પના નથી તને, તેથી જ તું આટલી સહેલાઈથી મારી માફી માગી શકી. પરંતુ એ સર્વનાશ કરતાં યે આજે મારો પ્રેમ ઘણો મોટો છે; તેથી જ હજી જીવતો છું, નહિ તો છાતી ફાટી મરી ગયો હોત. પરંતુ એક વાત મને સમજાવ જેની પાસે જઇશ તેના પર પણ પ્રેમ તો નથી, કદાચ તેને ઓળખતી પણ નથી, તો પછી મને છોડી ત્યાં જવાનું શું કરવા મન કરે છે? મેં તો કદી યે તારું કંઈ અનિષ્ટ કર્યું નથી! પરંતુ, તું સાચે જ ત્યાં જવાની?'

કિરણમયી માથું હલાવી બોલી: 'સાચે જ જવાની.'

પછી બહુ વાર સુધી ચુપ રહી મોં નીચું જોઈ રહી મોં નીચું કરી બોલી: 'ના, આજે હવે કશું યે છૂપું નહિ રાખું. હું ઈશ્વરને નથી માનતી, આત્માને નથી માનતી, પુનર્જન્મને નથી માનતી—સ્વર્ગ નરક, એવું બધું કશું યે નથી માનતી--એ બધું યે મારે મન મૃગજળ છે, મિથ્યા છે! હું તો માત્ર આ દુનિયાને માનું છું. જીવનમાં એક જ માણસની આગળ હું હારી ગઈ હતી—અને તે સુરબાલાની આગળ. પણ જવા દો એ વાત. સાચું જ કહું છું, ઠાકુરપો, હું માનું છું માત્ર આ દુનિયાને અને આ સુંદર શરીરને. પરંતુ મારું એવું કમનસીબ છે કે આ વડે એક દિવસ અનંગ જેવા પતંગને પણ મોહિત કરવા બેઠી હતી.'

આમ કહી એક ક્ષુદ્ર નિસાસો નાખી કિરણમયી ચુપ થઇ ગઈ.

બે-ત્રણ મિનિટ શાંત રહી તે એકદમ જાણે જાગી ઊઠી બોલી: 'પછી એક દિવસ—જે દિવસે સાચેસાચ હું પ્રેમમાં પડી, ઠાકુરપો, એ જ દિવસ મને સમજાયું કે શા માટે મારું આખું શરીર આટલા દિવસ આવી રીતે આને માટે તલપાપડ બની રાહ જોઇ રહ્યું હતું!'

દિવાકર વ્યગ્ર બની બોલ્યો: 'કોના પ્રેમમાં પડ્યાં, ભૌદિ?'

કિરણમયી જરા હસી, જાણે મનમનથી બોલવા લાગી: 'મેં ધાર્યું હતું કે મારા આ પ્રેમ જેવો પ્રેમ તો કદાચ તમારા સ્વર્ગમાં પણ નહિ હોય, પરતું એ ગર્વ ન ટક્યો. તે દિવસે મહાભારતની વાતમાં જે છોકરી આગળ હારીને આવી હતી, પાછું તેની જ આગળ હારવું પડ્યું--પ્રેમના દ્વંદ્વમાં પણ નીચું માથું કરી પાછી આવી. મોહનું વાદળ વિખરાઇ જતાં સ્પષ્ટ જોઇ શકી કે તેને રૂપથી ભોળવી શકું એવી તાકાત મારામાં નથી.'

દિવાકરને ઘડીભર લાગ્યું કે તેનો ગાઢ અંધકાર જાણે સ્વચ્છ થતો જાય છે!

કિરણમયીએ બોલવા માંડ્યું: 'એ છોકરી પાસેથી એક વસ્તુ શીખવાનો મને ખૂબ લોભ થયો હતો—તે મારા પોતાના પતિ પર પ્રેમ રાખવાનું—કદાચ શીખી પણ શકત, પરંતુ, એવું કમનસીબ કે એ માર્ગ પણ એ દિવસમાં બંધ થઈ ગયો. ઠીક, તમે શું પૂછ્યું હતું ઠાકુરપો, તમારા પર પ્રેમ કેમ ન કર્યો એમ ને? કોણે કહ્યું નથી કર્યો? કર્યો જ હતો તો! પરંતુ ઉંમરમાં હું મોટી છું, તેથી જે દિવસે તમારા ઉપીનદા મારા હાથમાં તમને સોંપી દઈને ગયા તે જ દિવસથી નાના ભાઈ તરીકે મેં તમારા પર પ્રેમ રાખ્યો છે. તેથી તો આ છ મહિના લગી મારા જ છળમાં હું ક્ષતવિક્ષત થઇ ગઇ છું. તમારી આંખની ભૂખ જોઈ, તમારા મુખની પ્રેમ-કાકલૂદી સાંભળી મારું આખું શરીર ઘૃણાથી, લજ્જાથી કેવું થથરી ઊઠે છે એ શું તમે કદી જોઈ શક્યા નથી, ઠાકુરપો? જાઓ, હવે તમે જાઓ. મારે પાપ-પુણ્ય, સ્વર્ગ-નરક ભલે કશું યે ન હોય, પરંતુ આ શરીર ઉપર તમારી લુબ્ધ દૃષ્ટિ હવે મારાથી સહી નથી જતી.'

આમ કહી પથારી ઊંચકી આણી તેણે દિવાકરની સામે ફેંકી કહ્યું: 'અને તમારા પર મને વિશ્વાસ આવતો નથી. મારે બીજો એક નાનો ભાઈ હજી જીવતો છે. એ સતીશનું મોં યાદ કરીને પણ મારે હમેશને માટે તમારાથી આત્મરક્ષણ કરીને રહેવું જોઇશે. તમે જાઓ—'

દિવાકર ફરી કંઈ બોલ્યા વગર પથારી ઊંચકી લઈ બહારના અંધકારમાં અદૃશ્ય થઈ ગયો.

## [ ૩૫ ]

સવારે કિરણમયી થાકેલા ભાંગેલા શરીરે કામ કરી રહી હતી, એવામાં કામિની ઘરવાળી આવી ઉંબરામાં ઊભી રહી ગાલ ભરી હસી હસીને બોલી: 'છોકરો જતો રહ્યો? બલા ટળી. કાલે જાણે મને ખાઈ

જવા ઊઠ્યો'તો ! અરે, બૈરી માણસને રાખવાનું તારું શું ગજું ? બકરીના દૂધથી ચાલતું હોત તો કોઈ ગાય રાખત નહિ.'

કિરણમયીએ ઊંચું જોઇ પૂછ્યું: 'કોણે કહ્યું એ જતો રહ્યો ?'

ઘરવાળી હસીને આંખો નચાવતી બોલી: 'લે, હવે ઢોંગ શું કરવા કરે છે ? કોણે કહ્યું ? હું જાતે જ ઘરવાળી મને વળી કહેનારું કોણ ? કાનોકાન બધું સાંભળ્યું છે. નહિ તો આટલા દિવસ ઘર કેમ ચાલે ?—ક્યારના યે ભૂત ખાઈ ગયાં હોત, ખબર છે ?'

કિરણમયી મૂગી મૂગી ઘરકામ કરવા લાગી. જવાબ ન મળવાથી ઘરવાળી જાતે જ બોલવા લાગી: 'ક્યારની હું કહું છું, વહુમા, કાઢી મૂકો આ બલાને. તો કે' ના, છો રહ્યો, ક્યાં જશે ? અરે, ક્યાં જશે તે ગમે ત્યાં જશે ! એવી ચિંતા કરવા બેસીએ તો કેમ પાલવે ? ખાઓ, પીઓ, પહેરો, ઓઢો, સોનેરૂપે દેહ શણગારો અને સાથે સાથે પ્યાર પણ કરો. એ નહિ, ને આ તે કઇ જાતનો ખાલી ખાલી પ્યાર !'

કિરણમયીએ એક જ વખત જરા દૃષ્ટિ કરી નજર નીચી ઢાળી દીધી. ઘરવાળી સમજી કે એનો અનુભવનો ઉપદેશ અસરકારક નીવડ્યો છે. તે ઉત્સાહમાં આવી બોલવા લાગી: 'અને શું આ તારો પ્યાર કરવાનો વખત છે ? આજે તો બે હાથે બસ લૂંટ. પછી બે પૈસા ભેગા કરી લઈ તગડી થઈ બેસી મોટી ઉંમરે પ્યાર કરવાને કોણે તને ના કહી છે ? હાથમાં પૈસો હશે તો કંઈ છોકરાઓની ખોટ પડવાની છે ? કેટલા યાર જોઇએ ?

કિરણમયી બેધ્યાન બની હતી,—શી ખબર આ બધાં વાક્યો તેણે સાંભળ્યાં કે નહિ ! પરંતુ તેણે કંઈ જ જવાબ ન આપ્યો.

ઘરવાળીએ આમાંનું કંઈ જ જોયું નહિ, એ તો પોતાની ધૂનમાં જ બોલવા લાગી: 'તું જોજે ને વહુમા, છ મહિનામાં જ જો તારું નસીબ ન ફેરવી નાખું તો મારું નામ કામિની નહિ. હું કહું તેમ કર—બસ, બીજું કંઈ મારે જોઈતું નથી.'

કિરણમયીને થયું જાણે આ સ્ત્રી તેના મનની તમામ ઈંદ્રિયો ધગધગતી સાણશી વડે તોડીને બહાર કાઢી રહી છે, પરંતુ ના કહેવાનો શબ્દ તેના મોંમાંથી નીકળ્યો નહિ. માત્ર મૂગીમૂગી તે સાંભળી રહી.

ઘરવાળી બોલી: 'હિંદુસ્તાની મારવાડી છે. પાસે પૈસોટકો ઠીક છે.

લાગમાં આવ્યો છે તો બે હાથે નિચોવી લે;—પછી છોને થતો બેટો ખલાસ બીજા કેટલા યે આવી લાગશે. એ તો આવી થઈ ગઈ છે—બાકી તારું રૂપ કંઇ જેવું તેવું છે વહુ!'

એવામાં બહાર આંગણાને છેડેથી ધીમા ગળાની બૂમ સંભળાઇ: 'કામિની?'

'આ આવી.'

કહી જવાબ દઈ ઘરવાળીએ બહાર નીકળવાનું કરતાં જ કિરણમયી બે હાથ લંબાવી તેનો છેડો જોરથી પકડી લઈ બોલી ઊઠી: 'ના, ના, અહીં કદાપિ નહિ,—આ ઘરમાં કોઈ ન આવે.'

ઘરવાળી આભી બની બોલી: 'કેમ? કોણ છે અહીં?

કિરણમયી દૃઢ સ્વરે બોલી: 'કોઈ હોય ન હોય,—પણ અહીં નહિ,—કદાપિ નહિ—'

આવનાર માણસનાં પગલાં પાસે આવતાં સંભળાવા લાગ્યાં.

ઘરવાળી અવાક થઈ બોલી: 'તું કંઇ કોઈની વહુ નથી! પુરુષ આદમીઓ તારે ઘેર આવશે, બેસશે, એમાં તારે બીવાનું શું, કહે? તું થઇ વેશ્યા.'

કિરણમયી ચીત્કાર કરી ઊઠી: 'હું કોણ? હું વેશ્યા?'

એને થયું, જાણે વજ્રાગ્નિની રેખા એના પગનાં તળિયામાંથી ચડી બ્રહ્મરંધ્ર ચીરી નાખી બહાર નીકળી ગઈ.

તેની લાલ આંખો અને તીવ્ર કંઠસ્વર જોઇ ઘરવાળી નવાઈ પામી અને ક્રોધે ભરાઇ બોલી: 'વેશ્યા નથી તો કોણ છે ત્યારે? છોકરવાદ જોઈ એની તો ચીડ ચડે છે,—હવે અમે છીએ એવી તું છે. ભદ્દર પુરુષ આવે છે, લે, ઘરમાં બેસાડ.'

આ ભદ્દર પુરુષની પાસેથી કામિનીએ રૂપિયા ખાધા હતા અને હજી યે કંઇ કંઈ આશા હતી. ભદ્રપુરુષ બારણા આગળ આવી ઊભો અને દાંત કાઢી હસીને બોલ્યો: 'કયા હૈ કામિની? છે તો બધું બરાબર ને?'

ઘરવાળી છેડો ખેંચી વિનયપૂર્વક બોલી: 'જેવી આપ સૌની મહેરબાની. જાઓ, અંદર જઇને બેસો—હું પાન બનાવી લાવું.'

પછી જરા હસીને બોલી: 'હવે આ બધું ઘરબાર તમારું છે, બાબુજી;

બરાબર શણગારી આપવું પડશે એ કહી દઉં છું.'

'જરૂર, જરૂર, બધું થશે.'

કહી ભદ્ર ગૃહસ્થ બિંદુમાત્ર સંકોચ અનુભવ્યા વગર ઘરમાં દાખલ થઇ ખાટલા ઉપર બેસી ગયા.

કિરણમયીની સ્નાયુનસોની સહિષ્ણુતા પોલાદ કરતાં યે વધારે હતી. પરંતુ હવે તેનાથી સહન ન થયું. તેનું રૂપ–યૌવન ખરીદવા આ અજાણ્યો હિંદુસ્તાની ઘરમાં પેઠો કે તરત તે ભાન ભૂલી પવનથી કેળ તૂટી પડે તેમ જમીન ઉપર પછડાઈ પડી.

પુરુષ ચમકીને પાછું વળી જોઈ આ ઓચિંતું વિઘ્ન આવી પડ્યું જોઈ મૂઢ બની ગયો.

એકાએક આ દુર્ઘટના સમયે બીજી એક ધમાલ થતી સંભળાઇ. મુખ્ય દરવાજા પર કોઈ એક નવા બાબુ આવ્યા છે અને દિવાકર અને બઉ-દાનનું નામ લઇ ખૂબ ધાંધલ મચાવી રહ્યા છે એવા ખબર આવ્યા.

અને નોકરની પાસેથી ઘરવાળી એ આવનાર બાબુનો વિશેષ પરિચય મેળવી રહી હતી ત્યાં તો એક વિશાળકાય પુરુષે એક મોટી ચામડાની બેગ ડાબા હાથમાં ઝુલાવતા સામે આવી ગંભીર સ્વરે બૂમ મારી: 'બઉ-ઠાન!'

તેના જમણા હાથની આંગળીપર એક મોટા હીરાવાળી વીંટી સૂર્ય-પ્રકાશમાં ઝળહળી ઊઠી. ઘરવાળી ઊભી થઇ બોલી: 'કોનું કામ છે?'

'દિવાકર અહીં રહે છે?'

ઘરવાળી બોલી: 'ના.'

'મારી ભાભી? કિરણમયી ભાભી? કયા કમરામાં રહે છે?'

ઘરવાળીની સાથે સાથે બીજી પણ બે–ચાર સ્ત્રીઓ કુતૂહલવશ થઈ ડોક લંબાવી જોઈ રહી હતી, તેમાંથી કોઈ બોલ્યું: 'આ જ તો બેભાન થઇ પડી છે.'

'બેભાન થઇ પડી છે?'

કહી આવનાર ભદ્ર પુરુષ ત્રણ કૂદકે ભીડમાંથી રસ્તો કરી ઘરમાં આવી ઊભો.

બેભાન કિરણમયી હજી ભોંય પર પડેલી હતી. આખું શરીર ભીનું હતું,—આંખો બંધ, મોં ફિક્કું, માથાના વાળ ભીના ને વિખરાયેલા, શરીર

પરનું કપડું ખસી ગયેલું—

આવનાર સતીશ હતો.

એની નજર હિંદુસ્તાની પર પડી. આ પહેલાંનો તે પાસે આવી અનિમેષ નયને કિરણમયીની સામે જોઇ રહ્યો હતો. સતીશે નવાઇ પામી ખૂબ ક્રોધે ભરાઈ પૂછ્યું : 'એઇ, તુમ કૌન હય?'

એના વતી ઘરવાળીએ જવાબ દીધો. તે બોલી : હં, એ તો અમારા મારવાડી બાબુ છે. આ—'.

પરંતુ પરિચય પૂરો અપાઇ રહે તે પહેલાં જ સતીશે તે માણસને દરવાજો દેખાડી કહ્યું : 'બહાર જાઓ—'

મારવાડી પૈસાદાર છે, વળી નવો પ્રેમી છે,—ખાસ કરીને આટઆટલી સ્ત્રીઓના દેખતાં તે હલકો પડવા પણ ઇચ્છતો નથી, એટલે હિંમત કરી બોલ્યો : 'કયા હય?'

અસહિષ્ણુ સતીશે લાકડાની ભોંય પર પગ ઠોકી ધમકી દીધી : 'બહાર જા, ઉલ્લુ!'

આખા ઘરના સૌ, અને આખું ઘર સુદ્ધાં ચમકી પડયું; અને ફરી કાંઈ પણ બોલ્યા વગર મારવાડી બહાર જતો રહ્યો.

સતીશ કિરણમયીના શરીર ઉપર ખસી ગયેલું વસ્ત્ર ઢાંકી દઇ પોતે જ એક પંખો હાથમાં લઈ જોરથી પવન નાખવા લાગ્યો, અને તેમને ઘેરીને ઊભેલી સ્ત્રીઓ વિચિત્ર કલરવ કરવા લાગી એ લોકોની અનેક વાતોમાંથી સતીશ થોડા વખતમાં ઘણું તથ્ય પામી ગયો. ઘરવાળી ગુસ્સો અને ખૂબ નવાઇ પ્રકટ કરી, રહી રહીને બોલવા લાગી કે એણે એના બાપદાદાની ઉંમરમાં પણ કદી આવી નવાઇની છોકરી કોઇ જોઇ નહોતી, કે વેશ્યાને વેશ્યા કહેતાં એની આંખો ચડી જાય ને દાંત મોં બંધ થઈ જાય!

વીસેક મિનિટ પછી ભાન આવતાં કિરણમયી માથે છેડો ખેંચી લઈ ઊઠીને બેઠી થઈ. પળવાર એકીટશે જોઈ રહી ને ક્ષીણ કંઠે બોલી: 'ઠાકુરપો?'

સતીશ પ્રણામ કરી પગની રજ માથે ચડાવી બોલ્યો: 'હા, ભૌઠાન. હું છું. પણ શું થયું છે એ કહો. જેવાં કપડાં છે, તેવાં ઘરબાર છે, તેવો ચહેરો યે છે,—કોણ કહેશે કે આ સતીશની દીદી છે? જાણે ક્યાંકની

કોઈ નિરાધાર ગાંડી છોકરી ! છોકરવાદ તો ઘણુ કર્યો, હવે કાલના વહાણમાં ઘેર ચાલો !'

પછી સ્ત્રીઓ તરફ જોઈ તે બોલ્યો: 'હવે જરૂર નથી, તમે સૌ પોત-પોતાને ઘેર જાઓ.'

કિરણમયી નિશ્ચલ પાષાણમૂર્તિની પેઠે નીચું મોં કરી જોઈ રહી. એના અંતરની વાત અંતર્યામી જાણે; પરંતુ બહાર કંઇ જ વ્યક્ત થયું નહિ.

સ્ત્રીઓ બહાર ગયા પછી સતીશે કહ્યું: 'પેલો સૂતર કયાં છે, બૌઠાન ?'

કિરણમયીએ મોં ઊંચું કર્યા વિના જ કહ્યું: 'આટલા દિવસ તો અહીં જ હતો, કાલે રાતે બીજે ગયો છે.'

'કેમ ?'

'મેં જતા રહેવાનું કહ્યું તેથી.'

'પણ બોલાવીએ તો નહિ આવે ?'

'બોલાવી જોઉં.'

કહી કિરણમયી બહાર જઇ ઘરના નોકરને કાલીમંદિરે મોકલી પાછી અંદર આવી બેઠી. બોલી: 'તમે આવશો એવું તો મને સ્વપ્નમાં પણ નહોતું. ઠાકુરપો.'

સતીશ બોલ્યો: 'હું આવીશ એવું મને પોતાને પણ સ્વપ્નમાં નહોતું એમ નહિ, બઉઠાન ?'

'ખરું.'

કહી કિરણમયી ફરી માથું નીચું કરી બેસી રહી. એને ઘણું પૂછવાનું હતુ, સતીશ એમના ઘરની કાઢી મૂકેલી દાસીની પાસેથી ખબર કાઢીને આવ્યો છે એ સમજવું અઘરું નથી, પરંતુ, અકસ્માત, આટલા સમય પછી તપાસ કરી પાછી લઇ જવા માટે આવવાનો યથાર્થ હેતુ અનુમાન કરવો ખરેખર કઠણ છે.

પરંતુ આવવાનો હેતુ સતીશે પોતે જ ધીમે ધીમે વ્યક્ત કર્યો, તે બોલ્યો: 'કાલે વહાણ ઊપડે છે,—તમને લઇ જવા આવ્યો છું, બઉઠાન !'

કિરણમયી ઊંચું જોઈ બોલી: 'ઉપીન ઠાકુરપોએ મોકલ્યા છે ને ? ભલે, દિવાકરને લઈ જાઓ. એ જઈ શકે તો સારુ.'

સતીશ બોલ્યો: 'માત્ર બીજાનો જ હુકમ બજાવવા આટલે દૂર નથી

આવ્યો, મારી પોતાની પણ એવી જ આવશ્યકતા છે. તમને થતું હશે કે તો પછી આટલા મોડા કેમ આવ્યા? તો કહું ખબર નહોતી મળી. પછી પિતા મરણ પામ્યા, અને પોતે પણ મરવા બેઠો હતો,—કદાચ ફરી મેળાપ પણ ન થાત.'

કિરણમયીએ ઊંચું જોયું; એની આંખમાંથી જગતનો તમામ સ્નેહ જાણે સતીશના આખા શરીર પર વરસ્યો. થોડીવાર પછી કરુણકંઠે તે બોલી: 'હું કોને ત્યાં જઈશ, ઠાકુરપો, મારું કોણ છે?'

'મારે ત્યાં આવજો, બઉઠાન,—હું છું.'

'પરંતુ મને આશ્રય આપવો એ સારું કહેવાશે?'

સતીશ બોલ્યો: 'તમે શું એ ભૂલી ગયાં બઉઠાન, કે ઘણા દિવસ પહેલાં આ સારું ખોટું એક દિવસ હમેશને માટે નક્કી થઈ ગયું છે—જે દિવસે તમે મને નાનો ભાઈ કહીને બોલાવ્યો તે દિવસે? ખોટું કંઈ જો તમે કર્યું હોય તો જવાબ દેવાનો છે તમારે, પરંતુ મારો તો જવાબ એ છે કે હું નાનો ભાઈ છું—તમારો ન્યાય કરવાનો મને અધિકાર જ નથી.'

આ સાંભળી કિરણમયીને થયું કે ક્યાંક નાસી જઈ એક વખત પેટ ભરીને રડી લઉં, પરંતુ તે આત્મસંવરણ કરી બોલી: 'પણ ઠાકુરપો, સમાજ તો છે ને?'

સતીશ વચમાં જ બોલ્યો: 'ના, નથી. જેની પાસે પૈસા છે, શરીરનું જોર છે તેની સામે સમાજ નથી. અને એ બંને વસ્તુઓ જરા વધારે પ્રમાણમાં મને મળી ગઇ છે, બઉઠાન!'

તેની બોલવાની રીત જોઈ કિરણમયીને હસવું આવ્યું. જરા શાંત રહી તે બોલી: 'ઠાકુરપો, પૈસો અને શરીરના જોર પર તમે સમાજને નહિ માનો, પણ નિજની અશ્રદ્ધાના પંજામાંથી આ પાપિષ્ઠાને બચાવશો કેવી રીતે?'

સતીશ અધીર થઈ બોલી ઊઠ્યો: 'હું બહુ ભણ્યોગણ્યો નથી, હું તો ગમાર મૂરખ માણસ છું, બૌઠાન, આવી દલીલનો જવાબ દેવાની પણ મારામાં શક્તિ નથી, આવી રીતે સૂક્ષ્મતાથી લોકોના સારાખોટાનો હિસાબ કરતાં મને નથી આવડતો. અને આ તે શું સતયુગ છે કે આખી પૃથ્વીમાં બધા યે ઉપીનદાની પેઠે યુધિષ્ઠિર થઇને બેસી રહેશે? આ તો છે કલિકાલ, દુષ્કર્મ—અકર્મ લોકો કરવાના જ. એનો કોણ જમાખરચનો હિસાબ રાખી

એવું છે? મારી ઊંધી જ દૃષ્ટિ છે, એ ખરી કહો કે ખોટી કહો, બૌઠાન, હું જોઉં છું કે કોણે શું કામ કર્યું છે. હારાનદાના મૃત્યુ સમયે તમે કરેલી પતિસેવા—એ મેં નજરોનજર નિહાળી છે એ તમે અસતી? મરી જાઉં તો યે હું એ ન માનું! એ ગમે તે હો પણ તમને હું લઇ જ જવાનો. માંદગીથી હું જરા નબળો પડચો છું પણ આ ફળીના લોકોની તાકાત નથી કે તમને મદદ કરી મારા હાથમાંથી છોડાવી લે. કાલે તમને ખભે ચડાવી જહાજ ઉપર હું ચડાવી દેવાનો જ, પછી તમે ગમે તેટલી ના કહેશો તો યે!'

કિરણમયી હસી પડી. અપરાધની તમામ કાળાશ દૂર થઇ સરળ સ્નિગ્ધ હાસ્યરેખાથી તેનું આખું મોં તેજસ્વી થઇ ગયું. પળવાર તેને થયું કે તેણે કંઈ જ ગર્હિત કૃત્ય કર્યું નથી; માત્ર ગુસ્સામાં એ દિવસ સસરાનું ઘર છોડી બાપને ઘેર આવતી રહી હતી, અને હવે સ્નેહાળ દિયર પાછી તેડી જવા માટે તાણ કરી રહ્યો હતો.

એવામાં બારણા બહારથી બૂમ પાડતો દિવાકર દાખલ થયો. બોલ્યો: 'મને બોલાવવા મોકલ્યો હતો?'

બોલતાં જ તેની ખાટલા ઉપર નજર પડતાં જાણે ભૂત જોયું હોય એવો તે ચમકચો. બહાર અજવાળામાંથી અંદરના અંધારામાં પ્રવેશતાં, પહેલાં તે સતીશને જોઇ શકચો નહોતો. હવે ઓળખતાં તેનું મોં ફિક્કું પડી ગયું.

સતીશ હસીને બોલ્યો: 'હું ઉપીનદા નથી, રે! સતીશદા છું—કુકર્મનો રાજા છું. મને જોઈ આમ સુકાઇને લાકડું થઈ જવાની જરૂર નથી. લે બેસ, બેસ. ઉપીનદાની રજા લઇને આવ્યો છું,—કાલે સવારે સાડા છ વાગતા પહેલાં જ વહાણ ઊપડે છે એ ભૂલતો નહિ.'

દિવાકર ત્યાં જ બેસી પડી બે ઢીંચણમાં મોં છુપાવી બહુ વાર પછી બોલ્યો: 'હું નહિ આવું, સતીશદા.'

સતીશ બોલ્યો: 'તારા પીર આવશે. ઉપીનદાનો હુકમ છે,—જીવતા કે મરેલા ઉખડેલ દિવાકરનું માથું જોઇએ!'

દિવાકર બોલ્યો: 'તો એના શબનું માથું જ લઈ જજો, સતીશદા. એ હું કાલ સવારે છ વાગતાં સુધીમાં સહેજે આપી શકીશ.'

સતીશ મુખમાંથી એક અવાજ કાઢી બોલ્યો: 'ઓ બાપરે! છોકરાનો

મિજાજ તો જુઓ! પણ તારે કેમ નથી આવવું ?'

દિવાકર બોલ્યો: 'તમે તે કંઇ ગાંડા થયા, સતીશદા ? દુનિયામાં કોણ એવું છે, જે આટલું બની ગયા પછી એમની આગળ જઈ ઊંચે માથે ઊભું રહી શકે ?'

સતીશ બોલ્યો: 'ભલે તો, ઊંચે માથે ઊભા રહેવામાં વાંધો હોય તો નીચું માથું કરી ઊભો રહેજે. પણ તારે આવવું તો પડશે જ. અરે, તેં એવું તે શું વધારે કર્યું છે કે આટલો શરમે મરે છે? એટલામાં હું શું શું કરી બેઠો છું તે બધું ત્યાં જઈને સાંભળજે ! માના પંચ મકાર સુદ્ધાં! ભૂત સાધના—વેતાલ સાધના—એ બધાં નામો તેં સાંભળ્યાં છે બાપ જનમારે ? લે, ચાલ. ઉપીનદા હવે પહેલાંના ઉપીનદા નથી રહ્યા—આપણે બધાયે એક રીતે એમને ઠેકાણે આણ્યા છે. બઉઠાન, તૈયારી કરવાની હોય તે કરી લો, હું ટિકિટ ખરીદવા જાઉં છું.'

એના છેલ્લા શબ્દો કિરણમયીના કાનમાં જોરથી ખટક્યા, તેણે પૂછ્યું: 'ઠેકાણે આણ્યા છે એટલે શું ઠાકુરપો ?

સતીશ જોરથી હસીને બોલ્યો: 'જશો એટલે ખબર પડશે, બઉઠાન.'

એનું ક્ષીણ હાસ્ય જોઈ પલવાર ચુપ રહી કિરણમયી બોલી: 'પણ મેં તો તમને કહી દીધું ઠાકુરપો, કે હું નહિ આવી શકું.'

દિવાકર પણ દૃઢસ્વરે બોલ્યો: 'હું પણ કોઈ ઉપાયે નથી આવવાનો, સતીશદા, તમે મારી પાછળ નકામા પૈસા ખરચશો નહિ.'

સતીશ ઊભો થતો હતો, તે હતાશભાવે બેસી પડ્યો. ઉપેન્દ્રની માંદગીના સમાચાર હમણાં સુધી એણે છુપાવી રાખ્યા હતા, પરંતુ હવે ન રાખી શકાયા તે બોલ્યો: 'હું ખૂબ બડાશ કરીને આવ્યો છું કે તમને લઈ જઈશ. મારું વચન ભલે તમે ન રાખ્યું, પણ તેમણે શું તમારો એવો કોઈ ભયંકર અપરાધ કર્યો છે કે તેમને આ દુઃખ દેવાનું કરો છો ? હું ખાલી હાથે પાછો જાઉં તો એમને કેટલું લાગશે એ હું નજરે જોઇને આવું છું, દિવાકર, આવો અધર્મ આચરીશ નહિ! તને મળવા વાસ્તે તો એમનો જીવ હજી અટકી રહ્યો છે, નહિ તો ક્યારનો યે જતો રહ્યો હોત.'

બંને સાંભળનાર એક સાથે અસ્ફુટ ચીત્કાર કરી ઊઠ્યાં.

સતીશ બોલવા લાગ્યો: 'આ મહા મહિનો ઊતરતાં ક્ષય રોગથી પોશભાભી સ્વર્ગે સિધાવ્યાં ત્યારથી જ સમજાઇ ગયું છે કે ઉપીનદા પણ ગયા.

પરંતુ એમને જવાની આટલી બધી ઉતાવળ હતી એની અમને કોઇને ખબર પડી નહિ. હમેશાં બોલે બહુ ઓછું,—સ્વર્ગનો રથ છેક બારણા આગળ આવી ઊભો નહિ ત્યાં સુધી બિલકુલ ખબર સુધ્ધાં ન આપી કે એમની તૈયારીઓ બધી થઇ ગઇ છે. તારે બીવાનું કારણ નથી રે, દિવાકર, નિર્ભય થઈ ચાલ. આપણા ઉપીનદા બદલાઇ ગયા છે. આજે હજાર વાંકમાં પણ એ વાંક જોતા નથી—માત્ર મરક મરક હસે છે—છિઃ છિઃ, એ ધૂળ ઉપર ત્યાં આમ સૂશો નહિ, બઉઠાન. ભલે, અમે બહાર જઇએ છીએ, તમે જરા સૂઈ જાઓ—ઊઠશો નહિ હોં!'

કહી ઝડપથી ઊભો થઈ એક ડગલું ભરે ત્યાં જ સમજી ગયો કે કિરણમયી ભાન ભૂલી ઢળી પડી છે—જાણી જોઇને સૂઈ ગઇ નથી.

સતીશ અને દિવાકર બંને એકબીજાના મોં સામે જોતા સ્તબ્ધ બની ઊભા રહ્યા. થોડીક પળ પછી સતીશ ધીરે ધીરે બોલ્યોઃ 'આવી જ મને ધાસ્તી હતી દિવાકર, મને ખબર હતી કે આ સમાચાર એ સહી શકશે નહિ.'

દિવાકરે ચકિત થઇ સતીશના મોં સામે જોયું, સતીશ નવાઇ પામી બોલ્યોઃ 'આટલા દિવસ આમ પાસે રહ્યો તો યે તું આ વાત સમજી શક્યો નહિ, દિવા? બીજી પણ મને ધાસ્તી છે કે બઉઠાકુરુનને હું મારી નાખવા જ લઇ જાઉં છું. પરંતુ તો યે લઈ ગયા વગર છૂટકો નથી. આ જગતમાં બે માણસ કેમે આ શોક સહી શકવાના નથી—પરંતુ એક જણ તો સ્વર્ગે ગયું છે અને બીજું—પરંતુ, જા, પાણી લઇ આવ દિવાકર. હું પવન નાખું છું—આ શું, કંઈ બોલતો કેમ નથી?'

એકાએક દિવાકરનું આખું શરીર પગથી માથા સુધી કંપી ઊઠયું, બીજી જ ક્ષણે તે બેભાન કિરણમયીના બે પગ ઉપર ઊંધે માથે પડી બોલવા લાગ્યોઃ 'હું બધું સમજ્યો છું. બૌદિ, તમે મારાં પૂજ્ય વડીલ છો. તો શું કરવા અત્યાર લગી ગુપ્ત રહી મને નરકમાં ડુબાડયો? હું આ મહાપાપમાંથી શી રીતે બચવા પામીશ. બૌદિ?'

## [ ૩૬ ]

ઉપેન્દ્રે કહ્યું હતુંઃ 'સાવિત્રી, મારાં કેટલાંક હાડકાં ગંગામાં પધરાવજે, દિદિ,—બહુ પીડામાં દાઝયા કર્યો છું, જરાક ટાઢો થઇશ.'

સાવિત્રીને આજકાલ તે કોઇ વાર 'તું' તો કોઇ વાર 'તમે' કહી—જેમ મોઢે આવે તેમ બોલાવતો. સાવિત્રી એની એ છેલ્લી ઇચ્છા અને છેલ્લી ચિકિત્સા માટે થોડા દિવસ થયાં કલકત્તામાં જોડા સાંકો મહેલ્લામાં એક ઘર ભાડે રાખી આવી હતી. આજે સાંજે વાવંટોળ ને વૃષ્ટિ થઇ ગઈ હતી છતાં હજી આકાશમાં વાદળાં વિખરાયા નહોતાં. ઉપેન્દ્ર બહુ વાર પછી ભારે બનેલી આંખો ઉઘાડી ધીરે ધીરે બોલ્યો: 'પેલી બારી જરા ઉઘાડી નાખ બહેન, સપ્તર્ષિ મંડળનાં જરા દર્શન કરું.'

સાવિત્રી એના કપાળ પરથી રૂક્ષ વાળ ધીરે ધીરે સરખા કરી દેતી મૃદુ સ્વરે બોલી: 'પવન શરીરે લાગશે, દાદા.'

'છોને લાગતો બેન. મારે હવે શું બીવાનું છે?'

બીવાનું તો એનું આજે જ નહિ, પણ સુરબાલા ગઈ તે દિવસથી જ મટી ગયું હતું. પરંતુ, એથી કંઈ સાવિત્રીની બીક મટી નહિ. જ્યાં લગી જીવ છે ત્યાં લગી એને આશા છે. તેથી મૃત્યુ એની પડખે ઓશીકા આગળ સમાન આસન કબજે કરી બેસી ગયું હતું તો પણ હજી તે તુચ્છ પવનને યે ઓરડામાં પેસવા દેવાની એની હિંમત ચાલતી નથી.

તે અનિચ્છાસૂચક સ્વરે બોલી: 'પરંતુ નક્ષત્રમંડળ ક્યાં દેખાય છે, દાદા? આકાશમાં તો વાદળાં છે.'

ઉપેન્દ્ર મ્લાન આંખો ઉત્સાહથી પહોળી કરી બોલ્યો: 'વાદળાં છે? આહા! અકાળે વાદળાં, દીદી, ઉઘાડી નાખ, ઉઘાડી નાખ,—જરા જોઈ લઉં—ફરી તો જોવા પામવાનો નથી.'

સાવિત્રીએ આગળ કંઈ પણ દલીલ કર્યા વગર આંખનાં આંસુ લૂછી નાખી ઊઠીને બારી ઉઘાડી નાખી.

એ ઉઘાડી બારીની બહાર ઉપેન્દ્ર અનિમેષ નયને જોઈ રહ્યો. આકાશના કોઈ એક અદૃશ્ય ખૂણામાંથી ક્ષણે ક્ષણે વીજળી ઝબકી જતી હતી એના અજવાળામાં સામેના ગાઢ વાદળાં તેજસ્વી થઈ જતાં હતાં,—જોઈ જોઇને ઉપેન્દ્રને કેમે ધરાવો થતો નથી.

સાવિત્રી પોતે પણ એક રેલિંગ પકડીને જોતી મૂગી બની ઊભી હતી, ઉપેન્દ્રની દૃષ્ટિ એ તરફ પડતાં તે મનમાં મનમાં જરા હસીને બોલ્યો: 'ટાઢ લે લે, બારી બંધ કરી દઈ પાસે આવી બેસ. પરંતુ આટલી માયા સારી નહિ દીદી. જરા શરીરે પવન લાગવા દેતી નથી, . પણ હું

જતો રહીશ પછી શું કરીશ, કહે?'

સાવિત્રી બારી બંધ કરી દઈ પાસે આવી બોલી: 'તમે તો મને કામ સોંપી જવાનું કહેતા હતા ને? હું એ જિંદગી બધી કર્યા કરીશ. તમે રાતદિવસ મારી આંખ આગળ રહેશો.'

'કરી શકીશ?'

સાવિત્રી ધીરે ધીરે બોલી: 'કેમ નહિ કરી શકું, દાદા? તમારું વચન ઉથાપવાનું તેઓ કદી નહિ કહે.'

ઉપેન્દ્ર હસીને બોલ્યો: 'તેઓ કોણ? સતીશ કે?'

ઉપેન્દ્રે એના લજ્જાળ મૌન મુખ સામે જોઈ નિ:શ્વાસ નાખ્યો. તે બોલ્યો: 'સાવિત્રી, સતીશ મારો કોણ છે એ બીજાને સમજાવવું મુશ્કેલ છે. બહારથી દેખાતો સંબંધ કહે છે કે તે મારો સાથી છે, મારો જીવનભરનો મિત્ર છે; પરંતુ જે સંબંધ નથી દેખાતો તે સંબંધે સતીશ મારો નાનો ભાઈ છે, મારો શિષ્ય છે, મારો સદાકાળનો અનુચર સેવક છે. તે રાત્રે દીદી, જો તું જાહેર થઈ અમને પાછાં વાળી લઈ ગઈ હોત તો મારું શેષ જીવન કદાચ આટલું દુ:ખમાં ન વીતત. દિવાકર પણ કદાચ મને આટલી વ્યથા ન આપી શક્યો હોત.'

સાવિત્રી સજળનેત્રે બોલી: 'મેં તમને પાછા વાળવાનું મન તો કર્યું હતું, દાદા, પરંતુ એમણે મને કેમે જવા દીધી નહિ, બારસાખમાં આડા હાથ કરી રોકીને ઊભા રહ્યા. કહે કે હું તમને મોં દેખાડું તો તમારું અપમાન કર્યા જેવું થશે.'

'જેવી ઈશ્વરની ઈચ્છા' કહી ઉપેન્દ્ર આકાશ ભણી જોઈ એક દીર્ઘ નિ:શ્વાસ નાખી મૂંગો રહ્યો.

ઘેર ઉપેન્દ્રના પિતા શિવપ્રસાદ વાથી પીડાય છે, એમને તથા ઘર છોડીને મહેશ્વરી સાથે આવી શકી નહોતી, પરંતુ વચેટ ભાઈ વડીલ તરીકે કલકત્તાના ઘરમાં હતા, તેમના અને બીજા કોઈનાં પગલાંનો અવાજ નિસરણી પર સંભળાયો.

બીજી જ પળે તેમણે વૈદ્યરાજ સાથે ઓરડામાં પ્રવેશ કર્યો. વૈદ્યરાજે ઉપેન્દ્રની નાડી જોઈ. તાવની પરીક્ષા કરી દવા બદલવાનું કહેતાં જ ઉપેન્દ્ર હાથ જોડીને બોલ્યો: 'મને હવે માફ કરો, વૈદ્યરાજ! તમારું અજાણ્યું તો કશું નથી—તો પછી જતી વખતે શું કરવા વધારે દુ:ખી

કરો છો ?'

બુઢ્ઢા વૈદ્યની આંખો સજળ થઈ ગઈ, તે બોલ્યાઃ 'અમે વૈદ્ય રહ્યા, છેલ્લી પળ સુધી પણ અમારાથી નિરાશ થવાય નહિ, ભાઈ. વળી ભગવાને બધી આશા ખલાસ કરી નાખી હોય તો પણ પીડા ઓછી કરવા માટે યે દવા આપવી જોઈએ.'

ઉપેન્દ્ર કાંઈ પણ બોલ્યા વગર ચુપ રહ્યો.

પછી દવા બદલી, પાવા વગેરેની સૂચના આપી વિદ્વાન વૈદ્યરાજ સિધાવ્યા. એમને વિશ્વાસ તો લેશમાત્ર નહોતો, વધારામાં આજે વધારે સ્પષ્ટ રીતે અનુભવ કરતા ગયા કે રોગીની મૃત્યુઘડી ખૂબ ઝડપથી પાસે આવી રહી છે.

ત્રણ દિવસ પછી સોમવારે સવારે એક તાર હાથમાં લઈ સાવિત્રી ઓરડામાં દાખલ થઈ બોલીઃ 'કાલે સવારે એ લોકો જહાજમાં નીકળે છે.'

'કોઈનું નામ નથી લખ્યું સતીશે? લાવ, જોઉં.'

ઉપેન્દ્રના લંબાવેલા હાથમાં સાવિત્રીએ તારનો કાગળ મૂક્યો.

કાગળનું બરાબર નિરીક્ષણ કરી સાવિત્રીને પાછો આપી ઉપેન્દ્રે માત્ર એક નિઃશ્વાસ નાખ્યો. આ નિઃશ્વાસનો અર્થ સાવિત્રીને છૂપો રહ્યો નહિ.

જતી વખતે સતીશ એને ખાનગીમાં કહેતો ગયો હતો. કે કિરણમયીનો પત્તો લાગતાં ગમે તેમ કરીને પણ એ એને પાછી લઈ આવ્યા વગર નહિ રહે. એમનો ભાઇ-બહેનના સંબંધનો પણ ઉલ્લેખ કરી જવાનું એ ચૂકયો નહોતો.

આ અજબ યુવતીને નજરે જોવાનું કુતૂહલ સાવિત્રીને ઘણા વખતથી હતું, પરંતુ વખતે સાનભાન વિનાનો સતીશ એને આ ઘરમાં જ લાવીને હાજર કરી દે એવો ભય પણ ઓછો નહોતો. તે બોલીઃ 'બધી બાજુનો વિચાર કરી એ પગલું ભરતા નથી; મને બીક છે, દાદા, કે કદાચ કિરણભાભીને તેઓ અહીં જ લઇ આવશે.'

ઉપેન્દ્રના ફિક્કા હોઠ ઉપર વેદનાનું એક શુષ્ક હાસ્ય દેખાયું. તે બોલ્યોઃ 'આ ઘરમાં તો તે શું કરવા આવે બહેન? આ દેશમાં જો તે પાછી આવે તો તેનું પણ કારણ છે,--પરંતુ એ તો કંઇ સાવિત્રી નથી,

એ તો અજ્ઞાન છે—તારી પેઠે ઇહિકાલ પરકાલ એક કરીને બેઠી નથી, એ શું કરવા જાણીબૂઝીને આ ભયાનક રોગના કેદખાનામાં પગ મૂકવા આવે, કહે?'

બોલતાં બોલતાં સાવિત્રી ભણી જોતાં સ્નેહ, શંકા, કરુણા અને વેદનાથી તેનું ગળું કંપી ઊઠ્યું.

સાવિત્રીએ દૃષ્ટિ નીચી ઢાળી મહા કષ્ટે આંસુ ખાળ્યાં. જરા સ્વસ્થ થઇ ઉપેન્દ્ર ફરીથી બોલ્યો: 'છતાં, નવાઈ તો જો સાવિત્રી, એક વખત એ સાચેસાચ મારા પ્રેમમાં પડી ગઈ હતી.'

સાંભળી સાવિત્રી સાચે જ નવાઇ પામી, કારણ કે આ વાત તેણે સતીશ પાસેથી સાંભળી નહોતી. તે બોલી: 'એમણે મને કિરણભાભીની પતિસેવા વિષે કહ્યું હતું,—તો શું એ ખોટું હશે, દાદા?'

ઉપેન્દ્ર બોલ્યો: 'એ પણ સાચું છે, બહેન. એ એક અદ્ભુત હકીકત છે. તને અને સુરોને ન જોઇ જાણી હોત તો મને થાત કે આવી સેવા ખરેખર કોઈ સ્ત્રી કરી શકે નહિ, પતિ પર આટલો પ્રેમ કદાચ કોઇ રાખી શકે નહિ.'

સાવિત્રી બોલી: 'પરંતુ એ વસ્તુ કદી છળ ન હોઈ શકે, દાદા.'

ઉપેન્દ્ર તરત જ હોંકારો ભણી બોલ્યો: 'ના, છળ નથી. એણે કોઇને કદી તે દેખાડવાનો પ્રયત્ન કર્યો નથી, કદી કોઇની આગળ દેખાડવા ઇચ્છા પણ કરી નથી. એની પતિસેવાનો સાક્ષી માત્ર ભગવાન જ હતો, અને બીજા હતા અમે બે જણ—સતીશ અને હું.'

બીજી જ પળે તેને દાક્તર અનંગમોહન યાદ આવ્યો. જરા શાંત રહી તે બોલ્યો: 'આજે તો મને કોઈના ઉપર ક્રોધ નથી, ઘૃણા નથી, અણગમો નથી. આજે મને ખૂબ દુઃખપૂર્વક શું યાદ આવે છે જાણે છે, બહેન?—મને થાય છે કે જિંદગી બધી એણે ફાંફાં જ માર્યા કર્યાં છે; પરંતુ કદી યે કશું પામી નથી. મારા પર પણ તે કદી પ્રેમમાં નથી પડી. એવો પ્રેમ હોય તો શું કોઈ આટલું દુઃખ દઈ શકે? દિવાકર અમને કેટલો વહાલો હતો તેની એને ખબર હતી. એના જ હાથમાં તો હું એને સોંપી ગયો હતો. મેં ધારેલું કે મારી સ્નેહની વસ્તુને એ પણ સ્નેહની નજરે જોશે! ઓહ—કેવી મોટી ભૂલ થઈ ગઈ હતી!'

ઉપેન્દ્ર થોડી વાર અટકીને બોલ્યો: 'એથી એ જ ચિંતા થાય છે કે સતીશ સમજાયા કર્યા વગર કદાચ બધાંને અહીં જ લઈ આવશે તો?'

સાવિત્રી માથું હલાવી બોલી. 'ના, એ કદી નહિ બની શકે, દાદા. એમની બહેનને રાખવાની વ્યવસ્થા ભલે એ કરે, પણ અહીં નહિ.'

બુધવારે સવારે દશ–અગિયાર વાગે સતીશ જહાજઘાટ આગળ ઊતરી ગાડી ભાડે કરતો હતો, ત્યાં એણે બિહારીને ઊભેલો જોયો. શેઠને જોઈ તેણે પાસે આવી પ્રણામ કર્યા. કિરણમયી પાસે ઊભી હતી, બિહારીને ઘડી સંદેહ થયો કે આ જ એ હશે. તેણે અગાઉ કદી તેને જોઈ નહોતી, માત્ર એ ખૂબ સુંદર છે એટલું જ સાંભળ્યું હતું. તેમ છતાં, રૂપ ખાસ કંઈ, આ મલીન વસ્ત્ર ધારણ કરી ઊભેલી સાધારણ યુવતીમાં દેખાયું નહિ. તેથી આ સ્ત્રીને કોઇ બીજી ધારી લઇ તે ધીરે ધીરે બોલ્યો: 'બાબુ, માએ કહેવડાવ્યું છે કે વહુ જો આવ્યાં હોય તો એમને કયાંય બીજે મૂકી તમે બંને જણ ઘેર આવજો. સાથે ન લાવશો.'

સતીશ ભૂખ–તરસથી થાકીને એક તો ખિજાએલો હતો, તેમાં બિહારીના આ અપમાનજનક શબ્દો કિરણમયીના મોં ઉપર જ સાંભળી ગરમ થઇ જઇ બોલ્યો: 'કંઇ કારણ? એમને ઝાડ હેઠળ બેસાડી રાખી અમે ઘરમાં જઇને બેસીએ! જા, જઇને કહે કે અમે કોઇ ત્યાં આવવા ઇચ્છતા નથી.'

બિહારીનું મોં પડી ગયું. કિરણમયી તે વખતે પાસે આવી જરા મ્લાન હસીને બોલી: 'એ ખરું કહે છે ઠાકુરપો. આમ ગુસ્સે થવા જેવું કંઈ નથી. અત્યારે બાબુને કેમ છે, બિહારી?'

બિહારી જવાબ દે તે પહેલાં જ સતીશ વધારે ગુસ્સે થઇ બોલ્યો: 'કોણે તને આ કહેવા મોકલ્યો છે? સાવિત્રીએ? એની હિંમત બહુ વધી ગઇ લાગે છે.'

સાવિત્રીને સંબોધી બોલાયેલા આ દૃઢ શબ્દોથી ઘવાઇ બિહારી કિરણમયીના મોં સામે જોઈ બોલ્યો: 'તમે ખરું કહો છો, મા. બાબુ વગર સમજ્યે ગુસ્સે થઇ જાય છે! આવી ભયંકર માંદગી વખતે કોઈ ત્યાં જાય ખરું? ઉપીનબાબુએ કાલે રાત્રે સાવિત્રીમાને બોલાવી જાતે જ કહેલું કે બીશ નહિ કિરણભાભી મારી માંદગીનાં ખબર સાંભળી આ ઘરમાં તો શું, આ મહેલ્લામાં પગ નહિ દે. સાવિત્રીમાની પેઠે સૌને કંઈ મરવા જીવવાની—'

કિરણમયીનું મ્લાન મુખ વ્યથાથી એકદમ ફિક્કું પડી ગયું. તે બોલી: 'આવું શું બાબુએ પોતે કહેલું હતું બિહારી?'

બિહારી માથું હલાવી ઉત્સાહમાં કંઈક બોલવા જતો હતો ત્યાં સતીશે ધમકાવીને કહ્યું: 'બસ કર, અક્કરમી ગધેડા!'

ધમકી મળતાં બિહારી સંકોચ પામી ગયો. કિરણમયી બોલી: 'એના ઉપર ગુસ્સે થવાથી શો ફાયદો, ઠાકુરપો?'

પછી તે બિહારી તરફ જોઈ બોલી: 'તારા બાબુને કહેજે કે બીશો નહિ,—એમનો હુકમ મળ્યા વગર હું ત્યાં નહિ આવું.'

પછી તેણે સતીશને કહ્યું: 'ઠાકુરપો, આજે મને કોઈ હોટેલમાં મૂકી આવો,—કોઈ નાની અમથી ઓરડી ભાડે નહિ મળે?'

સતીશ ઉશ્કેરાઈને બોલ્યો: 'કલકત્તા શહેરમાં મકાનની શી ચિંતા, ભાભી, એક કલાકમાં હું બધું નક્કી કરી નાખું છું. આવ દિવાકર, જરા પગ માંડીને આવ—'

કહી બૂમ પાડી તે કિરણમયીને ગાડીમાં બેસાડી દઈ પોતે કોચબોક્સ પર બેસી ગયો.

ગાડી ગયા પછી ક્ષુબ્ધ લજ્જિત બિહારી ખિન્ન મુખે ધીરેધીરે ઘર ભણી જવા નીકળ્યો.

લાગ મળતાં જ સાવિત્રી સવારે ઝટપટ ગંગામાં સ્નાન કરી આવતી. સતીશ પાછો આવ્યા પછી આ થોડા દિવસથી તે લગભગ રોજ ગંગાસ્નાન કરવા આવતી.

ચારેક દિવસ પછી, એક દિવસ સવારે સ્નાન વગેરે કરીને તે ઉપર આવી તો ઘાટ ઉપર કંઈક ધમાલ મચેલી તેણે જોઈ. એક વૃદ્ધ બ્રાહ્મણ સ્નાન કરીને *નામાવલી શરીરે વીંટાળી, મંત્ર રટતો રટતો ઘેર જતો હતો. એવામાં ક્યાંકથી કોઈ ગાંડી આવી એનો રસ્તો રોકી ઊભી. વખતે સ્પર્શ થઈ જાય તો ગંગાસ્નાનનું બધું પુણ્ય માટીમાં મળી જાય એ બીકે વૃદ્ધ બ્રાહ્મણ બહાવરો બની ગયો હતો, અને પેલી ગાંડી જરાકે થડક્યા વગર અદ્‌ભુત પ્રશ્ન પૂછી રહી હતી: 'ઠાકુર, તમે ઈશ્વરને માનો છો? એમને બોલાવો છો તે એ આવે છે ખરો? કેવી રીતે તમે એને બોલાવો છો? હું કેમ બોલાવી શકતી નથી? મારી કેમ તેના પર શ્રદ્ધા બેસતી નથી?'

* ઈષ્ટદેવનાં નામ લખેલી ચાદર

જવાબમાં બ્રાહ્મણ સ્પર્શાસ્પર્શની બીકે સંકોચ પામી બોલતો હતો : 'ખસ ખસ, રાંડ, પોલીસને બોલાવું કે? રસ્તો છોડ કહું છું.'

બે-ચાર પ્રૌઢ વયની સ્ત્રીઓ પણ આજુબાજુ ઊભી તમાસો જોઈ રહી હતી. તેમાંથી કોઈ બોલ્યું : 'ગાંડી નથી, ગાંડી નથી. જોતાં નથી, રાંડે આખી રાત દારૂ ઢીંચ્યો છે!'

આ સાંભળી એ ગાંડી વિહ્વળ બની બોલી : 'હું ભદ્ર ઘરની છોકરી છું, રે, હું દારૂ પીતી નથી. આ અહીં મારું ઘર છે—હું તો માત્ર તમને સૌને હાથ જોડીને પૂછું છું કે ભગવાન દુનિયામાં છે ખરો? તમે લોકો શું એનું સ્મરણ કરી શકો છો? એનું ભજન કરી શકો છો? તો મારાથી કેમ થતું નથી? હું પરમ દહાડાની એના આગળ કેટલીયે ધા નાખ્યા કરું છું.'

બોલતાં બોલતાં તેની આંખમાંથી દડદડ કરતાં આંસુ પડવા લાગ્યાં.

સાવિત્રીને પણ તે ગાંડી લાગી; પરન્તુ છતાં અપરિચિત ગાંડી બાઈના અશ્રુજળથી ભીંજાયેલી વિચિત્ર વ્યાકુલ અરજ સાંભળી તેના પોતાનાં સેંકડો દુઃખ અને વેદનાથી ભરેલા હૃદયમાં જાણે હાહાકાર મચી ગયો; અને પળવારમાં તેની પણ આંખો આંસુથી છલકાઈ ગઈ. ગાંડીની નજર ઓચિંતી આ તરફ પડતાં તે ડોશીને છોડી દઈ સાવિત્રીની સામે આવી બોલી : 'તમે તો રોજ પૂજાપાઠ કરો છો,—તમે **મને** આનો જવાબ દેશો?'

ચોતરફ ભીડ થઈ રહી એ જોઈ સાવિત્રીએ ઝડપથી એનો હાથ પકડી લીધો.

ગાંડી ચમકીને બોલી : 'રે, તમે મને અડક્યાં?'

સાવિત્રી બોલી : 'એમાં કંઈ પાપ નથી. તમે ઘેર ચાલો. રસ્તે જતાં જતાં તમને જવાબ આપીશ.'

કહી એ હતભાગિનીનો હાથ પકડી તે રસ્તે પડી.

એક-બે શબ્દોની આપ લે કરતાં જ સાવિત્રી સમજી કે આ સ્ત્રી ગાંડી નથી; પરંતુ કોઈ પણ તરફ મન વાળવા જેવી તેના મનની સ્થિતિ નથી. બોલતાં બોલતાં અધવચ તે એકદમ બોલી ઊઠી : 'હું રાત દહાડો ભગવાનને પ્રાર્થના કર્યા કરું છું કે તારા ચરણમાં મેં ઘણા અપરાધ કર્યા છે, એટલે એમની માંદગી મને આપી એમને સાજા કરી દે. હું બેન, આવું

ન બને ? ઉપવાસ કરી રાતદિવસ પ્રાર્થના કરવાથી શું સાચેસાચ ઇશ્વરની દયા મળે છે ? તમને ખબર છે ?'

આમ કહી તેણે તીવ્ર દૃષ્ટિએ સાવિત્રીના મોં સામે જોયું.

શું જવાબ દેવો તે સાવિત્રીને સૂઝયું નહિ. પરંતુ વધારે વિચાર કરવો પડ્યો નહિ. બીજી જ પળે તે સાવિત્રીનો હાથ છોડાવી બોલી: 'જાઉં, હું ગંગાસ્નાન કરી આવું. ગંગાજીમાં સ્નાન કરવાથી ઘણાં પાપ ધોવાઈ જાય છે,— નહિ?'

કદી જવાબની રાહ જોયા વગર જ તે જે રસ્તે આવી હતી તે રસ્તે ઝડપથી જતી રહી.

[ ૩૭ ]

સાવિત્રીની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહી છાતી ભીંજાવી રહ્યો છે. આજે તેના જ ખોળામાં ઉપેન્દ્ર મરણ પથારીએ સૂતો છે. દુબળા પાતળા બે પગમાં મોં છુપાવી દિવાકર મૂગો મૂગો રડી રહી અંતરની અસહ્ય વેદના જણાવી રહ્યો છે. એનો પશ્ચાત્તાપ, એની વ્યથા ઇશ્વર વગર બીજું કોણ જાણે છે! બીજા ઓરડામાં મહેશ્વરી ભોંય પર પડી ફાટેલા કંઠે રડી રહી છે. આ સર્વલક્ષી શોકમાં એકલો સતીશ જ સ્થિર થઈ પડખે બેઠો છે.

આજે સવારથી ઉપેન્દ્રના મુખમાંથી વારંવાર લોહી પડે છે, હજાર પ્રયત્ને પણ તે બંધ થતું નથી. શ્વાસ ધીમે ધીમે ભારે અને મુશ્કેલ થતો જાય છે, એનું અસહ્ય દુઃખ સહન કરી ઉપેન્દ્ર મીંચેલી આંખે મૂગો પડ્યો છે.

એણે આંખો ઉઘાડી સાવિત્રીના મોં સામે જોઈ અસ્ફુટ સ્વરે ધીરે ધીરે પૂછ્યું: 'રાત કેટલી છે, દીદી, પૂરી નહિ થાય શું ?'

સાવિત્રીએ પાલવ વડે એના હોઠના ખૂણા પરની રક્તરેખા લૂછી લઇ નીચી નમી કહ્યું: 'હવે બહુ રાત નથી, દાદા. અત્યારે બહુ દરદ થાય છે ?'

ઉપેન્દ્ર બોલ્યો: 'ના દિદિ સૌને થાય છે એટલું મને થાય છે વધારે શું થાય?'

જરા રહી તેણે તેવા જ સ્વરે કહ્યું: 'સતીશ, ભાભીનો પત્તો ન લાગ્યો? આજે ચાર દિવસથી કિરણમયી પૂરેપૂરી ગૅબ થઇ ગઈ છે. કલકત્તા આવ્યા તે જ દિવસે સતીશે નજીકમાં ઘર ભાડે કરી દાસી લાવી આપી, બીજી જરૂરની તમામ સાધનસામગ્રી લાવી આપી હતી, પરંતુ ઉપેન્દ્રની માંદગી બહુ વધી જવાને લીધે તે બે-ત્રણ દિવસ જાતે ખબર કાઢવા જઈ શક્યો નહોતો. ત્રણ દિવસ પછી જઇને જોયું તો કોઈ ચીજનો તેણે સ્પર્શ સુધ્ધાં કર્યો નહોતો. નવો ઘડો ખરીદી લાવી એ જ્યાં મૂકીને આવ્યો હતો ત્યાં જ તે તેવી જ રીતે પડેલો હતો. ચૂલામાં બિલકુલ રાખ પડી નહોતી.

દાસીએ આવી કહ્યું: 'કામ કોનું કરું બાબુ? વહુમા આવ્યાં ત્યારના બારીના સળિયા પકડી રસ્તા સામું જોતાં બેઠાં તે બેઠાં, ન ઊઠયા, ન સ્નાન કર્યું, ન પાણીનું ટીપું યે મોંમાં નાખ્યું—પથારી યે પડી રહી, ઊઠીને સૂતાં યે નહિ—અને પછી કાલ સવારનાં તો એ દેખાતાં જ નથી. સરસામાનનું જે કરવું હોય તે કરો બાબુ, ખાલી ઘરની ચોકી કરી બેસી રહેવાનું મારાથી નહિ બને.'

આ સંભળી સતીશ માથે હાથ દઇ થોડી વાર બેસી રહી છેવટે દાસીના હાથમાં બીજા પાંચ રૂપિયા મૂકી દઈ પાછો આવ્યો. એ વખતથી એણે માણસો દોડાવી તપાસ કરવામાં બાકી રાખી નહોતી, પરંતુ કંઈ પરિણામ આવ્યું નહિ.

બધું ઉપેન્દ્રે સાંભળ્યું હતું.

સાવિત્રીને ખૂબ દુઃખ સાથે ક્રોધ કોઈ વાર થતું કે ગઈ કાલે સવારે ગંગાઘાટ પર મળી હતી તે તો કિરણમયી નહિ હોય? પરંતુ, કિરણમયી તો ખૂબ જ સુંદર છે! એ ગાંડીમાં રૂપ તો હતું પણ એને સુંદર ન કહી શકાય. પરંતુ એ કેમ જતી રહી?—ક્યાં ગઈ? શા સારુ ગઇ?

ઉપેન્દ્રના પ્રશ્નના જવાબમાં સતીશે માત્ર માથું હલાવી કહ્યુ: 'ના.'

આગળ ઉપેન્દ્રે કંઇ પૂછયું નહિ અને બીજી જ પળે તે તંદ્રાવશ થઈ પડ્યો.

આવી રીતે બાકીની રાત પૂરી થઈ.

દશ વાગ્યા પછી ફરી આંખો ઉઘાડી ધ્યાનપૂર્વક જોઈ એકદમ જાણે

ઓળખી શકવાથી ઉપેન્દ્ર ક્ષીણ કંઠે બોલી ઊઠ્યો 'આ કોણ ? સરોજિની ?'

સરોજિની ભોંય પર ઘૂંટણ વાળી પથારી પર મોં છુપાવી રડી પડી. ઉપેન્દ્ર ધીરે ધીરે જમણો હાથ તેના માથા પર રાખી બોલ્યોઃ 'આવી બહેન? તને જ હું મનમાં ખૂબ ખોળતો હતો, પરંતુ કેમે યાદ આવતી નહોતી.—આજે ન આવી હોત તો કદાચ ફરી મેળાપ ન થાત.'

કહી વળી થોડી વાર તે શી ખબર શું વિચાર કરવા લાગ્યો. સ્પષ્ટ સમજાઇ ગયું કે આજે બધી બાબતો યાદ કરવા જેટલી એનામાં શક્તિ રહી નહોતી. એકાએક યાદ આવતાં તેણે બૂમ મારીઃ 'સતીશ ક્યાં છે ?'

સામેના સળિયા પકડી સતીશ બહાર રસ્તાભણી જોતો મૂગો મૂગો ઊભો હતો, તે પાસે આવી ઊભો કે ઉપેન્દ્રે કહ્યુંઃ 'તમારાં લગ્ન નજરે જોતા જવાનો વખત મને ન મળ્યો, સતીશ, પરંતુ મારી આ લક્ષ્મી બેનને તું કદી દુઃખી કરીશ નહિ. તારો હાથ જરા લાવ તો.'

કહી પોતાનો હાડપિંજર જેવો હાથ તેણે ઊંચો કર્યો.

સાવિત્રીના ઢળેલા મોં સામે જોતાં પળવાર સતીશના હૃદયમાં ખળભળાટ મચી ગયો, પરંતુ બીજી જ ક્ષણે તેણે હાથ લંબાવી ઉપેન્દ્રનો કાંપતો હાથ પોતાના બલિષ્ઠ જમણા હાથમાં પકડી લીધો.

ઉપેન્દ્ર મનમાં મનમાં જગતતારિણીના શબ્દો યાદ કરી બોલ્યોઃ 'સતીશ, સરોજિનીની માને તો તું ઓળખે છે. એમની આગળ મેં વચન આપ્યું હતું કે મારો સતીશ ભાઈ તમને જ આપીશ. જોજે હોં, મારા મરણ પછી કોઈ એવું ન બોલે કે મારું વચન તેં ન પાળ્યું !'

સતીશ આંસુ ખાળી શક્યો નહિ, રડીને તે બોલ્યોઃ 'ના ઉપીનદા, મેં તમારું વચન ઉથાપ્યું છે એવું કોઇ નહિ બોલી શકે, પરંતુ તેમ છતાં છુપાવવું નહિ પાલવે—મારી બધી હકીકત સ્પષ્ટ કરીને કહેવી જરૂરની છે. હું સારો માણસ નથી, બહુ દોષ, બહુ પાપ કર્યાં છે—મને સરોજિની કેવી રીતે સ્વીકારશે ? ઊલટું, તમે મને એ અધિકાર દેતા જાઓ કે કોઈની પણ બીકે, કોઇ પણ લોભે. કોઈ પણ દુર્બળતાને વશ થઇ હું જેણે મને ચાહતાં શીખવ્યું છે તેનો અસ્વીકાર ન કરું—'

આમ કહી તેણે સાવિત્રીની સામે નજર કરતાં જ બંને જણની ચાર આંખો મળી. પરંતુ તરત જ બંનેએ દીર્ઘ દૃષ્ટિ નીચી ઢાળી દીધી.

ઉપેન્દ્ર હસ્યો; બોલ્યોઃ 'આજે પણ શું મને એ વાત જાણવાની બાકી

છે, સતીશ? હું બધું જાણું છું. બધું જાણી ને ય તમને હું એક કરી દેવા ઇચ્છું છું.'

સતીશ બોલી ઊઠ્યો: 'પરંતુ મારાથી શું સરોજિની સુખી થઈ શકશે?'

જવાબ દેવા જતાં ઉપેન્દ્રે સાવિત્રીના મોં સામે ઘડી દૃષ્ટિ કરતાં જ સાવિત્રી ઊછળતા આવેગમાં બોલી ઊઠી: 'એ ભાર હું લઉં છું, દાદા,— તમે નિશ્ચિંત થાઓ.'

ઉપેન્દ્ર કાંઈ બોલ્યો નહિ, માત્ર અનિમેષ નયને એના મોં સામે જોઇ રહ્યો.

થોડીવાર પછી ઉપેન્દ્ર બોલ્યો: 'આસક્તિનું બંધન હવે તારે માટે નથી, સાવિત્રી! દુર્ભાગ્યે તને સમાજ બહાર ફેંકી દીધી છે, બેન, તો હવે એની અંદર જવાનું ઇચ્છીશ નહિ. હમેશાં બહાર રહીને જ એને અંદર હૃદયમાં રાખી રહેજે, એ મારી વિનંતિ છે.'

સાંભળી પાષણમૂર્તિની પેઠે સાવિત્રી આંખો નીચી ઢાળી બેસી રહી. આજે સતીશ ઉપર તેનો લેશમાત્રે અધિકાર રહ્યો નહિ એની ચિંતાની, એની વાસનાની, એના પરમ સુખની, પરમ દુઃખની, અસહ્ય વેદનાની આજે એની નજર આગળ જ સમાપ્તિ થઈ, પરંતુ એક ક્ષુદ્ર નિઃશ્વાસ સરખો એણે નીકળવા દીધો નહિ. વ્યથાથી એનું અંતર વલોવાઈ જવા જેવું લાગ્યું, પરંતુ સર્વસહિષ્ણુ વસુંધરા જેવી રીતે પોતાના અંતરમાં અગમ્ય અગ્નિ-જ્વાલાઓ સહન કરે છે તેવી જ રીતે સાવિત્રી અવિચલિત મુખે બધું સહન કરતી શાંત થઈ બેસી રહી.

ઉપેન્દ્ર એના ઢળેલા મુખ પ્રત્યે ફરીથી દૃષ્ટિપાત કરી બોલ્યો: 'હું બધું યે સમજું છું, બેન, પરંતુ તું વહી શકે એમ છે તેથી જ આ ભાર તને સોંપું છું.'

જવાબમાં સાવિત્રીએ માત્ર ઉપેન્દ્રના કપાળ પરના વાળ હલાવ્યા.

ઓચિંતો સતીશ ચીત્કાર કરી ઊઠ્યો: 'રે, આ તો બઉદિ!'

સાવિત્રીએ ચમકીને મો ઊંચું કરી જોયું તો પેલી ગંગાના ઘાટ પર મળેલી ગાંડી ધીમે ધીમે ખૂબ સાવધાનીથી ઓરડામાં આવી રહી હતી. આંખના પલકારામાં સૌ એકદમ ચકિત થઇ ગયાં.

કિરણમયીનાં લાંબા વાળ મોં પર, કપાળ પર, પીઠપર સર્વત્ર વિખરા-

ઓળખી શકવાથી ઉપેન્દ્ર ક્ષીણ કંઠે બોલી ઊઠ્યો 'આ કોણ? સરોજિની?'

સરોજિની ભોંય પર ઘૂંટણ વાળી પથારી પર મોં છુપાવી રડી પડી. ઉપેન્દ્ર ધીરે ધીરે જમણો હાથ તેના માથા પર રાખી બોલ્યોઃ 'આવી બહેન? તને જ હું મનમાં ખૂબ ખોળતો હતો, પરંતુ કેમે યાદ આવતી નહોતી.—આજે ન આવી હોત તો કદાચ ફરી મેળાપ ન થાત.'

કહી વળી થોડી વાર તે શી ખબર શું વિચાર કરવા લાગ્યો. સ્પષ્ટ સમજાઇ ગયું કે આજે બધી બાબતો યાદ કરવા જેટલી એનામાં શક્તિ રહી નહોતી. એકાએક યાદ આવતાં તેણે બૂમ મારીઃ 'સતીશ ક્યાં છે?'

સામેના સળિયા પકડી સતીશ બહાર રસ્તાભણી જોતો મૂગો મૂગો ઊભો હતો, તે પાસે આવી ઊભો કે ઉપેન્દ્રે કહ્યુંઃ 'તમારાં લગ્ન નજરે જોતા જવાનો વખત મને ન મળ્યો, સતીશ, પરંતુ મારી આ લક્ષ્મી બેનને તું કદી દુઃખી કરીશ નહિ. તારો હાથ જરા લાવ તો.'

કહી પોતાનો હાડપિંજર જેવો હાથ તેણે ઊંચો કર્યો.

સાવિત્રીના ઢળેલા મોં સામે જોતાં પળવાર સતીશના હૃદયમાં ખળભળાટ મચી ગયો, પરંતુ બીજી જ ક્ષણે તેણે હાથ લંબાવી ઉપેન્દ્રનો કાંપતો હાથ પોતાના બલિષ્ઠ જમણા હાથમાં પકડી લીધો.

ઉપેન્દ્ર મનમાં મનમાં જગતતારિણીના શબ્દો યાદ કરી બોલ્યોઃ 'સતીશ, સરોજિનીની માને તો તું ઓળખે છે. એમની આગળ મેં વચન આપ્યું હતું કે મારો સતીશ ભાઈ તમને જ આપીશ. જોજે હોં, મારા મરણ પછી કોઈ એવું ન બોલે કે મારું વચન તેં ન પાળ્યું!'

સતીશ આંસુ ખાળી શક્યો નહિ, રડીને તે બોલ્યોઃ 'ના ઉપીનદા, મેં તમારું વચન ઉથાપ્યું છે એવું કોઇ નહિ બોલી શકે, પરંતુ તેમ છતાં છુપાવવું નહિ પાલવે—મારી બધી હકીકત સ્પષ્ટ કરીને કહેવી જરૂરની છે. હું સારો માણસ નથી, બહુ દોષ, બહુ પાપ કર્યાં છે—મને સરોજિની કેવી રીતે સ્વીકારશે? ઊલટું, તમે મને એ અધિકાર દેતા જાઓ કે કોઈની પણ બીકે, કોઇ પણ લોભે, કોઈ પણ દુર્બળતાને વશ થઇ હું જેણે મને ચાહતાં શીખવ્યું છે તેનો અસ્વીકાર ન કરું—'

આમ કહી તેણે સાવિત્રીની સામે નજર કરતાં જ બંને જણની ચાર આંખો મળી. પરંતુ તરત જ બંનેએ દીર્ઘ દૃષ્ટિ નીચી ઢાળી દીધી.

ઉપેન્દ્ર હસ્યો; બોલ્યોઃ 'આજે પણ શું મને એ વાત જાણવાની બાકી

છે, સતીશ? હું બધું જાણું છું. બધું જાણી ને ય તમને હું એક કરી દેવા ઈચ્છું છું.'

સતીશ બોલી ઊઠ્યો: 'પરંતુ મારાથી શું સરોજિની સુખી થઈ શકશે?'

જવાબ દેવા જતાં ઉપેન્દ્રે સાવિત્રીના મોં સામે ઘડી દૃષ્ટિ કરતાં જ સાવિત્રી ઊછળતા આવેગમાં બોલી ઊઠી: 'એ ભાર હું લઉં છું, દાદા,—તમે નિશ્ચિંત થાઓ.'

ઉપેન્દ્ર કાંઈ બોલ્યો નહિ, માત્ર અનિમેષ નયને એના મોં સામે જોઈ રહ્યો.

થોડીવાર પછી ઉપેન્દ્ર બોલ્યો: 'આસક્તિનું બંધન હવે તારે માટે નથી, સાવિત્રી! દુર્ભાગ્યે તને સમાજ બહાર ફેંકી દીધી છે, બેન, તો હવે એની અંદર જવાનું ઈચ્છીશ નહિ. હમેશાં બહાર રહીને જ એને અંદર હૃદયમાં રાખી રહેજે, એ મારી વિનંતિ છે.'

સાંભળી પાષણમૂર્તિની પેઠે સાવિત્રી આંખો નીચી ઢાળી બેસી રહી. આજે સતીશ ઉપર તેનો લેશમાત્રે અધિકાર રહ્યો નહિ એની ચિંતાની, એની વાસનાની, એના પરમ સુખની, પરમ દુઃખની, અસહ્ય વેદનાની આજે એની નજર આગળ જ સમાપ્તિ થઈ, પરંતુ એક ક્ષુદ્ર નિઃશ્વાસ સરખો એણે નીકળવા દીધો નહિ વ્યથાથી એનું અંતર વલોવાઈ જવા જેવું લાગ્યું, પરંતુ સર્વસહિષ્ણુ વસુંધરા જેવી રીતે પોતાના અંતરમાં અગમ્ય અગ્નિ-જ્વાલાઓ સહન કરે છે તેવી જ રીતે સાવિત્રી અવિચલિત મુખે બધું સહન કરતી શાંત થઈ બેસી રહી.

ઉપેન્દ્ર એના ઢળેલા મુખ પ્રત્યે ફરીથી દષ્ટિપાત કરી બોલ્યો: 'હું બધું યે સમજું છું, બેન, પરંતુ તું વહી શકે એમ છે તેથી જ આ ભાર તને સોંપું છું.'

જવાબમાં સાવિત્રીએ માત્ર ઉપેન્દ્રના કપાળ પરના વાળ હલાવ્યા.

ઓચિંતો સતીશ ચીત્કાર કરી ઊઠ્યો: 'રે, આ તો બઉદિ!'

સાવિત્રીએ ચમકીને મો ઊંચું કરી જોયું તો પેલી ગંગાના ઘાટ પર મળેલી ગાંડી ધીમે ધીમે ખૂબ સાવધાનીથી ઓરડામાં આવી રહી હતી. આંખના પલકારામાં સૌ એકદમ ચકિત થઈ ગયાં.

કિરણમયીનાં લાંબા વાળ મોં પર, કપાળ પર, પીઠપર સર્વત્ર વિખરા-

વેલા હતા, પહેરેલી સાડી ફાટી ગઇ હતી, મલીન આંખોમાંની દૃષ્ટિ શૂન્ય અને તીવ્ર હતી,—જાણે કોઇ ઉન્મત્ત શોક મનુષ્યાકાર ધારણ કરી એકદમ ઘરમાં આવી ઊભો !

સતીશની સામે જોઇ હસી પડી તે બોલી: 'શોધી શોધીને થાકી ઠાકુરપો. કેટલાંયે માણસને પૂછ્યું, પણ ઘર ક્યાં આવ્યું તે કોઈ શું ધૂળ કહી શકે! આજે કાલીમંદિરથી આવતી હતી, ત્યાં સદ્‌ભાગ્યે બિહારી રસ્તામાં મળી ગયો,—એટલે એની પાછળ પાછળ આવી પહોંચી!'

પછી તેણે ઉપેન્દ્ર તરફ ફરીને જોઈ પૂછ્યું: 'આજે કેમ છો, ઠાકુરપો?'

ઉપેન્દ્રે હાથ હલાવી જણાવ્યું કે ઠીક નથી.

કિરણમયી અત્યંત દુ:ખપૂર્વક બોલી: 'હું મરું! સુરબાલા આજે હયાત નથી સાંભળી હું રડયા જ કરું છું! એ જ તો મારી ગુરુ છે! એણે જ મને કહ્યું હતું કે ભગવાન છે! તે વખતે જો એના બોલ પર વિશ્વાસ આવ્યો હોત!'

એકાએક તેની નજર દિવાકરના ફિક્કા મોં પર પડતાં જ તે બોલી ઊઠી: 'રે! તમે કેમ આમ શરમિંદા બની બેઠા છો, ઠાકુરપો? તમને શું આ લોકો શરમાવે છે?'

કહી ઉપેન્દ્ર તરફ તીવ્ર દૃષ્ટિપાત કરી તે બોલી: 'એને તમે દુ:ખ ન દેશો, ઠાકુરપો, મારા હાથમાં તમે એને સોંપી ગયા હતા એ સત્યનો મેં એક પણ દિવસ ભંગ કર્યો નથી,—એને જીવની પેઠે સાચવતી આવી છું. પરંતુ મને હવે વખત નથી,—હવે એને તમે પાછો લઈ લો.'

એકદમ શાંત થઇ જઈ તે સ્નિગ્ધ સ્વરે બોલી: 'મારા પાલવે માતા કાલીનો પ્રસાદ બાંધેલો છે, ઠાકુરપો, જરા લેશો? વખતે એથી તમે સાજા થઈ જશો. કહે છે આમ ઘણા માણસો સાજા થઇ ગયા છે.'

એક દિવસ જે રમણીના રૂપની પણ સીમા નહોતી, વિદ્યા બુદ્ધિની પણ હદ નહોતી, એ જ આ કિરણમયી આજે શું બોલી રહી છે, તેનું એને પોતાને જ ભાન નથી!

સતીશ હવે સહી શક્યો નહિ, તે ઓહ!—કરી ઓરડો છોડી જતો રહ્યો, અને આટલે દિવસે ઉપેન્દ્રની આંખોમાંથી કિરણમયીને માટે આંસુ પડવા લાગ્યાં.

કિરણમયીએ નીચી નમી પાલવ વડે એ આંસુ લૂછી દઈ કહ્યું: 'રે, ડરશો નહિ ઠાકુરપો, તમે સાજા થઇ જવાના.'

આ વખતે સાવિત્રી તરફ તેની દૃષ્ટિ પડી. પળવાર ધારીને જોઇ તે બોલી: 'પેલે દિવસ તમે જ મને ગંગામાના ઘાટ પર મળ્યાં હતાં ને? જરા બાજુ ખસને બેન, તારી પેઠે હું પણ જરા ઠાકુરપોને ખોળામાં લઈને બેસું!'

સરોજિની તેનો હાથ પકડી બોલી: 'મને ઓળખી, ભાભી?'

કિરણમયી ખૂબ સ્વાભાવિક ભાવે બોલી: 'વાહ, કેમ નહિ? તમે સરોજિની ને?'

સરોજિની બોલી: 'ચાલો ભાભી, આપણે પેલા ઓરડામાં જઈ જરા વાતો કરીએ'

કહી જાણે કે તેને જોર કરીને તે બાજુના ઓરડામાં ખેંચીને લઈ ગઈ.

એ ઓરડામાંથી તે જાય ન જાય એટલામાં તો ઉપેન્દ્રનું સંજ્ઞાભાન લુપ્ત થઈ ગયું. કદાચ પરિશ્રમ અને ઉત્તેજના અસહ્ય થઈ પડવાથી હશે.

સાવિત્રી તેમ ને તેમ એને ખોળામાં લઇને બેસી રહી, આજે તે પાણી સુધ્ધાં પીવા માટે ઊઠી નહિ.

બધી બપોર આમ બેભાન દશામાં ગઇ, પરંતુ, સાંજ પછી તાવના વધવાની સાથે સાથે જ વળી તેનું ભાન પાછું આવ્યું.

આંખો ઉઘાડતાં પહેલી જ દેખાઈ સાવિત્રી. તે ક્ષીણકંઠે બોલ્યો: 'બેસી રહી છે, બેન? તને છોડી જતાં મારી આંખમાં પાણી આવી જાય છે, સાવિત્રી.'

સાવિત્રી રડીને બોલી: 'મને પણ તમે સાથે લઈ લોને, દાદા.'

ઉપેન્દ્રે એનો ઉત્તર દીધા વગર સતીશને કહ્યું: 'ભાભી ક્યાં છે?'

સતીશ બોલ્યો: 'નીચેના ઓરડામાં ઊંઘે છે, એમને મેં નજર આગળ જ રાખ્યાં છે.'

'નજર આગળ જ રાખજે ભાઈ, એ ફરી સુરથ ન થાય ત્યાં લગી. પરંતુ તારે બીવાનું નથી, સતીશ. એમના અંતરનો આઘાત કેટલો અસહ્ય

છે એ સમજવાની શક્તિ આપણામાં નથી, પરંતુ એ ગમે તેટલો ભયંકર હોય, તો યે આવી ભારે બુદ્ધિને તે હમેશને માટે મૂઢ બનાવી રાખી શકશે નહિ.'

સતીશ બોલ્યોઃ 'હું એ જાણું છું, ઉપીનદા.'

પછી પળવાર ચુપ રહી તે બોલ્યોઃ 'તમારા દિવાકરનો ભાર પણ હું જ લઉં છું, જો વિશ્વાસ રાખી સોંપી જાઓ તો.'

જવાબમાં ઉપેન્દ્ર માત્ર હસવાનો પ્રયત્ન કરી પડખું ફરી સૂઈ રહ્યો. ઘણી વાતચીત, અને ઘણી ઉત્તેજનાએ તેના જીવનદીપનું છેલ્લું તેલનું ટીપું સુધ્ધાં બાળીને ખલાસ કરી નાખ્યું. થોડી જ વારમાં દેખાયું કે તેના મોંમાંથી લોહી પડે છે, શ્વાસ ચાલે છે કે નહિ કંઇ કહેવાય નહિ.

ઊંચકીને સૌએ તેને નીચે ઊતારી દીધો—ઉપેન્દ્રના નિષ્પાપ વિયોગી જર્જર પ્રાણ એની સુરબાલાની શોધમાં ચાલ્યા ગયા.

પછી સૌના સામટા કંઠના ગગનભેદી ક્રન્દનમાં આખું ઘર કાંપી ઊઠ્યું; પરંતુ, નીચેના ઓરડામાં કિરણમયી નિરાંતે ઊંઘતી જ રહી.





નોવેલ સારી છે. સતીશ નું પાત્ર બહુ જ સરસ છે.

